રસિક નવલકથા

# ભામિની કે ભૈરવી?

અથવા

## ભેદી ત્રિશૂળના ચમત્કાર.

સુંદર ચિત્રો સહિત.

" Literature is a mirror which
reflects the position of a nation. "

પ્રયોજક:-

ઇશ્વરલાલ એમ વીમાવાળા.

કણાંપીઠ-સુરત.

પ્રકાશક.

હરિભાઈ દલપતરામ પટેલ.

શાહપુર વનમાળીવાંકાની પોળ-અમદાવાદ.

સોલ એજન્ટ:-

હરગોવનદાસ હરજીવનદાસ પુસ્તકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા-અમદાવાદ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩

કિંમત રૂ. ૨-૮-૦.

( પ્રકાશકે સર્વ હક્ક પોતાને સ્વાધીન રાખ્યા છે. )



ટુંક સમયમાં બહાર પડી ચુકી છે.

સંસારિક નવલકથા

# મડમ કે મધુરી.

લેખક—મણિલાલ છબારામ ભટ્ટ.

કિંમત રૂ. ૨—૦—૦

અમદાવાદ શાહપુર વ... ગીવાંકાની પોળમાં હરિભાઇ
દલપતરામે પોતાના "..ન્થોદય" પ્રેસમાં છાપી.

# પ્રસ્તાવના.

**सुवाङ्मयेन गीतेन युवतिनाम् च लीलया ।**
**यस्य न द्रवतेचितं स वै मुक्तोऽथवा पशुः ॥**

" A novel is an easy medium of teaching and a detective novel easily teaches the practical method of the world. "

મારી સાહિત્ય પ્રવૃત્તિનું આ બીજું અપત્ય વાંચકવર્ગની સમક્ષ મૂકતાં મને ઘણો આનંદ થાય છે. એ એક નાનકડી ડીટેકટિવ નવલકથા છે.

નવલકથા અનેક પ્રકારની હોઈ શકે. તેના ગુણ પ્રમાણે બે ભાગ પાડીએ, તો એક—ટુંકી પરંતુ લાંબી અસરકારક. અને બીજી—momentary ક્ષણિક આનંદ આપનારી. એમ વિભાગ પાડી શકાય. આ નવલકથા બીજા વર્ગમાં મૂકી શકાય. એ જાતની વાતો નવરાશમાં સમય ગાળવા માટે તેમજ દીલગીરીના સમયમાં મનરંજન કરવા માટે અત્યંત ઉપયોગી થઈ પડે છે.

Sensational—(એટલે વગીજ ઉથલપાથલ વાળી) આ નવલકથાને કહી શકાય. જેમાં પ્રત્યેક પ્રકરણમાં—પ્રત્યેક પાને પાને નવીજ અને વિચિત્ર ખટપટો આવે, વારંવાર ઉતાવળના અને દોડાદોડના બનાવો વર્ણવવામાં આવ્યા હોય—તેવીજ વાર્તાઓ ઉપર બતાવ્યા પ્રમાણે ક્ષણિક આનંદ—momentary pleasure—ઉત્પન્ન કરી શકે છે અને સામાન્ય મનુષ્ય જીવનમાં એવા આનંદની પણ કોઈ કોઈ વાર જરૂર પડે છેજ.

" **ભામિની કે ભૈરવી** " માં એ પ્રકારનો આનંદ વાંચકને

જરૂરજ એવી આશા રાખું છું. એનાં દરેક પ્રકરણમાં અને પાને પાને વાંચકને "ભેદી-ભરેલા ત્રિશૂળ" ના પ્રભાવે કંઇને કંઇ નવું અને આકર્ષક વાંચન મળશે; એ ત્રિશૂળની હીનભાગી વારસ કુમારી સરોજિનીની બુદ્ધિનો વિચિત્ર ચમત્કાર વાંચકની દ્રષ્ટિએ પડશેજ એમાં મને સંશય લાગતો નથી: અને એથીજ એકવાર વાંચવી શરૂ થયા પછી "**ભામિની કે ભૈરવી**" વાંચકને ગુંદ જેવી વળગશે!

ત્રિશૂળનું ચિન્હ" એ કલ્પિત છે, અસંભવિત છે એમ કબુલ કરવુંજ જોઇએ. પણ ચકવા ચકવી, અને બીજાં અવાચક પ્રાણીઓને વાતચિત કરતાં વર્ણવવામાં આવેલાં હોય તેવી વાતો પણ જો લોકો રસથી વાંચે છે તો આ મનુષ્ય પ્રાણીની રસીલી વાત વાંચતાં સમાજ મોં મચકોડશે નહિ એમ આશા રાખું છું. કારણ કે આ વાર્તાનું મૂળ એક સિનેમા ફિલ્મ ઉપરથીજ આ નવલકથાનો પ્લૉટ સૂચિત છે, અને ત્રિશૂળ સંબંધીની વાત જો તેમાંથી કાઢી નાખીએ તો આખો પ્લૉટ પડી ભાગે એમ હોવાથી તે રાખવો પડયો છે.

પરદેશી ફિલ્મની પુત્રી રૂપ હોવાથીજ આ નવલકથાના પ્લૉટમાં કોઇક સ્થળે 'અજુકતું' રહી ગયું હશે–inconsistency આવી ગઇ હશે, પરંતુ રસિક વાંચક તે તરફ લક્ષ ન આપતાં વાર્તાના સરળ પ્રવાહમાંજ વહી જવાનું ઉચિત ધારશે એમ ઇચ્છું છું. તેમજ દ્રષ્ટિ ચુકથી શબ્દપ્રયોગની ભૂલ થઇ હોય તે માટે ક્ષમા માગું છું.

અંતે આ વાર્તાનું મેટર હસ્તલિખિત સ્થિતિમાં હતું ત્યારેજ તેને રસ લઇ વાંચી તેમાંની ભૂલો દ્રષ્ટિચુકો ઇત્યાદિ મને બતાવી આપવા મારા મિત્ર રા. રા. માણેકલાલ વિ. પારેખનો હું આ સ્થળે આભાર માનવાની તક લઉં છું.

ફળીપીક, સુરત.
કાર્તિક પૂર્ણિમા ૧૯૭૬ } ઇશ્વરલાલ. એમ. વીમાવાળા.

# અનુક્રમણિકા.

| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૨૩ મું. | ત્રિશુળધારિણીનો હવન! ... ... ... | ૧૮૨ |
| ૨૪ મું. | વનભોજન! ...ભૂઉઉત! ... ... ... | ૧૮૯ |
| ૨૫ મું. | ત્યારે સરોજ કોણ? ... ... ... | ૧૯૬ |
| ૨૬ મું. | વીસ વર્ષની વાતો. ... ... ... | ૨૦૩ |
| ૨૭ મું. | "પેટીમાંનો રાક્ષસ!" ... ... ... | ૨૧૨ |
| ૨૮ મું. | લાલા કનૈયાલાલનો ભાગીઓ. ... ... | ૨૨૦ |
| ૨૯ મું. | કનૈયાલાલનું કાટલું. ... ... ... | ૨૨૮ |
| ૩૦ મું. | વીજાકાકાનું હેત! ... ... ... | ૨૩૩ |
| ૩૧ મું | મીલ મજુરોની હડતાળ. ... ... ... | ૨૪૨ |
| ૩૨ મું. | આભ ફાટયું! ધડાક્ ધુસ!! ... ... | ૨૫૧ |
| ૩૩ મું. | પ્રેમાવિષ્કરણ અને રહસ્ય ભેદ ... ... | ૨૬૦ |
| ૩૪ મું. | વીજલાનું વેર, અને યમને ઘેર! ... ... | ૨૬૯ |
| ૩૫ મું. | ભયંકર સ્વપ્ન. ... ... ... ... | ૨૭૭ |
| ૩૬ મું. | ભેદ ફૂટયો અને ફાટયો! ... ... ... | ૨૮૪ |
| ૩૭ મું. | "અચ્યુતં કેશવમ્" ... ... ... | ૨૯૨ |
| ૩૮ મું. | અને આરતી! ... ... ... | ૨૯૯ |





॥ तत्सत् परमात्मने नमः ॥

# ભામિની કે ભૈરવી?

અથવા

# ભેદી ત્રિશૂળનો ચમત્કાર.

૧

## કેદખાનાને રામરામ!

પ્રિય પાઠક ! આપણા સુપરિચિત ડીટેક્ટિવ શ્રીરત્નલાલના આ નવિન અને આશ્ચર્યકારક પરાક્રમના ઇતિહાસમાં પ્રવેશ કરવા માટે તારી દ્રષ્ટિને અલબેલી મુંબાઇ નગરીમાં આવેલી એક પોલીસ ચોકીના ઓટલા ઉપર ઉભેલી વ્યક્તિઓ પ્રતિ દોરવ અને ધ્યાન આપ.

રમણીય પ્રભાતનો સમય છે. માત્ર આઠ વાગ્યા હશે. અત્યારે ચોકીના ઓટલાનાં પગથીઆં આગળના એક થાંભલાને અઢીંગીને એક સત્તર અઢાર વર્ષની યુવતિ, કમ્મર આડો એક હાથ રાખી તેની મુઠી પર બીજો હાથ ટેકવી તેને હડપચીએ લગાડી, વિચારગ્રસ્ત સ્થિતિમાં ઉભી રહેલી છે. સ્ત્રીઓનાં રૂપને લાંબાં લાંબાં વાક્યો લખીને વર્ણવવાની ખોટી ટેવ આ લેખિનીને પાડવા કરતાં ટુંકામાં એટલુંજ કહીશું કે તે એક સુંદરી હતી, મનોહર શ્યામા હતી. તેનું નામ સરોજિની હતું.

ઢાકાની ઝીણી મલમલનું એક ભુરૂં ગવન, તેનેજ શોભાવે એવી એક રેશમી ચોળી, લેડી ફેશનનાં નાનકડાં બૂટ તથા તેવીજ એક છત્રી અને તેની સાથે મુંબાઇ શહેરમાં રહેનારી એક યુવાન અબળા પોતાને શોભાવવા માટે જે જે શૃંગાર અગત્યનો ધારે તે સર્વ આ કુદરતી મનોહર માનવ–પ્રાણીની આસપાસ દીપી ઉઠતાં હતાં.

સરોજિનીની સામેજ એક ચાળીસ પીસ્તાળીસ વર્ષની આધેડ બાઇ ઉભેલી હતી. તે વિધવા દેખાતી હતી. એની નજરમાં એના પ્રત્યેક દૃષ્ટિપાતમાં સરોજ માટેની જે ઉર્મિ સ્પષ્ટ દેખાઈ આવતી હતી તે પરથી તો એ તેની માતા હોય એમજ લાગતું. બંને કોઇ [illegible] દ્રવ્યવાન શેઠીઆને ત્યાંના હોય એમ તેઓનો પોશાક સૂચવતો હતો.

તેમની બાજુમાં કાળા પોષાકમાં સજ્જ થયેલો એક પોલીસ જમાદાર ઉભો હતો, અને તે ઉપર્યુક્ત આવેલી સ્ત્રીઓને માન આપવા માટેજ પોતાના સ્થાન પરથી ઉઠ્યો હોય એમ લાગતું હતું.

“કેટલી વાર છે? કેદીઓ છૂટવાને?” પેલી નવયૌવના અબળાએ થોડીક વાર પછી પેલા જમાદારને પ્રશ્ન પૂછ્યો.

“હમણાંજ છૂટશે. દશેક મિનિટ લાગશે, નામો લખાઈ ગયાં છે, વૉરનિંગ અપાય છે...” જમાદારે જવાબ આપ્યો.

જમાદારનો ઉત્તર પુરો થાય તે પહેલાં તો ત્રણે જણાંનું ધ્યાન બીજી તરફ આકર્ષાયું. એક પચીસ ત્રીસ વર્ષનો યુવાન તે થાણાના કંપાઉન્ડમાં પ્રવેશ કરી પગથીઆં ચઢતો હતો. તેણે આલપાકાનો ઓપન કૉલરનો એક આખો કોટ, જાકીટ, સોનાના બટનવાળું ખમીસ બેંગ્લોરી ટોપી, કલકત્તાનું રેશમી કોરનું ઝીણું ધોતીયું, અને પગમાં દક્ષિણી ફેશનની પુનેરી સપાટ પહેરી હતી. કોટનાં બટન ખુલ્લાં રહેલાં હોવાથી જાકીટના ઉપરના ગજવામાં રાખેલા ઘડીયંત્રનો સોનેરી છેડો શોભી ઉઠતો હતો.

હવે શું બાકી ? આ લેખિનીની સાથે સતત્ પરિચયવાળા વાંચકોએ તો એ નવિન આવનાર વ્યક્તિને ક્યારનીયે ઓળખી હશે.

તે બીજું કોઇ નહિ પણ શ્રીપતલાલ ડીટેક્ટિવજ હતો. ફરવા નીકળતો ત્યારે હંમેશાં શ્રીપતલાલ એક ફાંકડો જુવાન મુંબાઇગરો બની જતો. જાતે ઝાઝું અંગ્રેજી ભણેલો નહોતો છતાં વાતચિતમાં એક ખરા ઇંગ્લીશમેનને પણ આંજી નાંખે એવી છટા વાપરી શકતો. અત્યાર સુધીમાં એણે દશેક કેસ હાથમાં લીધેલા અને તેમાંના ઘણા ખરામાં વિજયી નીવડેલો.

અત્યારે પ્રભાતકાળમાં પણ એ ફરવા નીકળેલો હોય અને ત્યાંથીજ પરભાર્યો આ તરફ આવ્યો હોય એમ લાગતું હતું.

થાણાના દરવાજામાં પ્રવેશ કરતાંજ એની નજર પેલી નવયૌવના સ્ત્રી ઉપર—આપણી સુપરિચિત સરોજ ઉપર પડી અને એ ચમક્યો.

આવી સુંદર બાળા પોલિસથાણા પર ક્યાંથી ?

પરંતુ એવા વિચારે પગથીયાં આગળ રોકાવાનો એને સમય પણ ન હતો તેમ અધિકાર પણ ન હતો. પરસ્પર મળવા જતી દૃષ્ટિને અટકાવી તે પાધરો અંદર ગયો. ઉતાવળે દ્વારમાં પ્રવેશ કરતી વખતે એના ગજવામાંથી એક ચિઠ્ઠી પડી ગઇ તેનું એને લક્ષ ન રહ્યું. દ્વારમાં જે પોલિસ જમાદાર ઉભેલો હતો તે પણ એને સલામ કરી એની પાછળજ અંદર ગયો એટલે પડેલી કાગળની કાપલી ઉપર લક્ષ રાખનાર માત્ર બેજ જણાં રહ્યાં.

સરોજે ઝટ લઇ તે ચિઠ્ઠી ઉપાડી લીધી અને ઉઘાડી વાંચવા માંડી

" પોલિસ સુપરી૦ ઑફીસ

તા. ૧૫ મી ઑગ૦......

રા. રા. શ્રીપતલાલ વિ. ગુર્જર

પ્રાઇવેટ ડીટેક્ટિવ—મુંબાઇ.

આપે ઘણા દિવસ થયાં અમને દર્શન દીધાં નથી, એટલે આજ

કુદરતી રીતેજ આપને તેમ કરવાની જરૂર પડશે. કારણ, "દામા ચંણુ" એ નામથી જે બદમાશ આખા મુંબાઈ શહેરમાં મશહુર છે અને જેની કુમાર્ગે વપરાતી અથાગ શક્તિની આપને માહિતી છેજ તે આજે સવારે સાડાઆઠ વાગે તુરંગમાંથી મુક્ત થનાર છે. આપે હવે પ્રાઈવેટ વ્યવસાય શરૂ કર્યો છે પરંતુ તેમાં પણ આ સખસ ઉપર નજર રાખ્યા કરશો તો મને ખાત્રી છે કે થોડાજ વખતમાં એકાદ નવો રહસ્ય–ભેદ આપને હાથે ખુલશે, અને આપ અનાયાસે સરકારને સહાયભૂત બનશો, તેમજ યશ પ્રાપ્ત કરશો.

સહી૦

પોલિસ સુપરીન્ટેન્ડેન્ટ."

એક હરિણીનાં નેત્રની ચંચળતાથી ચિઠ્ઠીને આદ્યંત વાંચી સરોજે પેલી પ્રૌઢા–જેનું નામ નંદનબા હતું–તેના તરફ જોઇ ધીમે સાદે કહ્યું, "એ તો શ્રીપતલાલ ડીટેકટર છે..."

નંદનબાના મુખ પરની ઉત્સુકતા શાંત થઈ ગઇ.

થોડીક ક્ષણ પછી શ્રીપતલાલ બહાર આવ્યો, અને અત્યંત વિનીત ભાવથી નંદનબા તરફ ફરીને તેણે પૂછયું:–" આપ કયાંનાં નિવાસી છો ? અને અહીં શા અર્થે આવવું થયું છે ?"

"અમે મુંબાઇમાંજ ચર્નીરોડ આગળ રહીએ છીએ. આપ કદાચ અમને ઓળખતા નહિ હો, પરંતુ અમારૂં અહીં ઘણીવાર આવવું થાય છે."

"ઘણીવાર આવવું થાય છે !?" શ્રીપતલાલે આશ્ચર્યથી કહ્યું.

"હાજી. જ્યારે જ્યારે કેદીઓ છુટવાના હોય છે ત્યારે હું ખાસ કરીને અહીં હાજર રહું છું." વચમાં સરોજે ઉત્તર આપ્યો.

એક અપરિચિત પુરૂષ સાથે વગુ બોલાબોલ ન કરનાર આ સુંદરીની સાથે વાર્તા કરવાનો પ્રસંગ હવે આવ્યો છે એમ શ્રીપતલાલને લાગ્યું, અને તેની સાથે હિંમત પણ આવી.

તેણે નમ્રતાથી પૂછ્યું-" આપનું નામ શું ? "

" સરોજિની " તે બાલિકાએ ઉત્તર આપ્યો.

" શું આપ અહીં કેદીઓ છુટવાને દરેક દિવસે આવો છો ? "

" હાજી. " ઉત્તર મળ્યો.

" શા અર્થે ? "

શ્રીપતલાલના આ પ્રશ્નનો ઉત્તર આપવા જતી સરોજને અટકાવી નંદનમાએજ કહ્યું, " જુઓની, ભાઈ હુંજ તમને કહું. કેટલાક દિવસો પર અમે ન્યુસપેપરમાં વાંચ્યું હતું કે એક કેદીએ કેદખાનામાંથી છૂટયા પછી પોતાનો સગાંવહાલાંઓએ તિરસ્કાર કર્યાથી આત્મહત્યા કરી. આ વર્ણન એવું તો અસરકારક અને હૃદયદ્રાવક રીતે કરવામાં આવેલું હતું કે મારી સરોજનું હૃદય તે વાંચી પીગળી ગયું અને તે દિવસથી અમે કેદીઓ છૂટતી વખતે અહીં ઘણું ખરૂં હાજર રહીએ છીએ અને છૂટનારને આશ્વાસન તથા બોધ આપી દ્રવ્યની મદદ આપીએ છીએ—જેથી કેદી પોતાનું ભાવિષ્ય સન્માર્ગે અને સ્વતંત્ર રીતે સમાજમાં માન મેળવી નિર્ગમન કરે અને એવાજ ઉદ્દેશથી અમે આજ પણ આવ્યાં છીએ અને કેદીઓ છૂટવાની રાહ જોઇએ છીએ...કેટલી વાર છે હજુ ? "

" વૉર્નિંગ અપાઇ ગઇ છે. હમણુંજ છૂટશે " શ્રીપતલાલે ઉત્તર આપ્યો. "હું ઘણા બધા દિવસથી અહીં આવુ છું, છતાં આપને તો આજેજ જોઉં છું, એનું કારણ શું ? "

" આપે અમને આજેજ જોયાં હશે, પરંતુ આપનો ડીટેક્ટિવનો ધંધો એટલે તદનુસાર જુદા જુદા વેશ લઇને અહીંથી બહાર પડતાં મેં તો ,આપને ઘણીવાર જોયા છે ! " સરોજે ચતુરાઇથી ઉત્તર આપ્યો.

શ્રીપત ચમક્યો.

" હેં ! મારો ડીટેક્ટિવનો ધંધો છે તે આપને કોણે કહ્યું ? "

" આ કાગળની કાપલીએ. "

એમ બોલતાંની સાથેજ પેલી ચિઠ્ઠી શ્રીપતલાલના હાથમાં સરોજે મૂકી દીધી. તે જોતાંજ શ્રીપત આશ્ચર્યથી ઝંખવાણો પડયો.

" આ ચિઠ્ઠી તમારી પાસે કયાંથી ? "

" ગભરાશો નહિ. મેં ચોરેલી નથી. અંદર જતાં તમારા ગજવામાંથી અહીં નીકળી પડેલી હતી, તે મેં લઈ રાખી છે. "

" ઘણું સારૂં કર્યું. જો કે આ ચિઠ્ઠીમાં દૈવત જેવું કાંઈ નથી પરંતુ તે જેમ ઓછા હાથમાં જાય તેમ સારૂં. " શ્રીપતલાલે સંકોચાતે મને ઉત્તર આપ્યો. " ખરેખર, તમે અત્યંત ચતુર છો હોં ! "

સરોજે માત્ર મંદ હાસ્યથીજ ઉત્તર વાળ્યો; પરંતુ એ ઉત્તર મળતાંજ શ્રીપતલાલના હૃદયને વિચિત્ર આકર્ષણ થયું. સરોજની મધુરી આકૃતિએ એનાં નેત્રને તો કયારનાંએ મોહિત કરી નાંખ્યાં હતાં; અને હવે તો ધીમે ધીમે પોતાનું હૃદય પણ તેને શરણે જતું હોય એમ એને લાગ્યું.

" ત્યારે તો મારૂં નામ પણ તમે જાણ્યું હશે. " શ્રીપતલાલે કેટલોક વખત શાંત રહીને કહ્યું.

" હાજી. શ્રીપતલાલ ગુર્જર. "

" બરોબર છે. પરંતુ એટલું હું યાચી લઉં છું કે એ જે તમે જાણ્યું, તે બીજા કોઇને કહેશો નહિ. "

" ઠી...ક. " એ શબ્દથી સરોજ શ્રીપતલાલની યાચનાનો ઉત્તર આપવા જતી હતી એટલામાં થાણાના મુખ્ય ખંડમાંથી એક જમાદારનો " દામા ચંબુ. " એવો અવાજ આવ્યો.

થોડીજ વારમાં એક વિચિત્ર આકૃતિવાળા નહિ સુંદર, નહિ બેડોળ—એવા એક કેદીને ત્યાં લાવી ઉભો કરવામાં આવ્યો. એટલા ઉપર તેના હાથ–પગની શૃંખલા છોડી નાંખવામાં આવી, અને

"ન હવે નીતિથી વર્તજે." એવા શબ્દોમાં સુપરીન્ટેન્ડેન્ટ સાહેબે તેને વિદાયગીરી આપી. દામુ તે સાંભળવાની જરા પણ દરકાર કર્યા વિના ચાલવા મંડ્યો, એટલામાં પેલા જમાદારે તેને રોક્યો.

"એઈ. દેખો. વહ બાઈસાબ કુછ કહને મંગતી હય." એમ કહી જમાદારે રૂવાબથી દામુ પ્રતિ ડોળા કાઢ્યા.

દામુ થોભ્યો અને સરોજની તરફ ફર્યો.

"તમારૂં નામ શું ? ભાઈ!" સરોજે એક નાની બહેનના જેવી નરમાશથી પ્રશ્ન કર્યો.

"દામેશ્વર જગજીવન." દામુએ તેની નરમાશની અવગણના કરતાં તિરસ્કારયુક્ત મુદ્રાથી ઉત્તર આપ્યો.

સરોજ સ્તબ્ધ થઈ, પરંતુ નિરાશ ન થઈ. એણે એવા ઉત્તર ઘણીવાર સાંભળ્યા હતા. કેટલીક વાર અભણ કેદીઓ એ બિચારીનું અપમાન પણ કરતા. છતાં અંતરની સદ્વૃત્તિથી સરોજ તે સર્વ સહન કરતી, અને પોતાની ઉચ્ચ ભાવનાને તૂટવા દેતી નહિ.

"દામુભાઈ! હું ખાસ તમને મળવા માટેજ આવી છું." કેટલીક ક્ષણ વિચાર કર્યા પછી સરોજે શરૂ કર્યું, "તમને કાંઈક મદદ કરવી એજ મારી ઇચ્છા છે. ઘણા દિવસ આ સ્થાને રહેવાથી..."

"મને મદદ! કેવી મદદ? નરકમાં પહોંચાડવાની?" દામુ વચ્ચેજ બોલી ઉઠ્યો.

"નહિ, નહિ, તમે એમ બોલી છેક નિરાશ ન થાઓ. મને ખબર છે કે હવે દુનિઆ તમને આવકાર આપશે નહિ અને સમાજમાં—સગાં વ્હાલામાં તમારો તિરસ્કાર થશે; પરંતુ તેથી ગભરાશો નહિ, અકળાશો નહિ. હું તમને એ માટેજ આશ્વાસન આપવા આવી છું. તમે યાદ રાખજો કે તમારો એક મદદગાર હજુ તમને સત્કાર આપશે અને તેથીજ તમારે નિરાશ થવાનું કારણ નથી. હજુયે તમારી

ઉન્નતિ થઇ શકશે. તમે પ્રમાણિકપણે સ્વતંત્રતાથી રહેતાં શિખશે, અને કોઈ સારા ધંધે વળગી શકશો. તમે આત્મઘાત કરવાનો જરા પણ વિચાર કરશો નહિ. તમને સ્ત્રી હશે, પુત્ર હશે, તે લોકોને ખાતર તો તમારે..."

દામુ હસ્યો.

"સ્ત્રી? હું તેતો ક્યારની મરી ગઇ...ગરીબ બિચારી...! દશ વર્ષ પણ થયાં હશે..."

"તો પણ તેનાં કાંઈ બાળબચ્ચાં હશે. પુત્ર હશે, પુત્રી હશે તેને માટે તો તમારે..."

"એંહ!" દામુ વિચિત્ર અવાજથી બબડ્યો, અને સરોજિની પ્રતિ એક ક્રુદ્ધ દ્દષ્ટિપાત નાંખી, વધારે સાંભળવાની તકલીફ લીધા વિના ઝપાટાબંધ પગથીઆં ઉતરી ચાલતો થયો !

## ૨

## સોનેરી ત્રિશૂળનો પ્રથમ પરિચય.

સામેની આગળની પેલી પેપર મીલના દરવાજા આગળ એક વીસ બાવીસ વર્ષનો છોકરો આંટા માર્યા કરે છે. ઘડીકમાં રસ્તાને આ નાકે, તો ઘડીકમાં પેલે નાકે જઇને તે થોડી થોડી વાર ઉભો રહે છે, એટલે તે કોઇની વાટ જોતો હોય એમ સ્પષ્ટ દેખાય છે.

થોડીવારે તેણે એક નાકે જઈ રસ્તામાંથી જડેલું એક બીડીનું ઠુંઠું સળગાવ્યું, અને બ્હીતો બ્હીતો તે ફુંકવા લાગ્યો. એક કલાક થયો, દોઢ કલાક થયો, પરંતુ પોતે જેની વાટ જોતો હતો તે માણસ ન મળવાથી નિરાશ થઇ અંતે તેણે બજાર ભણી ચાલવા માંડ્યું.

મીલ તો ક્યારનીયે ચાલુ થઈ ગઇ હતી. છતાં હજુ પણ કેટલાક રખડ્યાખડ્યા કારીગરો રસ્તામાં મળતા હતા, અને મીલ તરફ ઉતાવળાં પગલાં ભરતા હતા.

" અલ્યા, ક્યાં ચાલ્યોરે શંકરીઆ ?" સંતાઇને જતા પેલા છોકરાને એક પ્રશ્ન કર્યો.

" માથું ફોડવા તારૂં." શંકરે તોરમાં જવાબ આપ્યો.

" હાજરી વખતે...માસ્ટરને કે'જે કે માંદો પડયો છ." પેલો કારીગર પોતાનું વાક્ય આગળ લંબાવે તે પહેલાંજ ચતુર શંકરીઆએ તેને હસીને જવાબ આપ્યો. અને આગળ ચાલવા માંડયું.

પ્રિય વાંચક ! આ શંકરીઓ તે બીજો કોઇ નહિ પણ કેદી દામા ચંબુનો એકનો એક દીકરો—" શંકર ચંબુ "—હતો. પોતાના બાપને વારવાર કેદમાં જવું પડે છે તે તથા તેનું કારણ તે સારી પેઠે જાણતો. હાથ ચાલાકી અને લફંગાઇમાં કાંઇ પોતે પાછો હઠે તેમ ન હતું અને આટલી નાની વયમાં પણ એ બે ડઝન કારખાને નોકરી ભરી આવેલો. બીડી, દારૂ, જુગાર, અને નાના પાયા પર ચોરી એ વિષયો પણ એણે સારી પેઠે હસ્તગત કર્યા હતા; અને પહેલી બે વસ્તુઓ મેળવવાને માટે તે પાછલી બે વસ્તુઓનો ઘણી કુશળતાથી ઉપયોગ કરી શકતો.

શંકર ઠીંડતો ઠીંડતો ગીરગામ બેક-રોડના રસ્તા પર આવ્યો અને એક મોટા માળાના દરવાજા આગળ પચાસેક માણસોનું ટોળું ભેગું થયું હતું તે તરફ વળ્યો. ત્યાં બે ચાર માણસોએ એક ચોરને પકડયો હતો અને તેને ચોકી પર લઇ જવા માટે ખેંચાતાણ થતી હતી. કેટલાક અટકચાળાઓ " મારો એ હરામખોરને, લગાવો બે તમાચા." વગેરે સુંદર વાકયોનું ઉચ્ચારણ કરી રહ્યા હતા. ભીડ એટલી જામી હતી કે નવા આવનાર ઉત્સુક માણસને ટોળાની અંદર જઇ શું છે તે જોવાનું બહુજ મુશ્કેલ થઇ પડે.

આપણા શંકરીઆને તેવુંજ થયું. ટોળું ભેગું થવાનું કાંઇ કારણ તો જોઈ શકયો નહિ પરંતુ એક શોખીન યુવાન તાલાના ગજવામાંથી સોનાનું ઘડીઆળ બોંય પડુ પડુ થઇ રહ્યું હતું તે એની નજરે ચઢયું.

અત્યંત ચાલાકીથી શંકરે ઘડીઆળને હાથ લગાડ્યો. એટલામાં એના શરીરપર એક ધક્કો લાગ્યો. પાછું ફરી જુએ છે તો પોતાનો બાપ!

દામુએ શંકરનો ઉદ્દેશ તરત કળી લીધો અને તેને તે કામ કરતો અટકાવવા માટે તેનો હાથ પકડી ખેંચ્યો. તેની સાથે તરતજ ઘડીઆળનો છેડો ખેંચાતાં પેલા તાત્યાની શુધબુધ ઠેકાણે આવી અને પોતાનું ઘડીઆળ બહાર લટકતું જોઇ તે પણ બૂમ પાડી ઉઠ્યો– "ચોર...ચોર, ચોર દુસરા ચોર. માઝં ઘડીઆળ બાહાર કાઢલં. હરામખોરાલા પકડા. ચોર આહે."

શંકર ગભરાયો. નજર ચુકવી તે દોડવા લાગ્યો. તેની પાછળ તેનો બાપ પણ દોડ્યો, એટલે ટોળામાંના માણસોને તે બંને ઉપર વહેમ આવતાં કેટલાંક તેમની પૂંઠ લીધી; તેમાં દામુ ઉપર સતત્ નજર રાખી રહેલો, અને સુંદર સરોજિનીના મનોહર સ્વરૂપની શૃંખલામાંથી હમણાંજ મુક્ત થએલો આપણો ચતુર ડીટેકટિવ શ્રીપતલાલ મુખ્ય હતો.

દામા ચંબુ એક અડંગ ઉઠાઉગીર હતો. અને પોતાના એ ધંધાને અનુકૂળ પડે તેમ તેણે અંગ પણ ઠીક કેળવ્યું હતું; એટલે કોમળ અને ફાંકડા શ્રીપતલાલને તો શું, પરંતુ એક સાધારણ પાવરની મોટરને પણ એની પૂંઠ લેવાનું ભારે થઇ પડે એવો તેનો વેગ હતો. તેજ પ્રમાણે આજ દશ દશ વર્ષ થયાં આ મુંબાઇ શહેરમાં રખડતો એટલે ભાગ્યેજ કોઇ ગલીકુંચીમાં એ નહીં આવ્યો ન હશે.

દોડતાં દોડતાં બાપ દીકરો બંને એક ગલીમાં ઘુસ્યા. પૂંઠ લેનારાઓમાંના કેટલાક ધીમે ધીમે ખરવા લાગ્યા. શ્રીપતલાલ પણ પાછળ પડવા લાગ્યો. એટલામાં એક નાની પેટાગલી આવી તેમાં વિજળીને વેગે દાખલ થઇ જતાં શ્રીપતલાલ ભોંઠો પડ્યો અને શિકાર ક્યાં ગયા તે ધ્યાનમાં રહ્યું નહિ.

એ વેળાએજ ધીમે ધીમે વરસાદના છાંટા પડવા લાગ્યા. શ્રીપ-

નલાલ પાસે છત્રી ન હતી એટલે તે એક ઓટલા ઉપર ચઢી ગયો. થોડી વારમાં તો વરસાદ વધવા લાગ્યો અને અંતે એક સખત ઝાપટું આવ્યું. શ્રીપતલાલે ધાર્યું કે હવે હાલને હાલ ઘેર જઇ શકાશે નહિ; તેથી તે લાંબા ઓટલા ઉપર એણે આમથી તેમ આંટા મારવા માંડ્યા. બદમાશોએ એને જે ચાલાકીથી હથેલીમાં ચાંદ બતાવ્યા જેવું કર્યું હતું તે માટે પોતાને શરમ લાગી; અને હવે એને કેવી રીતે દાવમાં લેવો તેનો વિચાર કરતાં એને એમ તો લાગ્યુંજ કે એ બે ગુન્હેગારો હજુ આટલામાંજ હોવા જોઇએ. જરૂર તેઓ મારા ઉપર નજર રાખી રહેલાજ હશે.

એટલામાં એણે સામેના ઘરની બાજુમાંની સાંકડી જમીનમાં એક છોકરાને કાંઇક શોધતાં જોયો. તરત તે તેની પાસે ગયો.

" અલ્યા તું શું શોધે છે ? ભાઇ ! " શ્રીપતલાલે માયાળુ સાદથી પૂછ્યું.

" કંઇ નહિ. "

" ના. પણ તું કાંઇક શોધે છે તો ખરો. "

" તેનું તમારે શું કામ છે ? "

" હું તને શોધવા લાગું... "

" હેં ! "

" હા. તું મને કહે. શું ખોવાયું છે ? "

" હમણાં આ બારણામાં બે માણસો ગયાં ત્યારે તેના હાથમાંથી કંઇક પૈસા જેવું પડ્યું તે હું શોધું છું. " છોકરાએ સામેની ભીંત તરફ આંગળી કરીને હસતાં હસતાં જવાબ આપ્યો.

શ્રીપતલાલે તે ભીંત તરફ નજર કરી, પણ ત્યાં કોઈ બારણું હોય એમ એને લાગ્યું નહિ તેથી તેને નવાઇ લાગી.

" અલ્યા ભાઈ કયા બારણામાં બે માણસ ગયાં ? ક્યાં છે બારણું ? "

" પેલું રહ્યું. દેખાય છે કે નહિ ? " એમ કહી ફરીથી તેણે ત્યાંજ આંગળી કરી.

શ્રીપત વિચારમાં પડ્યો. " ક્યાં છે ? મને તો કાંઈ દેખાતું નથી."

છોકરો દોડીને ભીંત પાસે ગયો અને એક ભાગ ઉપર આંગળી મૂકી બોલ્યો, " આ રહ્યું, જુઓ. "

" હેં ! "

એમ બોલતો બોલતો શ્રીપતલાલ અત્યંત આશ્ચર્ય સહ બાળકની પાસે ભીંત પાસે જઇને ઉભો; તો ખરેખર ત્યાં ભીંતમાં એક ઉભી ફાટ હતીજ ! શ્રીપતલાલે બારીકીથી તપાસ કરી તો આખું બારણું ભીંતમાં કોતરી કાઢેલું–ભીંતની સપાટીની સાથેજ બરાબર સરખુ આવી રહે એવું બનાવેલું–નજરે પડયું. ડીટેકટિવનું કામ ઘણા વખતથી કરવા છતાં આવું ઉત્તમ કારીગરીવાળું ચોર બારણું તો શ્રીપતલાલે આજેજ જોયું. તેથી એને આશ્ચર્ય સાથે અત્યંત હર્ષ ઉત્પન્ન થયો. કારણ કે એજ સ્થાને ચંબુ કુટુંબનો નિવાસ અથવા અખાડો હોવો જોઇએ, એમ એને ચોક્કસ લાગ્યું.

એ ભીંત–દ્વારના નકુચા અંદરની બાજુએ હતા. તેમ બારણું પણ અંદરની બાજુએથીજ ઉઘડતું હતું. એકી વખતે એક કરતાં વધારે માણસ તેમાં પ્રવેશ કરી શકે તેમ ન હતું. કદાચ કોઇ જાડો માણસ પ્રવેશ કરવા જાય તો ભીંતો તેને સજ્જડ ભેટી લે. એ તરફ બીજાં કોઈ ઘર કે ચાલની ઓરડીઓની બારી પણ પડતી ન હતી. લોકોની આવજાનો રસ્તો પણ ત્યાંથી ઘણે દૂર હતો.

પેલો છોકરો તો બારણું બતાવીને પાછો પૈસો શોધવા જવા લાગ્યો એટલે તેને અટકાવીને શ્રીપતલાલે પૂછ્યું :–" અલ્યા, ખરેખર આ બારણામાં બે માણસ ગયાં ? "

" હા હા. હું અહીં આંબો શોધવા આવ્યો એટલામાં બે

માણસો દોડતા દોડતા આવ્યા, ને ચાવીથી બારણું ઉઘાડતા કે અંદર પેઠા ને બારણું બંધ કર્યું. તેનોજ પૈસો પડ્યો છે તે હું શોધું છું !"

"તે માણસ કેવા હતા ?"

"એક તો મોટો હતો અને બીજો નાનો—મારા મોટાભાઇ જેવડો—હતો."

"શું પહેર્યું હતું ?"

"એકે લેંઘો ને કાળીયું અને બીજાનું મને યાદ નથી. મોટા માણસનો ડાબો હાથ ઉઘાડો હતો; તે પર એક મોટું ત્રિશૂળ જેવું કાંઈક ચિહ્ન હતું !"

"હેં ! ખરેખર ! તેં તે ત્રિશૂળ જોયું હતું કે ?" શ્રીપતલાલે આનંદથી પૂછ્યું.

જે ત્રિશૂળના ચિહ્નવાળા માણસને માટે એને આટલી બધી તકલીફ પડી હતી, જે ત્રિશૂળના ચિહ્નવાળા બદમાસે આખું મુંબાઇ શહેર ઉજ્જડ કરવા જેવી ખટપટ કરી હતી—(તે માણસ તે આપણો સુપરિચિત દાગા ચંબુજ છે તે સુજ્ઞ વાંચકોએ પારખ્યુંજ હશે.)—અને જેને પોતે ત્રણ ત્રણ વાર કેદમાં મોકલ્યો હતો છતાં તેને નિવાસ માલમ પડ્યો ન હતો, તે ત્રિશૂળના ચિહ્નવાળા કુટુંબનું—કારણ કે એ ચિહ્ન વંશપરંપરાથી ઉતરતું આવેલું હતું તે વાત આખા મુંબાઇ શહેરમાં પ્રસિદ્ધજ હતી.—રહેઠાણ આટલી સહેલાઇથી અનાયાસેજ હાથ લાગી જતું જોઈ કોને આનંદ થયા વિના રહે ?

"હા. હા. ઝાંખું ત્રિશૂળનું ચિહ્ન હતું." એમ કહી તે છોકરો પાછો પૈસો શોધવા લાગ્યો.

શ્રીપતલાલે તરત ગજવામાંથી ડાયરી કાઢી એક પાનું ફાડી તે પર લખ્યું—"મદદ માટે પસ્તીજ જરૂર છે. આ છોકરાની પાછળ પાછળ ચાલ્યા આવવું—શ્રીપતલાલ ડીટેક્ટિવ."

નીચે ચોકખા અક્ષરે પોતાની સહી કરી પેલા છોકરાના હાથમાં કાગળ આપ્યો " જા. જઇને તને કોઇ સિપાઈ મળે તેને આપી દેજે."

" પણ મને મારો પૈસો શોધવા દો. "

" લે હું તને એવા દશ પૈસા આપું છું. " એમ કહી શ્રીપતલાલે થોડાક પૈસા છોકરાના હાથમાં મૂકી દીધા, એટલે તે ખુશ ખુશ થઇ ગયો.

" એ કાગળ લઈ જઇને એકાદ સિપાઇને આપજે. એટલે..."

" કયા સિપાઇને ? "

" તને જે પહેલો મળે તેને. તે તારી સાથે અહીં આવશે. તેને આ બારણું બતાવજે અને પછી તું તારે બજારમાં જઇ મોજ કરજે, કેમ ઠીકને ? " —

" હો ! હો ! " કરતો છોકરો કાગળ લઇ દોડી ગયો.

\+ + × + ×

વાંચક આપણે અહીં સ્હેજ અટકીશું !

પોલિસ ચોકીના ઓટલા ઉપર ફરીથી નજર કરીએ. દામા ચંબુ તો સરોજિનીની મદદ લેવાનો તિરસ્કાર કરી સડસડાટ પગથીયાં ઉતરી ચાલતો થયો, એ આપણે જોયું છે. પરોપકારવૃત્તિવાળી બિચારી સરોજ કંઇક નિસ્તેજ થઈ. નંદનબાને તો કંઇક ક્રોધ પણ આવ્યો. તેને તો એમજ થયું કે આવી નિષ્ઠુર, નિમકહરામ વૃત્તિવાળાં માણસને મદદ કરવાથી લાભ શો છે ?

આજ સુધી દરરોજ નંદનબા પોતાની પુત્રીની સાથે આ પુણ્યના કાર્યમાં ભાગ લેવા માટે આવતી; પણ જેમ જેમ દામા ચંબુ જેવા કેદીઓનો પ્રસંગ વધતો ગયો તેમ તેમ તેને આવા પ્રકારનું ધર્મકાર્ય કરતાં કંટાળો આવવા લાગ્યો. તેથી કેટલીક વાર તો પોતે ન આવતાં તે સરોજની સાથે દાસી માણેકને મોકલતી. આટલી ઉમ્મરે પહોંચેલી

પુત્રીને આવે સ્થાને એકલી મોકલવા તે હિંમત કરતી ન હતી, છતાં હજુ સરોજ કેટલીક વાર ચોપાટી ઉપર એકલીજ ફરવા જતી હતી. નંદનબા સુધરેલા વિચારની—નવા યુગની—સ્ત્રિબાઇ હતી, અને પોતાની પુત્રીને તેની ઇચ્છા સિવાય લગ્ન શૃંખલામાં ન જકડવી એવો તેનો અભિપ્રાય હતો. હજુ સુધી કુમારી સરોજનું મન કોઇ પર લાગ્યું ન હતું એટલે તે અઢારેક વર્ષની હોવા છતાં પણ કૌમારવ્રતીજ રહી હતી. અસ્તુ.

કુમારી સરોજનો ઉત્સાહ પણ દામા ચંબુ જેવા કેદીઓનો પ્રસંગ પડતાં કંઇક મંદ થવા લાગ્યો હતો; છતાં હજુ તે હિંમત રાખી આ પુણ્યકાર્યનું અવલંબન કરી રહી હતી. દામુએ કરેલા તિરસ્કારરૂપ વર્તનથી કંટાળી નંદનબાએ કહ્યું:—

"ચાલ બહેન ! હવે તો હું આવા માણસોથી છેક કંટાળી છું. એ શું ? ગાંઠનું ગોપીચંદન કરવું અને નીચ માણસોનું અપમાન સહન કરવું ?"

"આ એ લોકો નીચ છે, તેની સાથે અભણ પણ છે. આપણે તે તરફ પણ જોવું જોઇએ. જ્યારે આપણે પરોપકાર કરવા નીકળ્યા છીએ તો આવી અલ્પ બાબતો મનમાં લાવવી ન જોઇએ." સરોજે કોમળ સાદે કહ્યું.

"બરોબર છે." શ્રીપતલાલ જે હજુ સુધી ત્યાંજ ઉભો રહ્યો હતો, અને જેનું ચિત્ત ખરેખર સરોજિનીના મનોહર સ્વરૂપે અને મધુર લાવણ્યે આકર્ષ્યું હતું તે નમ્ર સાદે બોલી ઉઠયો.

પોતે શા કાર્યને માટે ત્યાં આવ્યો હતો તેનું એને ખરેખર વિસ્મરણજ થયું હતું, અને એ અરસામાં દામા ચંબુ તો ક્યારનો નજર ચુકવી લોપ થઇ ગયો હતો.

ત્યાર પછી બીજા બે કેદીઓને છોડવામાં આવ્યા. સરોજિનીએ તેને બોધ તથા સહાય માટે થોડુંક દ્રવ્ય આપ્યું, તે લઇ તેઓએ એ અપરિચિત કુમારિકાને એક દેવી સમાન માનતા અનેકવાર પ્રણામ

કરતા ત્યાંથી વિદાય થયા.

"ચાલો. હવે બીજા કેદી આજે છૂટવાના નથી." આખરે નંદનબાએ ઉતાવળથી જવા માટે કહ્યું.

"હા. હવે આપણે જઇશું." એમ કહી સરોજે પેલા જમાદાર તરફ જોઇ ભાડે ગાડી કરી લાવવા ઇશારત કરી. તેણે એક સિપાઇને મોકલ્યો.

"ત્યારે તમે ક્યાં રહો છો ?" શ્રીપતલાલે સરોજના જવાની વાત નીકળતાં ફરી મળવાની આશાથી નંદનબાને પુછ્યું અને પોતાની ડાયરી કાઢી.

સરોજે પોતાનું શીરનામું તેને લખી આપ્યું. અક્ષર મોતીના દાણા જેવા હતા !

ભાડાની ગાડી આવી પહોંચી. પછી નંદનબાએ કહ્યું:- 'આજે તમારો બહુજ આભાર થયો. મી૦ શ્રીપતલાલ ! તમે કોઇક વાર અમારે મુકામે આવી દર્શનનો લાભ દેશો તો અમને બહુજ આનંદ થશે."

"ઘણી ખુશીથી આવીશ. મને શીરનામું મળ્યું છે એટલે સ્થાન ખોળતાં વાર નહિ લાગે......"

તરતજ બન્ને જણાં ગાડીમાં બેઠાં અને ગાડી ચાલવા લાગી. બેએક મિનીટ સુધી શ્રીપતલાલને ભાવતું હતું ને વૈદે કહ્યા જેવું લાગ્યું; પરંતુ ગાડી અદૃસ્ય થતાંજ અને પોતાનું ચિત્ત શુદ્ધિ પર આવતાંજ એક અપરિચિત કુમારિકાની સુંદરતા ઉપર મોહ રાખી પોતાના વ્યવસાયના ઉદ્દેશને આટલો ધોખો લગાડવા માટે–દામા ચંબુ જેવા અઠંગ ઉઠાઉગીરને નજરચુક કરવાની તક આપવા માટે અત્યંત પસ્તાવો થયો. પોતાને આવો પ્રસંગ કદી આવ્યો ન હતો અને કદી આવવો ન જોઇએ એમ વિચાર કરતો કરતો આપણો ચતુર ડિટેક્ટિવ શ્રીપત ગીરગામના રસ્તા પર આવ્યો. અહીં ભાગ્યવશાત્ પેલા ટોળામાં એણે પુનઃ દામુને ઉભેલો જોયો આગળ શું થયું તે આપણે જોયુંજ છે.



# ૩

## વળી એ રામ એના એ !

શ્રીપતલાલ પેલા ચોરદ્વાર આગળ મદદની રાહ જોતો, ખીસ્સામાંથી ત્રણ બારની પિસ્તોલ કાઢી ઉભો રહ્યો. થોડીક મિનીટમાં બે ત્રણ માણુસ મદદ માટે આવી પહોંચ્યા.

અવાજ ન થાય તેવી રીતે એક લોખંડી સીક વડે તેમણે તે ચોરદ્વાર ઉઘાડયું અને તેની અંદર પેઠા.

તે એક નાની અંધકારમય ઓરડી હતી. ફાનસ સળગાવ્યું એટલે એક ખૂણા પર દાદર હોય તેવું દેખાયું. શ્રીપતલાલે ત્યાં પગ મૂકયો કે તરતજ તે ભાગ બેસવા લાગ્યો અને પોતે એક ભોંયરામાં ઉતરતો હોય એમ એને લાગ્યું.

તેણે પિસ્તોલ બરાબર સજ્જ કરી.

આ તરફ દામુ અને શંકર જેવા પોતાના ગુપ્ત સ્થાનમાં દાખલ થયા, તેવાજ અંદરથી દ્વાર વાસી નિશ્ચિંત મને બેઠા. શંકરીઓ તો અફીણના ઘેનમાં ફરી ઉંઘવા પડયો. દામુ જઇને એક હીંચકા પર બેઠો અને વિચાર કરવા લાગ્યો.

" પેલી છોકરી કહેતી હતી કે મને એકાદ દીકરો હશે; તેના કલ્યાણ માટે તો મારે સદ્વર્તનથી ચાલવુંજ જોઇએ...આ જોયો મારો દીકરો ! પડયો પડયો અફીણની લહેરમાં ધસઘસાટ ઉંઘે છે ! હરામખોર અત્યારથીજ દારૂ પીવામાં પૂરો ગરાડી અને ખીસ્સાં કાપવામાં હુંશીઆર નંબર વન છે ! તે કયારે સુધરવાનો છે ?..."

એટલામાં એની દષ્ટિ પોતાના ડાબા હાથ ઉપર પડી અને જુએ છે તો પેલું " ત્રિશૂળનું ચિહ્ન " ઝાંખું ઝાંખું દેખાવા લાગ્યું !

દામુએ પોતાના હાથે કપાળ કુટયું—" અરેરે ! આ બિચારા

વંશનો શાપ કોણ જાણે ક્યારે ઉતરશે ? અને અમને ક્યારે સ્વસ્થ બેસવા દેશે ? અમારા વંશનાં બધાં તો મરી પરવાર્યાં; માત્ર અમે બાપ દીકરો રહ્યા છીએ..."

"છોકરો પણ હવે તો પૂરો હાથથી ગયો છે. મારૂં તો જે થવાનું હશે તે થશે, પણ એ ક્યારે સુધરશે તે સમજાતું નથી. હું એને અનેક વાર સારી સલાહ આપુંછું; ચોરી, લુચ્ચાઇ, દારૂ વગેરે વિષયોમાં ન પડવાનો ઘણોયે બોધ આપુંછું પણ તેની તેને કાંઇજ અસર થતી નથી. અરેરે !"

પણ તેમાં એનો શો વાંક ! એના હાથ પર પણ આ "મત્સ્ય નાશીયું ચિહ્ન" ઉતર્યું છે તે એને કેમ જપવા દેશે ?...

"અરેરે ! પણ અમે આવો અવતાર કાઢીએ તેના કરતા આત્મઘાત કરીએ તો શું ખોટું ? આ જગતમાં આવું જીવન શા ઉપયોગનું છે ?..."

કેટલાક સમય સુધી તે નેત્ર મીંચી વિચાર કરતોજ બેસી રહ્યો અને જાણે સ્વપ્નમાંથી જાગ્યો હોય તેમ બોલી ઉઠ્યો:—

"કંઇ નહિ. બસ અમારે બન્નેયે હવે મરવું એજ શ્રેયસ્કર છે !"

તે એકદમ ઉઠયો અને અંદરની ઓરડીમાં ગયો. ચૂલામાં ગ્યાસતેલ રેડી ભડકો કર્યો અને પુષ્કળ છાણાં તથા લાકડાં તે પર મૂક્યાં. પછી એક કબાટમાંથી એક ઝેરી પડીકું કાઢી તેણે અગ્નિમાં નાંખ્યું: એટલે કાળજું કોચી નાંખે એવો તીખો ધૂમાડો નીકળવા લાગ્યો.

પોતે પાછો હિંચકે આવી બેઠો અને બબડવા લાગ્યો:—"આ ધુમાડાથી શંકરીઓ તો તરતજ આ દુનિયામાંથી ઓછો થશે. વળી તે ભર નિદ્રામાં હોવાથી તેને મરણની અસહ્ય વેદના પણ થશે નહિ. પરંતુ મારે હવે કેવી રીતે મરણ પામવું ? તેનો કાંઈ ઉપાય કરવો જોઇએ. શંકરીઓ તો સુખી થઇ ગયો."

હિંચકા ઉપર એવા નિદિધ્યાસનમાં પડેલો દામુ પોતાની એ ભયંકર યોજનાનાં પાટીયાં ગોઠવતો હતો, એટલામાં એક ધીમો અવાજ થયો. આથી દામુ ચમક્યો, તેટલામાં તો કોઇના પગનો ઘસારો સંભળાયો.

ખરેખર ! દાદર પરથી કોઇ ઉતરે છે !

એ સાથે તેના નિરાશાના વિચારો વીજળીને વેગે નાશી ગયા, અને તેને સ્થાને તેની સ્વાભાવિક ક્રૂર પશુવૃત્તિ ઉત્તેજિત થઇ. પોતાના ગુપ્ત નિવાસસ્થાનમાં આવે વખતે પ્રવેશ કરનાર અલબત્ત કોઇક શત્રુજ હોવો જોઇએ, એવું અનુમાન કરી તેનો પ્રતિકાર કરવા માટે તે દાદર તરફ ચાલ્યો.

અંધારૂં હતું તેથી શ્રીપતલાલે ફાનસ હાથમાં રાખ્યું હતું. માત્ર એકજ ફુંકથી દામુએ તેને હોલવી નાંખ્યું. શ્રીપત અંધારામાં ફંફોળવા લાગ્યો. દામુએ તેને ઓળખ્યો અને એક આંચકો મારી તેના હાથમાંથી પિસ્તોલ ઝુંટાવી લીધી.

પોતાના ડાબા હાથ પર પેલા ત્રિશૂળના ચિહ્નને લીધે અત્યારે દામુને એવી તો ઝણઝણાટ ભરી પીડા થતી હતી, કે એ ઝનુનમાં પોતે શું કરી બેસશે તેની એને પોતાને કાંઇ સમજ પડતી ન હતી !

પિસ્તોલનો ઘોડો ચઢાવી શ્રીપતલાલના કપાળ સામે ધરી રાખી દામુ બોલ્યો:—" ડીટેક્ટિવરાજ ! ગરબડ કરીશ તો એક પળમાં ઠાર કરી નાંખીશ. ચૂપ બેસ અહીં. "

એક ભયભીત બિલાડીની પેઠે શ્રીપતલાલ ત્યાં બેસી ગયો ! આ પ્રસંગથી જો કે તે બ્હીધો ન હતો, પરંતુ સમયસૂચકતા વાપરવી એજ તેનો ઉદ્દેશ હતો.

શિકારી કુતરાની પેઠે તેના પ્રતિ પિસ્તોલની નેમ તાકી રહી દામુ બોલ્યો:—" શ્રીપતલાલજી ! તેં આજ સુધીમાં બે વાર મને ફુરંગમાં પહોંચાડ્યો છે; પરંતુ આજે તો ખરેખર તું મારી ચપટીમાં

આવેલો છે. કેમ ખરૂં કની ?"

"હાસ્તો." શ્રીપતલાલે ઠંડે પેટે જવાબ આપ્યો. "હમણાં તો તારે એમજ માનવાનું છે; પરંતુ થોડા વખતમાંજ મારો લાગ આવશે, હો."

"છટ્ છટ્." દામુ બોલ્યો. હવે વળી તારો લાગ ક્યારે–ક્યાં લાકડાંમાં આવવાનો છે? જોયું...! આ ઘોડો દબાઉં કે તુરત તારો હંમેશનો લાગ આવી ગયો સમજવો."

એમ કહી તેણે ઘોડા ઉપર આંગળી મૂકી.

"એ તો તારે મન સહેલજ છે તો."

"ત્યારે તેમાં ખોટું શું છે? આજે આપણે ત્રણ જણ સાથેજ મૃત્યુવશ થઇએ તો તે પણ એક યાદગીરી રહેશે."

"ત્રણ કોણ?"

"અમે બાપ–દીકરો બે તો હતાજ; તેમાં તારો ઉમેરો થયો."

"ત્યારે તો બરાબર ત્રણ થયા." શ્રીપતલાલે પણ જાણે પોતે મૃત્યુ માટે તૈયારજ હોય તેવા ભાવથી કહ્યું.

"તારો પણ મરવાનો વિચાર થઈ ગયો ત્યારે?"

"હો એ એ પણ અરે, દામુ! તારા હાથ પર કંઇક ત્રિશૂળ જેવું ચિહ્ન હતું તે છે કે હજુ?"

વાતો ચલુ રાખી તે દરમ્યાન પેલા ઉપર ઉભેલા સિપાઇઓને મદદે આવતાં સુધી તેટલો વખત આપવા સારૂ શ્રીપતલાલે પ્રયત્ન કર્યો. છતાં પર આવેલ: દામુ તે કળ્યા વિના રહ્યો નહિ.

"તું આમ વખત વીતાડવાનો પ્રયત્ન કરે છે, તે હું સમજું છું." તે હસતાં હસતાં બોલ્યો. "હા, હા, પેલું ત્રિશૂળનું ચિહ્ન હજુ મારા હાથ પર બળેલું છે; પણ તે તો હવે મારી સાથેજ નાશ

પામશે, એટલે તેની ચિંતા નથી..."

"કેમ ? તે તો વંશપરંપરા ઉતરતું હતું કની ?"

"હા. તેં તે કેમ જાણ્યું ?"

"તેંજ મને કહ્યું હતું એકવાર..."

દામા ચંણુ વિચારમાં પડયો. "હેં ! ક્યારે ?"

"ક્યાંક બંદર આગળના ગોડાઉનમાંથી રૂની ગાંસડીઓ ઉઠાવવા માટે મેં તને ત્રીજી વાર જેલમાં મોકલ્યો હતો તે વખતે."

"હં, યાદ આવ્યું."

દામુ કંઇક કડવું હસ્યો.

"અત્યારે આપણે કેવા મિત્રની પેઠે વાતો કરીએ છીએ ?" થોડીક વાર પછી તે શાંત મુદ્રા રાખી બોલ્યો.

"આપણા બેમાં મૈત્રિ થઇ શકતેજ, પણ આપણા સ્વભાવમાં થોડાક ફેર છે." શ્રીપતલાલે શાંતિથી ઉત્તર આપ્યો. "માત્ર તું તારા સદ્‌ગુણને દુર્ગુણની મદદથી નિભાવે છે...વારૂ, પણ તને એક છોકરો હતો ને ?"

"હા. શંકરીઓ તેનું નામ."

"તેના હાથ પર તે ચિહ્‌ન ઉતર્યું હશેને ?"

"હાસ્તો; પણ હવે તે ક્યાં છે ?"

"કેમ ? તે મરી ગયો કે શું ?"

"હોવે. મરી ગયો હશે, કે મરતો હશે."

"મરતો હશે ?" શ્રીપતલાલે તેને સમજ ન પડવાથી આશ્ચર્ય પામતાં પૂછ્યું.

"હા, પેલી ઓરડીમાં મેં ધુણી સળગાવી ઝેરી ગેસ ઉત્પન્ન કર્યો છે અને એ ત્યાંજ અરીજુના ઘેનમાં પડયો છે, એટલે થોડીક

વારમાં મરી જશે ખરો."

દામુ ચૂપ રહ્યો.

પોતાના પુત્રનેજ માટે આવી ભયંકર વાતને આવી વિચિત્ર નિડરતાથી, આવી રાક્ષસી શાંતિથી વર્ણવતા બાપને જોઇ શ્રીપતલાલ ખરેખર કમકમ્યો. કાળાં કારમાં કર્મના સતત્ પ્રેક્ષકને પણ તે સમયે અનન્ય લાગણી ઉદ્‌ભવ્યા વિના રહે નહિ.

આખરે દામુએ ચલાવ્યું, " તેનું તો નસીબ આવી રહ્યું હશે. હવે આપણે બે બાકી રહ્યા આ પાપી દુનિયામાં...પરંતુ તેની ચિંતા નહિ. હું હમણાં આપઘાત કરવાની તૈયારીજ કરતો હતો, એટલામાં તું-મારો જૂનો, મારો સાહજિક, મારો હિત શત્રુ નસીબ ગોગેજ અહીં મને આવી મળ્યો, તો પહેલાં તને પરલોકમાં વિદાય કરીને પછી મરતાં મને અધિકજ આનંદ થશે. આ પિસ્તોલનો પણ યોગ્ય ઉપયોગ થઇ જશે."

એમ કહી તેણે પુનઃ પિસ્તોલ આગળ ધરી.

શ્રીપતલાલ-મુંબાઇનો પ્રખ્યાત ડિટેકિટવ શ્રીપતલાલ જો કે ટેવાયલો હતો. આ માણસનો પક્કો અનુભવી હતો. ઘણા રહસ્યમય કેસોનો શોધક હતો, તોપણ ઉપર્યુક્ત શબ્દોએ એના શરીર પર રોમાંચ ઉભાં કર્યાં. હિંમત એકઠી કરી તે બોલ્યોઃ-" એવું નામર્દાઇનું કામ તારા જેવાને હાથે થવું શકયજ નથી."

" શ્રીપતલાલજી ! આ કંઇ મશ્કરી નથી. હવે મને ગુનેગાર કહેવાવાની કે નામર્દ કહેવાવાની બિલકુલ પરવા નથી. હું તો તને અહીંનો અહીંજ ઠાર કરવાનો...તું તારા ઇષ્ટદેવનું સ્મરણ કરી લે. અને મૃત્યુ માટે ઝટપટ તૈયાર થઇ જા."

દામુએ પિસ્તોલનો ઘોડો ચઢાવી શ્રીપતલાલની છાતી સામે ધરી; પરંતુ એ ધરતાંની સાથેજ ચતુર શ્રીપતે પિસ્તોલને ડાબા હાથની

એક ઝનુની ઝાપટ અચાનક લગાવી દીધી. દામુની નેમ તેથી ચુકી અને હાથમાંની પિસ્તોલ દૂર જઇ પડી. પડતાંની સાથે તે ફૂટી ગઇ અને ધડાક્ લઇને અવાજ થયો.

પોતાના કબજામાં આવેલા આ ડીટેકિટવમાં આવું અણધાર્યું સાહસ જોઈ દામુ પહેલાં તો આશ્ચર્યચકિતજ થઇ ગયો; પરંતુ એક ક્ષણમાંજ તેને ભાન આવ્યું, અને પોતાની રક્ષા કરવાને તૈયાર થઇ ગયો. ત્રિશૂળવાળા હાથે-ડાબા હાથે શ્રીપતલાલને તેણે કપાળમાં એક એવો તો પ્રહાર કર્યો કે ખરેખર તેનાથી તેને ચક્કર આવવા લાગ્યા. પાસેની ભીંતને અઢેલી દીધું ન હોત, તો નક્કી તે બેભાન થઇ પડતે.

દામુ આગળ પગલાં લેવાને તૈયાર થતો હતો; પરંતુ ભાગ્યનું ચક્ર અકલિત છે; ભડાક્ કરતાં એ ઓરડાનાં બન્ને બારણાં ઉઘડી ગયાં, અને પિસ્તોલના અવાજથી આકર્ષાઈ આવેલા ત્રણ સિપાઇ-ઓએ દામુના હાથ પકડી લીધા !

શ્રીપતલાલ તરત સાવધ થઇ ગયો અને દામુને હાથકડી નંખાવી દીધી. પછી પાસેના ઓરડામાં શંકરીઓ પડેલો હતો તે યાદ આવતાંજ શ્રીપતલાલ તે તરફ વળ્યા.

ઓરડામાંથી પુષ્કળ દુર્ગન્ધ-ઝેરી વાસ નીકળતી હતી; પરંતુ શંકર જે બારણામાંજ સૂતેલો હતો તેને બહાર ઉચકી લાવવા માટે શ્રીપતે સિપાઇઓને આજ્ઞા કરી. તેમણે શંકરને ઉચક્યો અને બહાર લાવી જુએ છે તો તે માત્ર એક યુવાન છોકરાનું પ્રેત હતું—શંકર શાંત મૃત્યુને વશ થઈ ગયો હતો.

ઓરડામાં અંધકાર હતો તે પહેલાંથીજ કહ્યું છે. માણસોએ શંકરના મુડદાને બહાર લાવી મૂક્યું ન મૂક્યું, એટલામાંજ તે ઓરડામાં એક પિસ્તોલ ફૂટી તેથી સર્વ ચકિત થયા.

શંકરને જોવા જતી વખતે પોતાની પિસ્તોલ પાછી લઇ લેવાનું

શ્રીપતલાલ ભૂલી ગયો હતો. હાથકડી નાંખેલી હોવા છતાં દામુ ધીમે ધીમે શરીર ઘસડતો ઘસડતો પિસ્તોલની પાસે ગયો. એક બાર ફૂટી ગયો હતો—હજુ બે ભરેલા હતા.

પોતાના પાપી જીવનનો અંત શોધનાર દામુને આ ઠીક લાગ મળ્યો. પિસ્તોલ પર માથું મૂકી ઘોડો દબાય એવી રીતે તે સૂઇ ગયો. બંને બાર ફૂટયા અને તેનો પાપી પ્રાણ પોતાના કર્મનો ન્યાય મેળવવા માટે યમદ્વાર પહોંચી ગયો!

પોતે જેની પાછળ પડ્યો હતો તે અપરાધીઓએ આ પ્રમાણે જાતેજ પોતાનો ઘાત કરેલો જોઈ પેલા સિપાઇઓ તેમજ શ્રીપતલાલ પણ ક્ષણભર દિઙ્મૂઢ થઇ ગયા. આ કેસમાં મારા ઉપરજ ઉલટો ખૂનનો ચાર્જ આવશે એમ પોતે અનુભવી ડીટેકિટવ હોવા છતાં શ્રીપતલાલને લાગ્યું. તેણે અત્યંત ગંભીરતાથી—ઘણીજ સાવધતાથી—વાંકા વળીને દામુનું શરીર તપાસ્યું. કદાચ તે હજુ જીવતો હોય. પરંતુ સીસાની ગોળીએ પોતાની ફર્જ આબાદ બજાવી હતી.

શંકરની તો પહેલેથીજ તે દશા હતી.

"થયું." શ્રીપતલાલ અંતે બબડયો. "આપણે ધારતા હતા કે દામુનું નિવાસસ્થાન ઠીક હાથ લાગ્યું છે; પરંતુ અહીં તો બાપ દીકરો બંને મુડદાં થઈ પડયા !...પણ હાં, એક વસ્તુ ઠીક થઇ. આ લોકની સાથેજ પેલું સત્યાનાશીયું વંશપરંપરા ઉતરતું ચિહ્ન પણ નાશ પામ્યુંજ..."

બંને પ્રેતને બહાર લાવવામાં આવ્યાં. દ્વારને સરકારી તાળું લાગ્યું. રીત પ્રમાણે મેજીસ્ટ્રેટ સાહેબને ખબર આપવામાં આવી. રિપોર્ટ મળતાં પંચકેસ, સાક્ષી, પુરાવા, ડૉકટરનો અભિપ્રાય, જ્યુરીનો મત વગેરે મહાવિધિ પસાર થયાં અને બિચારાં બંને નિરાશીઆં હિંદુ પ્રેતને અગ્નિચિતા પર ચઢાવી દેવામાં આવ્યાં!

"કેવું ટુંકું ને ટચ."

કદાચ એવો, પ્રિયવાંચક! તને વિચાર આવશે. પરંતુ આવા

બનાવો વિસ્તારપૂર્વક વર્ણવી શકાતા નથી તેજ જનસમાજની સામાન્ય સાહિત્યક્ષુધાને રૂચતા પણ નથી; એટલે એવાં પિષ્ટપેષણમાં અર્થ સમય વીતાડવા કરતાં આપણે આપણી નવલકથાના પ્રવાહમાં આગળજ વહેશું.

સર્વ ઉપર્યુક્ત વિધિઓ પૂર્ણ થતાં બપોરના બારેક થયા. શ્રીપતલાલે પોતાનું સ્ટેટમેન્ટ આપી–માનસિક નિવૃત્તિ પામ્યો હોય તેમ–એક હૉટલમાં જઈ ક્ષુધાદેવીને નૈવેદ્ય સમર્પ્યું. ત્યારબાદ બહાર નીકળી પોતાની ઑફીસ તરફ ચાલવા માંડયું.

શ્રીપતલાલને ચાલતાં ચાલતાં કંઈ કંઈ વિચાર આવવા લાગ્યા. દામા ચંપુ સાથેનો પડેલો પ્રસંગ, તેના હાથ પરનો ત્રિશૂળાકાર, તેનો પ્રભાવ અને વિચિત્રતા, તેને લીધે બીજા કેસો ઉત્પન્ન થયા હતા તે, પોતે દામુને કરાવેલી શિક્ષાઓ વગેરે એક પછી એક તેના ખાલી પડેલા મગજમાં ઉભરાવા લાગ્યાં.

અંતે છેલ્લા કેસની શિક્ષામાંથી તેનો છૂટકારો થયો અને તે સમયે પોતાને સાહેબની ચિઠ્ઠી મળવી અને ચોકી પર જાતે જઈ હાજર થવું–અને તેજ સ્થાને પોતાને એક નવિન વ્યક્તિનો પરિચય થવો–

પણ સબુર ! જાણે એક વિદ્યુતનો ચમત્કાર થયો !

શ્રીપતલાલના મગજની રંગભૂમિ પર સુંદરી સરોજિની આવી ઉભી. એ અપરિચિત બાલિકાએ પોતાનું હૃદય અલૌકિક રીતે આકર્ષ્યું હતું એમ શ્રીપતલાલને વારંવાર લાગતું; પરંતુ તેમાં પણ એક જાતની નિર્દોષતાજ હતી, એમ પોતે મન વાળી લેતો. પોતે તેની સાથે કરેલી વાતચિત, તેનું હાસ્યમય વદન, અને અંતે તેણે છૂટા પડતાં આપેલું આમંત્રણ ......વધુ શું જોઈએ ?

શ્રીપતલાલને એમજ થયું કે અત્યારેને અત્યારે ચર્નીરોડ જઈને સરોજિનીનું ઘર શોધી કહાડું. પોતે કાલબાદેવીથી ધોબીતળાવ જવાના રસ્તા પર પગલાં ભરતો હતો તે એના લક્ષમાં ન રહ્યું. એટલામાં

"ભાં ! ભાં ! ભાં ! ભાં !" અવાજ થયો.

પાછું ફરી જુએ છે તો એક કાળી મોટર સડસડાટ દોડી આવતી હતી. શ્રીપતલાલ બાજુ પર ખસી ગયો. મોટરમાં કોણ બેઠું હતું તે સ્પષ્ટ દેખાતું ન હતું, કારણ કે તેને અબરખના પડદા હતા. પરંતુ અંદર બેસનારનો—અંદર બેઠેલી પીળી સાડીવાળી એક યુવાન અબળાનો—ડાબો હાથ બહાર લટકતો હતો. સડ્સડ કરતી મોટર શ્રીપતલાલની જમણી બાજુ પરથી પસાર થતાંજ તેની દૃષ્ટિ પેલા ગૌરવર્ણા હાથ ઉપર પડી અને તરતજ તે ભડક્યો. "અરે ! આ શું ?"

અહીં પણ ત્રિશૂળનું ચિહ્ન ! !

આ મોટરની પાછળ પડીને આ ચિહ્નવાળી સ્ત્રીનો પત્તો મેળવવોજ જોઇએ એમ શ્રીપતલાલને લાગ્યું. મોટરની ઝડપને લીધે તે તો અસંભવિતજ હતું; પરંતુ તેની પાછળનો નંબર જોઇ ડાયરી કાઢી તરત ટપકાવી લીધું. "Bom. 25945."

મોટર તો અદશ્ય થઈ ગઇ; પરંતુ ત્રિશૂળ લાંછનવાળા ભયંકર કેસાનો હવે નિકાલ થઈ ગયો એવી આશાથી ઉલ્લાસ પામતા શ્રીપતને હજુ ત્રિશૂળ ચિહ્નવાળું એક માનવી મુંબાઈ શહેરમાં હયાત છે એ જોતાંજ જાણે વિજળીનો આંચકો લાગ્યો.

"શું તે સ્ત્રી દામુની સગી હશે ?......અથવા તો આ ત્રિશૂળના ચિહ્નમાં કાંઇ પણ વિચિત્રતા ન હોય તો ?......અથવા તો એ માત્ર એક છાપજ હોય તો ?

ગમે તેમ પણ એ વ્યક્તિ કોણ છે, તે તો જાણવુંજ જોઇએ... પાછળથી તે આપણને અવ્યક્ત રહી સતાવે તેના કરતાં પ્રથમથીજ તેનું જ્ઞાન આપણને થવું જોઇએ...ગમે તેમ પણ હું તેનો પત્તો મેળવીશ.

આ બાબતની પોલિસ સુપરીન્ટેન્ડેન્ટને ખબર આપવી જોઇએ." એમ વિચાર કરતો શ્રીપતલાલ પોલિસ હેડક્વાર્ટર્સ તરફ વળ્યો.

## ૪

## તિજોરીમાંનું કુતરૂં, કે હાય સત્યાનાશ ?

ઉંદરડાની અછતજ ન થાય એવે સ્થાને વસનાર એકાદ બિલાડો જેમ હૃષ્ટપુષ્ટ બને, તેમ સોમાજી લખમીદત્ત નામનો મારવાડી શેઠીઓ મુંબાઇ શહેરની ખીચોખીચ લુખ્ખાખાઉ વસ્તીમાં રહી જાડો પડઘમ જેવો બન્યો હતો. પોતાની પેઢી પર તેણે ત્રણ ત્રીજોરી રાખેલી હતી. પરંતુ હવે થોડા દિવસમાં ચોથી કેમ લાવવી તેના વિચારમાં ને વિચારમાં તલ્લીન રહેવાને લીધેજ એનું શરીર કંઇક ઓગળતું હતું. તરૂણ રંગીલા વાંદાઓને પૈસાની વારંવાર એટલી અડચણ પડતી, કે પૈસા કરજ કરતી વખતે તેઓ ગમે તેટલું વ્યાજ આપવાને તૈયાર થતા. અને સોમાજી શેઠને ત્યાં વ્યાજના દરની કાંઇ સીમાજ ન હતી.

સેંકડો રંગીલા જુવાનીઆઓ તથા દૈવના માર્યા કેટલાક ભાગ્યહીન નિર્ધનીઆઓ નિરંતર સોમાજી શેઠને સેંકડો રૂપીઆ વ્યાજ ભરતા હોવાથી શેઠની પેઠે તેમની પેઢીનું પેટ પણ દિવસે દિવસે—પાણીમાં વટાણો ફુલે તેમ—વિપુલતા ધરતું હતું; અને તેમાં આશ્ચર્ય પણ ન હતું. કારણ, એકાદ કમનસીબ માનવી એ મારવાડી બચ્ચાના સપાટામાં આવ્યો કે પછી પૂછવુંજ શું ! 'મારવાડી' એ શબ્દનો અર્થજ બધી રીતે સંપૂર્ણતા ધરાવે છે.

રાક્ષસી વ્યાજના દરને લોભે સોમાજી શેઠ ગીરવીનો ધંધો પણ કરતો હતો. બિચારો અડચણમાં આવી પડેલો દેણદાર દાગીના ગીરો મૂકવા સાથે પંચાણું લઇને સો લખી આપે ત્યારે તે દમડી પારખતો; પરંતુ તે દાગીના પાછા દેખવાનો પ્રસંગ તો તેને ભાગ્યેજ આવતો.

સોમાજી શેઠ નજરનો પક્કો તો ખરો. આટલા આટલા ગખ્ખી-ચુસ માણસ સાથે વહેવાર રાખવો પડતો હોવા છતાં તેને માણસની

પરીક્ષા કરતાં એવું આવડી ગયું હતું, કે હજુ સુધી કોઈ એના માથાનો મળ્યો ન હતો.

પેઢીના મોટા ઓરડામાં પાંચ સાત ગુમાસ્તાઓ લાંબા લાંબા પાનાના ચોપડા લઈને નીચી મુંડીએ નામું લખતા. એ ખંડની જમણી બાજુ પર એક નાની ઓરડી હતી. એ ઓરડામાંજ સોમાજી શેઠની ત્રિજોરી હોવાથી શેઠ પોતે તેનાં દ્વાર આગળજ પોતાની બેઠક રાખતા. શેઠ સિવાય બીજા કોઈને એ ઓરડીમાં પ્રવેશ કરવાનો–અરે, ડોકીયું કરવાનો પણ અધિકાર ન હતો; તેથી એ ઓરડીની મુખ્ય ગુમાસ્તાને પણ માહિતી ન હતી.

એ ઓરડીની કુંચી શેઠ પોતાની પાસેજ રાખતા અને જીવની પેઠે સાચવતા. ત્રિજોરીની આસપાસ પણ સોમાજીએ મજબૂત બાંધકામ કરાવી લીધું હતું–ટુંકામાં 'લોખંડી સાવધતા' રાખી હતી. દિવસમાં એકાદ કલાક શેઠ આ ઓરડામાં પ્રવેશ કરતા, અને વળી અંદરથી ચાવી લગાવી કોણ જાણે શાયે ગડમથલ કરતા, તેની ગુમાસ્તાઓને જરા પણ ખબર પડતી નહિ. વળી જો તે વખતે કોઈ ટીખળી ગુમાસ્તાએ ચાવી મારવાનું બાકું બંધ કરી દીધું હોય, તો નક્કી થોડી મિનિટમાં શેઠ ગુંગળાટથી બૂમ પાડવા મંડી જાય ખરા... એવી 'લોખંડી સાવધતા' સોમાજી શેઠે રાખી હતી !

એજ ઓરડીમાં એક પુરાણું કબાટ હતું. તેમાં ગીરો મકનાત, દેણદાર આસામીઓ વગેરે સાથે કરવામાં આવેલા હજારો દસ્તાવેજો રહેતા. ખરૂં કહીએ તો સોમાજી શેઠનું ઘણુંખરૂં દ્રવ્ય એ કબાટમાંજ હતું. એ કબાટને કોઈ સળગાવી દે તો ખરેખર સોમાજીની એંશી ટકા જેટલી પૂંજી પર પૂળો મૂકાય તેમજ ગરીબ લોકોને સતાવવાનું એક ઉત્તમ સાધન એના હાથમાંથી જાય.

જે સમયે ડીટેક્ટિવ શ્રીપતલાલ હામા ચંબુવાળા બોયરાનાં પગથીયાં ઉતરતો હતો તેજ વખતે અહીં સોમાજી શેઠ પોતાની ત્રિજોરી-

વાળી ઓરડીમાં ઘુસતો હતો. ગુમાસ્તાઓ ન દેખે તેમ ઓરડીનું બારણું હળવેથી ઉઘાડી તે કેટલીક નોટોના થોકડા અને દસ્તાવેજો લઇ અંદર પેઠો. કાળી કેદખાના જેવડી જંગી ત્રિજોરીનું બારણું ઉઘાડી, અંદર ભરાઇ, બારણું દઇ પાએક કલાક સુધી કાંઈ ગડમથલ કર્યા કરી.

પોતાનું કામ પુરૂં થતાં સોમાજી શેઠે ત્રિજોરીમાંથી બહાર આવવા માટે બારણું ઉઘાડવા માંડ્યું; પણ અરે, ન ઉઘડતું કેમ નથી ? જુએ છે તો બહારથી તે વાસેલું લાગ્યું. શેઠે ઘણોયે પ્રયત્ન કર્યો, ઘણુંયે હલાવ્યું પણ તે તો સપટ દેવાયલું હતું.

કયા ગંજેડાની—કયા હરામખોર ગુમાસ્તાની—એટલી બધી હિંમત ચાલી કે શેઠ અંદર જતાં ત્રિજોરીનું દ્વાર બહારથી બંધ કર્યું ! સોમાજી શેઠના મનમાં એવો તો ક્રોધ આવ્યો કે જાણે હમણાં ને હમણાં એક બે ગુમાસ્તાઓને લાત મારી બહાર કાઢું...પરંતુ પોતે તો કેદ થઈ બેઠો હતો. ઉઘડાવવા માટે શેઠે ઘણીયે બૂમ પાડી—બરાડા પાડ્યા—પરંતુ ડબલ લોખંડી સાવધતાવાળી ત્રિજોરીમાંથી અવાજનો જરા પણ પડઘો બહાર જાય તેમ ન હતું ! અવાજ અંદરને અંદર ઘુમીને શમાઈ જતો અને પરિણામે માત્ર શેઠનું ગળું દુખી ગયું. વધારે અવાજ કાઢવાની શક્તિજ રહી નહિ.

અંતે પોતાની કમરે પહેરેલો જાડો લઠ્ઠ જેવો રૂપાનો કંદોરો કાઢીને તેણે ત્રિજોરીના બારણા સાથે જોરથી અફાળવા માંડ્યો. બહાર બેઠેલા ગુમાસ્તાઓ ચમક્યા. ત્રિજોરીની અંદર કોઈ ચોર તો ભરાયો નથી. શેઠ હોય તો કદી આવી ઠોકઠાક ન કરે ! મુખ્ય ગુમાસ્તો તથા બીજા બે ત્રણ જણા ત્રિજોરી પાસે આવ્યા અને બારણાંની ફાટમાંથી જોવા પ્રયત્ન કરવા લાગ્યા. તેમને લાગ્યું કે નક્કી ત્રિજોરીમાં કોઇ બકરૂં કુતરૂં ભૂલથી ભરાઇ ગયું છે. તેને કાઢવા માટે શેઠને બોલાવવા માટે સર્વ દરેક ઓરડામાં ફરી વળ્યા. શેઠનાં લુગડાં લટકતાં હતાં પરંતુ શેઠ તો નજ જડ્યા !

એટલામાં તો ત્રિજોરીના બારણા પર ઘણાજ ધડાકા થવા લાગ્યા. ગુમાસ્તાને લાગ્યું કે જો જલદી બારણું ઉઘાડવામાં નહિ આવે તો તે પ્રાણી અંદરને અંદર ગુંગળાઇને મરી જશે. કદાચ શેઠ અંગરખું પહેર્યા વગર ઘેર ગયા હોય એવી આશાથી મુખ્ય ગુમાસ્તાએ સિપાઇ તેમને ઘેર દોડાવ્યો.

ધડાકા વધવા લાગ્યા, અને ગુમાસ્તાઓ હવે તો ગભરાવા લાગ્યા. પરંતુ શેઠની પાસેથી કુંચી મળ્યા વિના કોઇથી ત્રિજોરી ઉઘડે એમ ન હતું, તેમ શેઠ ગુમાસ્તાને કુંચીઓ સોંપે એવા કાચા ન હતા.

એટલામાં એક ચતુર ગુમાસ્તાની નજર ત્રિજોરી પર પડી; તો તે માત્ર એક ખૂણા પરની બહારની આંકડી ભેરવીનેજ બંધ કરેલી હતી ! એક ક્ષણમાં–માત્ર એક આંગળીથીજ આંકડીને ઉઘાડી નાંખવામાં આવી.

એક જબરા ધક્કા સાથે ત્રિજોરીનું લોખંડી બારણું ઉઘડી ગયું, અને તેની સાથેજ બહાર નીકળી પડતા શેઠ બિચારા ગુમાસ્તાઓના શરીર પર ધસી પડતા બચ્યા !

" કયો હરામખોર છે ? કયો ચોર છે ? કોણે આ બારણું બંધ કર્યું ? હું અંદર હતોને–બોલો, નિમકહરામ કુતરાઓ ! બોલો જલદી. નહિ તો તમારા બધાનાં માથાં ફોડી નાંખીશ..."

ઇત્યાદિ કડવી પુષ્પાંજલિથી ગુમાસ્તાઓનો બદલો વાળતાં શેઠ હાંફતા હાંફતા બહાર આવી ગાદી પર પડયા. કુતરાને બદલે શેઠનેજ ત્રિજોરીમાં ભરાયલા જોઇને આશ્ચર્યચકિત થઇ ગયેલા નિર્દોષ ગુમાસ્તાઓ એ શબ્દો સાંભળી ભડકયા. કેટલાકને તો આ ઉપકારને બદલે અપકાર કરે એવા શેઠ ઉપર અત્યંત ક્રોધ આવ્યો.

એટલામાંજ શેઠની નજર પેલા દસ્તાવેજના કબાટ તરફ ગઇ; તો તેનું બારણું ઉઘાડું અને અંદર એક પણ ખતનો કાગળ ન મળે ! એ જોતાંજ સોમાજી શેઠના હોસકોસ ઉડી ગયા, અને એક

હૃદયદ્રાવક ચીસ પાડતા તે ભોંય પડ્યા, અને ગાંડાની પેઠે ડોળા ફાડી આમ તેમ જોવા લાગ્યા.

શેઠની ભયંકર ચીસ સાંભળતાંજ આસપાસથી સર્વ નોકર ચાકર ગુમાસ્તા વગેરે દોડી આવ્યા. બે ત્રણ મિનિટ પછી શેઠનું ચિત્ત ઠેકાણે આવ્યું. શેઠને ઘેર શોધવા ગયેલો ભૈયો પણ એટલામાં પાછો આવી પહોંચ્યો. પેઢી પર શેઠને–તથા તેમની આવી સ્થિતિને–જોઈ તે સ્તબ્ધ થઇ ઉભો.

" શું થયું ? શું થયું ? શેઠજી ! "

" શું થયું ? " કપાળે હાથ મૂકી શેઠ બરાડી ઉઠ્યા. " હજુ શું થયું એમ પૂછો છો ?...અરે, જરા આંખ ફાડી હવે જુઓ. બધું સત્યાનાશ વળી ગયું. ભયંકર ચોરી થઇ ! અરે મારૂં બધુંયે લૂંટાઈ ગયું !...પેલા કબાટમાંથી દસ્તાવેજો ક્યાં ગયા ?......"

કોઇ કાંઈ જવાબ આપી શકયું નહિ.

" હરામખોરો ! તમેજ ચોર જણાઓ છો. મને તિજોરીમાં પૂરીને તમેજ મારા દસ્તાવેજો ઉડાવ્યા છે...અરે, હજુ તમે પૂતળાની પેઠે ઉભા શું રહ્યા છો ? જુઓ આમ તેમ, ક્યાં ઉડી ગયા ? મારાં લખાણ પત્રો શોધી કાઢો. નહિ તો તમને બધાને પોલિસને સ્વાધીન કરીશ..."

ગુમાસ્તા વગેરે આમ તેમ ખોળવા મંડી પડ્યા.

" સાહેબ ! આટલાં વર્ષની નોકરી થયા પછી અમારા ઉપર આવો આરોપ મૂકવો તે વાજબી નથી..." હળવે હળવે મુખ્ય ગુમાસ્તાએ નમ્રતાથી કહેવા માંડ્યું.

" પણ ત્યારે મારા દસ્તાવેજ જાય ક્યાં ? "

" શેઠજી ! " બહારથી આવેલા ભૈયાએ કહ્યું, " ઉસ વખ્ત એક

બાઇ યહાં આઈ થી."

"હેં !"

"કેવી બાઇ આવી હતી ? હેં ! બોલ જલદી."

"વહ આ કર આપકી ખોલીમેં બૈઠી થી."

"રે ગદ્ધા, તેં એને અહીં આવવાજ કેમ દીધી ? કોણે તને તેને અહીં બેસાડવાની રજા આપી હતી ?"

"ઉસને મુઝે બોલ દીયા, કે મુઝકો બુલવાઇ હય ઔર શેઠજીકા મિલનેકે લીયે ઉસકા આને તક ઇસ ખોલીમેંહિ બૈઠનેકી રજા દી હય..."

"તારા બાપનું કપાળ. મેં કોઇને બોલાવ્યું ન હતું. મને કોઈ મળ્યું પણ નથી, તેમ મેં કોઇને આ ઓરડીમાં બેસવાની રજા પણ આપી ન હતી. તે છતાં તેં એને અંદર પેસવાજ કેમ દીધી ?"

"શેઠજી ! ઇસ્મેં મેરા ક્યા ગુન્હા હુઆ ?..."

"તેરા ક્યા‘ગુન્હા ? !" સોમાજી ક્રોધથી બોલ્યો. "તને શરમ લાગે છે ?...વારૂ, પણ તે બાઇ કેવી હતી ? તેનું નામ શું ?"

"નામ તો શેઠજી, મૈંને બહુત પૂછા. લેકીન ઉસને કહાહિ નહિ."

"તે ઘરડી હતી કે જુવાન ?"

"જુવાન લગતી થી."

"તે કાળી હતી કે ગોરી ?"

"વો તો મૈંને દેખા નહિ હય..."

"શું ? શું ઉં ઉં ઉં ? તે બાઇ કેવી હતી તે પણ તેં જોયું નહિ !" સોમાજી શેઠ ઉછળીને બોલ્યો. ભૈયાને ભય લાગ્યો.

"તેણે શું પહેર્યું હતું ?"

"વો ભી મુઝે માલુમ નહિ શેઠજી !..."

"શેઠજી શેઠજી ક્યા કરતા ? હરામખોર, તેણે શું પહેર્યું હતું તે પણ તને ખબર નથી ? આવી રીતે તું નોકરી કરે છે ? લુચ્ચા, તેં શું ભાંગ પીધી હતી કે તારી આંખો ફૂટી ગઇ હતી ?..."

ભૈયો નરમાશથી બોલ્યો "માફ કીજીએ, શેઠજી ! વહ બાઇને મુંહસેં પાઉં તક એક કાલા બુરખા પહના થા વૈસા કે મૈં ઉસીકા નખ ભી નહિ દેખ સકા."

"તો તેં ક્યાંથી જાણ્યું કે તે જુવાની હતી ?" મુખ્ય ગુમાસ્તો વચમાં બોલી ઉઠ્યો.

"મૈં તો માત્ર ઉસીકા અવાજ સુનકર વૈસા અનુમાન કરતા હું."

"વારૂ. પણ તે ગઈ ક્યાં હવે ?..."

"અભીહિ બહાર નીકલ ગઇ. ઉસ વખ્ત ઉસકા બુરખામેં લપેટા હુઆ ગઠ્ઠા જૈસા કુછ દીખા જાતા થા. મૈંને ઉસકો રોકનેકા વિચાર કીયા; પરંતુ ઇતને મેં આપકી ચીલ્લાહટ સુની ઔર ઇસ બાજુ દૌડ આયા..."

ભૈયાની વાત સાંભળી શેઠની ખાત્રી થઈ કે તે બુરખાવાળી સ્ત્રીએજ દસ્તાવેજ ચોર્યા હોવા જોઇએ. એક ક્ષણનો વિલંબ ન કરતાં હાથમાં અંગરખું લઇ, માથે ફેંટો મૂકી તે બહાર નીકળ્યો. પેઢીથી થોડેક દૂર પોતાની મોટરનો તબેલો હતો, થોડા વખત પરજ મોટર તૈયાર કરવાની પોતે ડ્રાઇવરને આજ્ઞા આપી હતી, એટલે મોટર તૈયાર હશે એવી આશાથી ત્યાં ગયા, તો મોટર ના મળે, ડ્રાઇવર પણ ન મળે અને તબેલે તાળું !

સોમાજી શેઠ કર્તવ્યમૂઢ જેવો થઇ આમ તેમ જોતો ઉભો રહ્યો. શું કરવું તેજ તેને સમજાયું નહિ. એટલામાં નાકા ઉપર એક સિપાઇ ઉભો હતો, તેની પાસે પહોંચી જઈ પૂછ્યું:—"અરે, જમાદાર સાહેબ ! મારી મોટરને હમણાં અહીંથી જતાં જોઈ છે ?"

"હા. આ બાજુ પર થઈને આ રસ્તે ગઈ."

"ખરેખર, તે આમ ગઈ ?"

"હા. ઘણી ઝડપથી જતી હતી ? કેમ, શેઠજી કાંઈ ગફલ બમાલ જેવું છે ?"

"અરે, પણ તેમાં કોણ બેઠું હતું ?"

"તે તો મને બરાબર ખબર નથી પણ કોઈ કાળાં લુગડાં વાળી બાઈ હતી."

"ત્યારે મારો ડ્રાઈવર ક્યાં મુઓ ? તે મોટર કોણ હાંકતું હતું ?"

"આપનો ડ્રાઈવરજ હાંકતો હતો. તેણેજ તબેલામાંથી મોટર બહાર કાઢીને તે બાઈને બેસાડી મોટર દોડાવી મૂકી. કેમ શેઠજી ! કાંઈ ગયું છે ?"

"હા, હા, તે કાળા બુરખાવાળી બાઈ ચોર છે. તેણે મારા લાખ્ખો રૂપીઆના દસ્તાવેજ ચોર્યા છે અને વળી મારીજ મોટર ભગાવી ગઈ છે. એ રંડાને જલદી પકડવીજ જોઈએ. જમાદાર દોડો."

"હું તેને કેવી રીતે પકડી શકું ? શેઠજી !"

"ત્યારે મારે કરવું શું ?..."

"તમે મારી સાથે ચાલો, અને થાણા પર જઈ સુપરીન્ટેન્ડેન્ટ સાહેબને વર્દી આપો: એટલે એક ઘડીમાં તે મોટર અને તે ચોરટી બાઈ બંને પકડાશે, શેઠજી !"

"હા. હા, ચાલો જલદી."

એમ કહી સોમાજી શેઠે પોલિસની સાથે જલદી જલદી થાણા તરફ ચાલવા માંડ્યું.



## " ઓહ ! ઘેટ્સીટ-એ તો એજ."

પેલો મૃત્યુ પામેલો કારમો ત્રિશળાકાર પુનઃ સજીવન થયેલો જોતાંજ આપણા ડીટેકટિવ મી. શ્રીપતલાલે આશ્ચર્ય, ગભરાટ, નિરાશા, વગેરેની મિશ્ર લાગણીઓથી ઉતાવળે પોલિસ હેડક્વાર્ટર્સ તરફ ચાલવા માંડયું એમ અમે આગળ વર્ણવી ગયા છીએ.

સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ એકલાજ એક ટેબલ આગળ બેસી કેટલાક કાગળો ઉથલાવતા બેઠા હતા. શ્રીપતલાલને જોતાંજ તેમણે ઉઠીને તેની સાથે શેકહેન્ડ કરી પોતાની પાસે બેસાડયો. શ્રીપતલાલનું એ સાહેબ સારૂં સન્માન કરતા; કારણ કે શ્રીપતલાલ એક હુશિયાર ડીટેકટિવ હતો અને પહેલાં એમના હાથ નીચે પોલીસખાતામાં ઘણો સમય કામ કરી તેણે અનેક રહસ્યમય ભેદોનો સ્ફોટ કર્યો હતો.

"કેમ, મી. શ્રીપતલાલ ! અચાનક આવવું થયું ?" સાહેબે અંગ્રેજીમાંજ પૂછ્યું.

એ બે ગૃહસ્થો વચ્ચેની ઘણી વાત અંગ્રેજીમાંજ થતી. સાહેબને જોકે ગુજરાતી ભાષા ઘણીજ સારી આવડતી હતી, પરંતુ શ્રીપતલાલ સાથે તે ભાગ્યેજ ગુજરાતીમાં બોલતા.

"ઘણા અગત્યના સમાચાર કહેવાના છે."

"શું છે ?" સાહેબે ધીમે સાદે પૂછ્યું.

"પેલો દામા ચંબુ મરણ પામ્યો."

"હેં ! કેવી રીતે ?"

"તેણે આપઘાત કર્યો. તેની સાથે તેનો છોકરો પણ મૂઓ."

"શું તે બદમાસને છોકરો પણ હતો ?"

"હા. તેનું નામ શંકરીઓ હતું. તે પણ બાપને હાથેજ ગયો."

"દામા ચંબુને એક છોકરો હતો, એ વાત મને ખબર ન હતી.

તે બંને મરણ પામ્યા એ વાત તમને કોણે કહી ? "

" મેં નજરે જોયું. "

સાહેબ હજુ તે ન માનતા હોય એમ શ્રીપતલાલને લાગતાં તેણે સર્વ હકીકત યથાસ્થિત વર્ણવી–પોતે ગીરગામ એક રોડ ઉપર દામુને ટોળામાં ઉભેલો જોયો હતો, ત્યાંથી નાશીને પોતાના દીકરા સાથે પોતાના નિવાસસ્થાન તરફ તે દોડવા લાગ્યો ત્યારે લોકો તેની પાછળ પડયા. અંતે તેનું ભોંયરૂં પકડાયું, અને ત્યાં પોતાની સાથે બાથંબાથ કરતાં દામુ મરણ પામ્યો. વગેરે બનાવોનું તેણે સંક્ષિપ્તમાં વિવેચન કર્યું.

" ત્યારે તો ઘણુંજ સારૂં થયું. થેંક ગૉડ ! દુનિયામાંથી એ સત્યાનાશીઆ ચિહ્નનું કારણ ગયું તે ઘણા આનંદનીજ વાત છે. મુંબાઇ શહેરમાં હવે એક રીતે કાંઇક શાંતિ થશે. "

" એ બધું ખરૂં; પરંતુ તે પછી એક કમનસિબ વાત જાણવામાં આવી છે. "

" તે શું ? "

" તે એજ કે ડાબા હાથ પર ત્રિશુળની નિશાનીવાળું બીજું એક મનુષ્ય હજુ મુંબાઈ શહેરમાં ભમે છે ! "

" હજુ ભમે છે ! તે કોણ વળી ? "

" એક સ્ત્રી છે. "

" ત્યારે શું દામા ચંબુની સ્ત્રીના હાથ પર પણ એ ત્રિશુળની નિશાની ઉતરી હશે ? "

" તે તો કોણ જાણે; પણ એ બાઇ દામુની સ્ત્રી તો નથીજ. "

" કેમ ? "

" તેની સ્ત્રી તો ઘણા વખતથી મરણ પામેલીજ હતી, એમ દામુ જાતેજ કહેતો હતોને ! "

" તે તો જુદું પણ હોય. "

"તેમ ન બને. આવો બદમાશ અને ખૂની હોવા છતાં દામા ચંગુ કોઈ દિવસ જૂઠું બોલ્યો હોય એવું બન્યું નથી. ગમે તેમ પણ એટલું તો મારે એને માટે કબુલ કરવુંજ જોઈએ. પોતે અપરાધ કરતો ખરો, પરંતુ તે કદી પણ ઇન્કાર જતો નહિ. પોતાના ગુન્હાની શિક્ષા તે હંમેશાં મુંગે મોંઢે સહન કરી લેતો."

"ત્યારે તે બાઇ કોણ હશે ?" સાહેબે વિચારમાં પડી પૂછ્યું. "તેની છોકરી તો નહિ હોય ?"

"દામા ચંગુને છોકરી હતી એવું જાણ્યામાં નથી. તેમજ તે એની છોકરી નથીજ એમ માનવાને બીજું પણ એક કારણ છે."

"તે શું ?"

"દામા ચંગુ તો એક રખડેલ હતો અને આ બાઈ તો કોઈ સારા ગૃહસ્થ ઘરની હોય એમ લાગતું હતું."

સાહેબ હસી પડ્યા.

"એ તો બધું ઠીક, પણ આ વાત તમને કહી કોણે ? ખોટી વાત હોય તો ?"

"નજરે જોયેલું ખોટું કેમ હોય ? સાહેબ ! તે બાઈને એક સુંદર કાળી મોટરમાં બેસીને જતાં મેં નજરે જોઈ છે. તેનો હાથ બહાર લટકતો હતો અને તે પર દામા ચંગુના જેવુંજ નિશાનનું ચિહ્ન સ્પષ્ટ દેખાતું હતું."

"તમે મોટર ક્યાં જોઈ ?"

"ધોબી તળાવ રસ્તા આગળ."

"જો તમે તે મોટર જોઈ તો પછી તેને શા માટે પોલિસની મદદ લઈ અટકાવી નહિ ?"

"હું તેજ વિચારમાં આશ્ચર્યચકિત થઈ ઉભો હતો એટલામાં તો તે મોટર ઘણે દૂર નીકળી ગઈ. પોલિસની મદદ લેવા જવાનો વખત પણ..."

"ત્યારે હવે તે મોટર પકડાશે કેવી રીતે ? તમે તેનો નંબર લઇ લીધો હોત તો..."

"આ રહ્યો નંબર."

એમ કહી શ્રીપતલાલે પોતાની ડાયરી સુપરીન્ટેન્ડેન્ટ આગળ ધરી દીધી. સાહેબે નંબર જોયો. Bom. 25945. પાસેના ટેબલ પર પડેલું એક રજીસ્ટર ઉઘાડી તેણે તે નંબર ખોળી કાઢયો. એ રજીસ્ટરમાં મુંબાઇ શહેરમાં ફરતી સર્વ મોટરોના નંબર, માલિકનાં નામ, ઠેકાણાં, મોટરની કીંમત, રંગ વગેરે હકીકતો લખેલી હતી. નંબર પરથી સાહેબે માલિકનું નામ ખોળી કાઢયું. "સોમાજી લખમીદત્ત જયપુરવાળા."

"એ તો પેલો મારવાડી શેઠ—ગામદેવી આગળ જેની પેઢી છે તે."

"હા તેજ. આપણી ઑફીસને એ મારવાડી સાથે ઘણીવાર કામ પડયું છે, એટલે..."

સાહેબ પોતાનું વાકય પુરૂં કરે એટલામાં તો થાણાના ઓટલા ઉપર ગરબડ થતી સંભળાઇ અને ક્ષણવારમાં એક પોલિસ કોન્સ્ટેબલની સાથે સોમાજી શેઠ ઑફીસમાં ધુસી આવ્યો. રસ્તે ઘણી ઝડપથી ચાલવાને લીધે તે હાંફતો હતો. પોતાના દ્રવ્યની ધુનમાં તે ગાડી કરીને આવવાનું પણ ભૂલી ગયો હતો.

આવી વિચિત્ર ક્ષણે તેને સંભારતાંની સાથેજ ત્યાં હાજર થતો જોઇ સાહેબને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેમજ આવી અસભ્ય રીતે રજા લીધા વિના ઑફીસમાં તેને પ્રવેશ કરતો જોઇ કંઇક ક્રોધ પણ ઉત્પન્ન થયો; પરંતુ એટલામાંજ સોમાજી હાથ જોડી બોલી ઉઠયો:—

"સાહેબ ! સાહેબ ! ચોરી થઇ. મારે ત્યાં ચોરી થઇ..."

"શું છે ? શું છે ? શેઠ, ગભરાઓ છો કેમ ?"

"સાહેબ ! મારા દસ્તાવેજો લુંટાઇ ગયા."

"કયાં ચોરી થઇ ? કયારે થઇ ?"

"મારી પેઢી પરજ, અને તે પણુ ધોળે દહાડે. સાહેબ, જેમ બને તેમ જલદી શોધ કરો. મારી તો મિલકત લુંટાઇ ગઇ."

"તમે જરા ઠંડા પડો શેઠ" શ્રીપતલાલ વચમાં બોલ્યો. "આ ખુરશી પર બેસો અને નિરાંતે બધું કહો."

ખુરશી પર બેસતાં કપાળે હાથ મૂકી સોમાજી બોલ્યો:–"શું કહું ? મારૂં કપાળ ? મહેરબાની કરી તમે જલદી મારી મોટરનો તેમજ તેમાં બેસનારી પેલી કાળા બુરખાવાળી હરામખોર બાઇનો પત્તો મેળવી આપો. હું તમને બદલો આપ્યા વિના નહિ રહું."

"ત્યારે શું તમારી મોટર ગુમ થઇ છે ?"

"હાજી હા. એક કાળા બુરખાવાળી બાઇડી ધોળે દહાડે મારી ઓરડીમાં પેસી મારા દસ્તાવેજો, ખતપત્રો વગેરે ઉઠાવી ગઇ અને સાથે સાથે મારા ડ્રાઇવરને અને મોટરને પણ લઇ ગઇ."

"એમ ? ત્યારે તો મી. શ્રીપતલાલ ! આ એક મોટું કાવતરૂં હોય એમ લાગે છે. શેઠ ! તમે અહીં બેસો અને તમારી ચોરીનું સવિસ્તર સ્ટેટમેન્ટ આપો."

એમ કહી સાહેબે ઑફીસના કલાર્કને બોલાવ્યો. તેણે આવીને સોમાજી શેઠનો કેસ નોંધવા માંડયો. સાહેબે ઉઠીને ટેલીફોન પર જોતજોતામાં દરેક પોલિસ થાણાના વડા ઑફીસરને મોટરનો નંબર તથા બીજી નિશાનીઓ પહોંચાડી દીધી; અને એ મોટર નજરે પડે તો તુરત તેને અટકાવવાની સૂચના કરી દીધી.

× × × × ×

"ટ્રીન ટ્રીન ટ્રીન..."

સોમાજી શેઠનું સ્ટેટમેન્ટ પુરૂં થયું ન થયું એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી. સાહેબે ઉઠીને ભૂંગળું કાને ધર્યું.

"અલ્લાઉ. અલ્લાઉ, વૉટીઝ ધ મેટર ?"

" મોટર નંબર Bom. 25945 .પકડાઇ છે. બોરીબંદર સ્ટેશનની પાછળ તે ઉભી છે..."

" તમે કોણ છો ? અલ્લાઉ."

" મી. અકબરઅલિ. સ્ટેશન નંબર સાત."

" મોટર પર પહેરો છે કે ?"

" સખત ચોકી રાખી છે, તમે જલદી આવો."

ભૂંગળું ઠેકાણે મૂકી સાહેબ, શ્રીપતલાલ અને સોમાજી શેઠને લઇ એક ભાડાની મોટરમાં બેસી બોરીબંદરની પાછળ ગયા. ત્યાં એક દરવાજા આગળ તેજ નંબરની કાળી મોટર ઉભી હતી. પોતાની મોટર જોતાંજ સોમાજી શેઠ એકદમ તેના તરફ દોડ્યો.

ડ્રાઇવર અંદર બેસી રહેલો હતો, કોઇની વાટ જોતો હોય એમ લાગતું હતું. શેઠ તો જઇને એકદમ તેનો કાન ઝાલ્યો.

" અરે ઓ લુચ્ચા, કોના હુકમથી મારી મોટર તું અહીં લઇ આવ્યો ? બોલ જલદી."

ડ્રાઇવર ભડક્યો. પોતાના શેઠને આમ ઓચિંતો આવીને રસ્તા વચ્ચે પોતાનો કાન પકડતો જોઇ તે પ્રથમ તો આભોજ બન્યો.

" શું કહ્યું, સાહેબ ! ?"

" અરે હરામખોર તું કોને પૂછીને મારી મોટર અહીં દોડાવી લાવ્યો ? જવાબ દે જલદી, કોની રજા લીધી હતી ?"

" મેં તને રજા આપી હતી ? અરે લુચ્ચા, તું શુદ્ધિમાં છે કે દારૂબારૂ ઢીંચીને બેઠો છે ?"

" મેં તો સાહેબ દારૂએ પીધો નથી, અને ભાંગે પીધી નથી. આપ કદાચ ભૂલી ગયા હશો. યાદ ન હોય તો જુઓ આ..."

એમ કહી તેણે એક ચિઠ્ઠી શેઠના હાથમાં મૂકી દીધી.

એટલામાં સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ તેમજ શ્રીપતલાલ સોમાણીની પાસે આવી પહોંચ્યા. ચિઠ્ઠી ઉઘાડી જુએ છે તો પોતાની પેઢીના નામનોજ છાપેલો કાગળ, અને તેમાં લખેલું કે “ આ ચિઠ્ઠી લાવનાર બાઇને ને કોઇ ને ઠેકાણે જલદી પહોંચાડી આવ.” ચિઠ્ઠીના અક્ષર સુંદર અને પેન્સીલથીજ લખેલા હતા. ને જોતાંજ સોમાણી એકદમ ક્રોધથી બોલી ઉઠયો:—“ જુઠ્ઠી, ચોર, લબાડી, આ કાગળ મારો છે, પણ આ અક્ષર મારા નથી.”

તે કાગળ વાંચીને શ્રીપતલાલે હસતાં હસતાં કહ્યું, “ શેઠ ! આ ચિઠ્ઠી તો બનાવટીજ હશે, પરંતુ તેમાં તમારા ડ્રાઇવરનો કાંઇ વાંક દેખાતો નથી. તેને દંડ આપવાથી કાંઇ વળવાનું નથી; માટે ઉતાવળે તે બાઇની શોધ કરવા દો. ચાલો.”

“ અરે તે સ્ત્રી કઇ તરફ ગઇ તે તને ખબર છે કે ?” સાહેબે ડ્રાઇવરને પૂછ્યું.

“ મોટર અહીં ઉભી રાખવાનું કહીને તે બાઇ પ્લેટફોર્મની પેલી બાજુ પર ગઇ તે મેં જોયું છે.”

“ ત્યારે તો ચાલો સાહેબ.” સોમાણીએ સાહેબ તરફ ફરી ઉતાવળે કહ્યું. “ આપણે ઝટપટ તે હરામખોર સુન્દરીને પકડી કાઢીએ; કાળા બુરખાને લીધે તે પકડાયા વિના રહેવાની નથી.”

“ નહિ. નહિ. શેઠજી !” ડ્રાઇવર વચમાં બોલી ઉઠયો. “ કાળા બુરખાથી તે પકડાશે નહિ. તેણે તો પીળી સાડી પહેરેલી છે. મોટરમાં બેઠા પછી તેણે બુરખો ઉતારી નાખ્યો હતો.”

“ ઓહ ! મિસ્ટરી.” શ્રીપતલાલ કંઇક હર્ષથી બોલી ઉઠયો. “ મેં મોટરમાં જતી જે બાઇના હાથ પર ત્રિશૂળનું ચિહ્ન જોયું હતું, તેણે પણ પીળીજ સાડી પહેરી હતી. રસ્તામાં તેણે બુરખો કાઢી નાંખ્યોજ હશે. જોયું સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ ! હજુ આપણે એ સત્યાના-

શીશા ચિહ્નના ત્રાસમાંથી મુક્ત થયા નથી. આ બાઇ પણ બદમાસજ છે, "

"આપણે આપણો ફરજ બજાવીશું." સાહેબે હસતાં હસતાં જવાબ આપ્યો, અને શ્રીપતલાલ તથા શેઠની સાથે ત્વરાથી પ્લેટફૉર્મ પર જઇ, ઑફીસરો કારકૂનો, ટીકીટ-કલેકટરો, પોર્ટરો વગેરેને પૂછી પૂછીને 'પીળી સાડીવાળી યુવતિ'ની શોધ કરવા લાગ્યા !

૬

## દીનદયાળનું કારસ્તાન.

મોટરમાંથી ઉતરી, પ્લેટફૉર્મ પર જનાર તે કાળા બુરખાવાળી-પીળી સાડીવાળી બાઇ...પણ તે કોણ ?

વાંચક! તું ચમકશે; તું ભડકશે હો !

તે બીજું કોઇ નહિ, પણ આપણી પૂર્વપરિચિત, ગૌરવર્ણી, વીરાંગના, ઉદારચિત્ત કુમારી સરોજિનીજ !

હેં ! બાલિકા સરોજિની ચોર ?

વાંચનાર ! હૃદયે હાથ રાખ. ચકિત થઇશ માં, ગભરાઇશ માં, અકળાઇશ માં. અમારી વાર્તાના પ્રવાહમાં વહ્યો આવ !

બાલસુંદરી સરોજિની પ્લેટફૉર્મ પર એક દરવાજેથી ઘુસી બીજે દરવાજે મોટા રસ્તા પર આવી ઉભી. તે અનેક મોટા મોટા રાજમાર્ગોની વચ્ચેના ચોગાનમાંના નાનકડા ઉદ્યાનમાં એક બાંક ઉપર જઇ બેઠી. ડાબા હાથ ઉપર ઘડી કરીને બુરખો નાંખ્યો હતો તે સરી પડવાની બીકથી તેને ઠીક કરવા જતાં તેની પોતાના હાથ પર નજર ગઇ.

"અરે, આ શું ? ! મારા હાથ ઉપર આવો ડાઘ ક્યાંથી ?" સરોજિની ચમકી. પોતાના હાથ ઉપર ત્રિશૂળ જેવું કલંક જોઈ તેને કંઇક ભય લાગ્યો; કારણ કે એવીજ નિશાનીવાળા એક અપરાધી દામા

ચંબુના કેસોની હકીકત તેણે ઘણીવાર વર્તમાનપત્રોમાં વાંચી હતી, અને ત્રિશૂળની નિશાનીવાળા દરેક મનુષ્યને પોલિસ પકડે છે, એવી તેને ખબર હતીજ.

"કોઇ પોલિસ જોશે તો ?"

એવો વિચાર આવતાં તે તરત ઉઠી ઘેર ગઇ.

× × × × ×

"ઘણા દિવસ થયા, પરંતુ તમારા ડીટેક્ટિવ સાહેબ તો કંઇએ પધાર્યા નહિ !"

"તે ખરૂં. બિચારા કંઇ કામમાં પડ્યા હશે."

"અરે વળી તેને તે એવી ઓળખાણ યાદ રહેતી હશે ? ડીટેક્ટિવને કાંઇ એક કામ હોય છે ? હજારો કામમાં તે તમને ક્યારના ભૂલી ગયા હશે"

"હશે ત્યારે તેની તું શા માટે વારંવાર ચિંતા કર્યા કરે છે ?"

"મારે તેને જો...ઓ...વા છે."

ઉપર પ્રમાણેની વાતચિત "સુંદર-નિવાસ" જે વૃદ્ધ નંદનબાના બંગલાનું નામ હતું તેના દિવાનખાનામાં બે સ્ત્રીઓ વચ્ચે ચાલી રહી હતી. એક નંદનબા પોતેજ અને બીજી સરોજિનીની સખી જેવી થઇ રહેલી દાસી માણેકગૌરી હતી. વાંચનાર સમજી ગયા હશે કે આ વાત શ્રીપતલાલને ઉદ્દેશીનેજ હતી. છેલ્લા પ્રશ્નનો માણેકગૌરીએ હસીને કરી જવાબ આપ્યો.

આગળ કાંઇ પ્રશ્નોત્તર ચાલે તે પહેલાં સરોજે તે ઓરડામાં પ્રવેશ કર્યો. તે બહારથી આવી હતી અને કંઇ પણ બોલ્યા વિના પાધરી પોતાના ખાનગી ખંડ તરફ ચાલી. તે ઘણીવાર એ પ્રમાણે કરતી હોવાથી તેની આવી અતડી વૃત્તિએ વાતો કરનારમાંના કોઇનું ધ્યાન ખેંચ્યું નહિ.

'પ્રાઇવેટ રૂમ' માં આવી સરોજે અંદરથી દ્વાર બંધ કર્યું. પછી ટેબલ પર કાળા ખુરખાની ઘડી ઉકેલી તેમાંથી કાગળોના ચોડા કાઢયા અને એક આરામ ખુરશી ઉપર બેસી એક પછી એક તે વાંચવા લાગી. સર્વ કાગળીઆ તપાસી રહ્યા પછી તેણે ગરીબ દેવાદારો—જેઓ પચાસ રૂપીઆના મુદ્દલ ઉપર વાર્ષિક પોણોસો રૂપીઆ વ્યાજ ભરતા હતા તેવા નિર્ધન કંગાલ દેણદારો—સાથે કરેલા કારમા દસ્તાવેજો છૂટા પાડ્યા. બાકીની પ્રોમીસરી નોટો વગેરેનો એક ઢગલો કરી તેના ઉપર થોડુંક ગ્યાસતેલ છાંટી દીવાસળી ચાંપી દીધી !

નિર્ધનીઆઓના દસ્તાવેજો બસોથી ઓછા ભાગ્યેજ હશે. સરોજે કબાટમાંથી 'ટ્રાવેલીંગ ટાઇપરાઇટર' કાઢી તેટલાજ નાના નાના પત્રો છાપી કાઢયા, અને પાકીટો ઉપર શીરનામાં છાપી, એક એક દસ્તાવેજ સાથે એક એક પત્ર બીડી ટીકીટો લગાવી દીધી. પછી તે બધાને પોસ્ટમાં નાંખવા જવા માટે તે દ્વાર ઉઘાડવા જતી હતી એટલામાં તેને પોતાનાં વસ્ત્ર બદલાવાનું યાદ આવ્યું.

ખુરખાની પાછી ઘડી વાળી તેને પોતાના કબાટના ચોરખાનામાં મૂકી દીધો. સાડી બદલીને સાદું સ્વચ્છ વસ્ત્ર તેણે ધારણ કરી લીધું. એટલા વખતમાં પ્રોમીસરી નોટોની બળીને રાખ થઇ ગઇ તે જોઇને તે બોલી:—" હા...શ ! લુચ્ચા, લેજે હવે તું ! નાહક નિર્દોષ લોકોનાં ગળાં રેંસતો હતો તે ! "

બંગલાના પાછલે બારણેથી બહાર નીકળી મોટા રસ્તા પર આવી તેણે પોસ્ટના સ્ટેન્ડમાં બધાંયે પાકીટો પધરાવી દીધાં. તેમ કરતાં પુનઃ ડાબા હાથ પર દૃષ્ટિ ગઇ તો પેલું ત્રિશૂળાકાર કલંક એ વખતે અદૃશ્ય થઇ ગયું હતું ! અને તે સાથે એ કલંકનો ઝણઝણાટ જે અત્યાર સુધી પોતે કાર્યની ધૂનમાં હોવાથી તેને માલમ પડ્યો ન હતો તે પણ શાંત પડી જતો લાગ્યો.

સરોજને આવું આજ પહેલાં કદી થયું ન હતું. પોતે અત્યારે

શું કર્યું તે પણ તેને સમજાયું નહિ. કાગળો પોસ્ટ કર્યા પછી એકએક મિનીટમાં તો જાણે તે બધું ભૂલીજ ગઇ.

સરોજ પાછી આનંદી, હસમુખી, રમતીઆળ, પ્રફુલ્લ બનતી બંગલાને પાછલે બારણેથીજ પાછી આવી.

× × × × ×

માણેકગૌરી નંદનબાને ઘેર ઘણાં વર્ષથી નોકરી કરતી હતી. બાલક સરોજને ઉછેરીને તેણેજ મોટી કરી હતી. તેની અને સરોજની વચ્ચે ગાઢ માયા થઇ હતી; સરોજ તેને મારશી કહી સંબોધતી, પરંતુ એક સહીયરની પેઠે તેમનાં હૃદય મળેલાં હતાં.

સરોજ નંદનબાને અત્યંત લાડકી હતી, તે છતાં પણ કદી કદી અપરાધ થતાં તે તેની ઉપર ચીઢાય ત્યારે માણેકગૌરી સરોજનોજ પક્ષ લઇ તેનો બચાવ કરવા પ્રયત્ન કરતી. બા તરફથી કોઇ મનગમતી વસ્તુ પ્રાપ્ત ન થાય તો સરોજ તે મારશીની પાસે માંગતી એટલે તેની હોંશ પૂર્ણ થવામાં વિલંબ થતો નહિ.

સરોજ બહારથી આવી, અને એક શબ્દ પણ ન બોલતાં પોતાના ખંડ તરફ ચાલી ગઇ, એ બનાવે કોઇનું લક્ષ ખેંચ્યું નહિ, એમ આપણે પ્રથમજ કહી ગયા છીએ. પરંતુ એ સમયનો સરોજનો ઉદ્વિગ્ન ચહેરો માણેકમારશીની ચતુર દૃષ્ટિએ ઢાંકયો ન રહ્યો. તેને તરતજ લાગ્યું કે આજે સરોજ કંઇક નવું જુનું કરી આવી છે.

થોડીક ક્ષણમાંજ બા સાથે વાતચિત કરતી પડતી મૂકી માણેકગૌરી સરોજના ખંડના દ્વાર પાસે આવી ઉભી. પોતાના પગનો ઘસારો ન સંભળાય તેમ બીજો પણ કોઇ અવાજ ન થાય તેવી સાવધતા રાખી તે દ્વારની ફાટમાંથી જોવા લાગી. ત્યાં કાગળનો ભડકો થતો હતો ! અને સરોજ ટાઇપરાઇટર પર બેસી કંઇક છાપતી હતી ! !

માણેકગૌરી તો સ્તબ્ધજ થઇ ગઇ. આ શું ! સરોજ ગાંડી તો થઇ નથી ?

પ્રથમ વિચાર બારણું ઉઘડાવી સરોજને એ બાબત પૂછવાનો થયો; પરંતુ એટલામાંજ ભડકો શાંત થઇ ગયો અને કંઇક શબ્દો સંભળાયા, પણ તે સમજાયા નહિ. ગમે તેમ પણ સરોજ કંઇક વિચિત્ર કામ કરે છે, અને તે ગુપ્ત રાખવાનો તેનો ઇરાદો છે, એમ માણેકગૌરીને નક્કી લાગ્યું.

રાત્રે માણેકગૌરી સરોજની ઓરડીમાં ગઇ. કચરો કાઢીને બીછાનું સાફ કરતાં એક ફાટેલી કાગળની કાપલી હાથમાં આવી. માણેક કાંઇ અભણ ન હતી. ચિઠ્ઠી વાંચી, પરંતુ તેનો બીજો કટકો ન હોવાથી કંઈ સમજાયું નહિ.

શ્રી............................
શેઠ સોમાજી લખમીદત્ત............
એક હજાર રૂપીઆ રોકડા.........
મારે વ્યાજ સાથે ગની આપ......
દર અઠવાડીએ સો રૂપી............
દર સેંકડે ૫૪ ) ટકા લે............
સહી...........................

ઘણો વિચાર કરતાં માત્ર એમ લાગ્યું કે એ કોઇ શેઠીઆની લેણુદેણનું ખત હશે; પણ તે સરોજની પાસે આવ્યું ક્યાંથી ? અને એણે તેને આમ ગુપ્ત રીતે બાળ્યું શા માટે ? તે કાંઈ સમજાયું નહિ.

અંતે માણેકગૌરીએ તે ફાટેલો—બળેલો કાગળ પોતાની પાસે સાચવીને રાખ્યો, અને પ્રસંગ મળતાં તે વિષેનો ખુલાસો સરોજને પૂછવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે સાંજવર્તમાનમાં નીચલી હકીકત જોવામાં આવી.

**“ ધોળે દહાડે ભયાનક ચોરી !**

ગઇ કાલે સવારે દશેક વાગે ગામદેવી પર આવેલી શેઠ સોમાજી

લખમીદત્ત જયપુરવાળાની પેઢીમાં રૂ. આઠ લાખની ચોરી થઈ છે. કહે છે કે ચોરી કરનાર એક કાળા બુરખાવાળી બાઈ હતી અને તે દસ્તાવેજ, પ્રોમીસરી નોટ, ખતપત્રો વગેરે ગુમાસ્તાઓની આંખમાં ધૂળ નાખીને ચોરી ગઈ એટલુંજ નહિ, પણ તે સાથે તે શેઠનીજ મોટરમાં બેસીને પસાર થઇ ગઇ. પોલિસને હજુ તે બાઈનો પત્તો મળી શક્યો નથી તેમની શોધ ચાલુ છે."

માણેકગારીએ ઝટ વર્તમાન પત્ર ટેબલ પર નાંખી દીધું. પોતાની પાસેની ફાટેલી કાપલી કાઢી જોયું તો બરાબર એજ નામ ! "શેઠ સોમાજી લખમીદત્ત..." તેને એક વિચિત્ર શંકા ઉત્પન્ન થઈ અને કંઈક ભય લાગવા માંડયો: તેથી જેમ બને તેમ ઉતાવળે સરોજ સાથે એકાંત શોધવા લાગી.

× × × × ×

આ તરફ રખડી રખડીને સોમાજીશેઠ સાંજે પેઢી પર આવ્યો. તેની ક્રોધમય મુદ્રાજ બારણે બેઠેલા ભૈયાજીને ભડકાવવાને બસ હતી. આવતાં વારજ શેઠે ભૈયાને ઉધડો લેવા માંડયો. પોતાની ભૂલ થએલી હોવાથી તે બિચારો કશું બોલી શક્યો નહિ.

ભૈયાનું પ્રકરણ પુરૂં થયું એટલે ગુમાસ્તાઓનો વારો આવ્યો. "તમને શું મેં નીચી મુંડીએ લખવા માટેજ બેસાડયા છે ? તમારી નજર આગળ શું થાય છે તેનું પણ તમે ભાન રાખતા નથી ! મારી લાખ્ખો રૂપીઆની મિલકત લુંટાઇ ગઇ, મારા કીંમતી કાગળીઆ ચોરાઇ ગયા, તો પણ તમે આંખો મીંચીનેજ બેસી રહ્યા ?..."ઈત્યાદિ.

પછી આવ્યો ડ્રાઈવરનો વારો–કહેવાની જરૂર નથી કે સ્ટેશન પરથી શેઠે મોટરને પાછી ઘેર મોકલી હતી–ડ્રાઈવર બિચારો ગભરાતો ગભરાતો આવ્યો.

"તારી આંખો ફૂટી ગઈ હતી ! હરામખોર, તું બનાવટી ચિઠ્ઠી ઓળખી ન શક્યો ? નીચે સહી કરેલી ન હતી તે તો તારે જોવું

હતું...હવે ભરી આપ મારા આઠ લાખ રૂપીઆ..."

" આ રહ્યા રૂપીઆ અઢીસો ! "

શેઠ ચમક્યા. બારણામાં જુએ છે તો " મોતી રવા " આવી ઉભેલો અને તેણેજ એ શબ્દો ઉચ્ચારેલા !

તેના હાથમાં એક કાગળનું પરબીડીયું અને દસ્તાવેજ હતો.

મોતી રવા એક ગરીબ સલાટ હતો. દહાડાને છેડે બાર આના રૂપીઓ પેદા કરી પોતાના વસ્તારી કુટુંબનું મુંબાઇ શહેરમાં જેમ તેમ પોષણ કરતો. એક વાર તેનો છોકરો માંદો પડ્યો. તેની દવાદારૂના ખર્ચમાં પૈસાની જરૂર પડવા લાગી. એ અડચણના સમયે મોતીએ સોમાજી શેઠને ત્યાંથી પાંત્રીસ રૂપીઆ લઇ ચાલીસનું ખાતું પાડી આપેલું. તેના આજે વ્યાજ ચઢતાં આશરે અઢીસો રૂપીઆ થયા હતા. અઠવાડીએ પંદર દહાડે મોતી બબ્બે ચાર ચાર રૂપીઆ ભરતો પરંતુ એ હપતાની અને વ્યાજના દરની શરતમાં વ્યાજ એટલું ઝડપીલું હતું કે હપતો તેને ભાગ્યેજ પકડી શકતો !

પોતાના દસ્તાવેજ ચોરાયા એટલે સોમાજી શેઠે એક રીતે સંતોષ માન્યો. " મારાં લખાણ પત્રા ભલે ગયાં, પણ મારો દરેક દેણદાર શું જાણવાનો છે કે તેની સાથે કરેલ દસ્તાવેજ પણ ચોરાઇ ગયો છે ? દરેક દેણદાર આવશે એટલે ઝટપટ તેની પાસેથી રૂપીઆ કઢાવી લઇશ, અને નહિ આપશે તો દસ્તાવેજને આધારે ફરીઆદ માંડીશું એવી ધમકી આપીશ; એટલે તરત મારા રૂપીઆ નીકળી આવશે..." વગેરે વગેરે.

પરંતુ એટલામાં તો આ એક દેણદાર પ્રત્યક્ષ આવી ઉભો ! હંમેશ તો જ્યારે જ્યારે મોતી રૂપીઆ ભરવા આવતો ત્યારે પહેલા ભૈયા મારફતે વર્દી મોકલવી પડતી–શેઠની પાસે જવાતું નહિ, અને શેઠની રજા વિના બોલાતું નહિ; પણ આજે તો કોણ જાણે શાથી બેધડક તે શેઠની પાસે ચાલ્યો આવ્યો અને સલામ પણ કરી નહિ

" શેઠ સાહેબજી, હવે તો હું તમારા પંજામાંથી છૂટી ગયો હો ! " મોતીએ હસતાં હસતાં કહ્યું " દીન દયાળુની કૃપાથી બસ હું તમારા રાક્ષસી સપાટામાંથી હવે છુટયો ખરો ! હવે લેજો મારી પાસેથી રૂપીઆ ! એક દમડી પણ ન આપું એક દમડી, શેઠજી સાહેબજી. આ જુઓ મારો દસ્તાવેજ ! "

એમ બોલી તેણે પોતાના હાથમાંના દસ્તાવેજના ટુકડે ટુકડા કરી નાંખ્યા; અને છેક ઝીણી કરચો કરી આખી ઑફીસમાં ઉરાડી. સોમાજી તો તે જોઈ સ્તબ્ધજ થઈ ગયો. જાણે તેની સમક્ષ આ એક નાટકનો પ્રવેશજ ભજવાતો હોયને !

મોતી પેલું પાકીટ શેઠના દીસ પર નાંખી ચાલતો થયો.

થોડી વારે સોમાજીને પોતાની કિંકર્તવ્ય મૂઢતામાંથી જાણે ચેતન આવ્યું હોય તેમ સર્વ ગુમાસ્તાના દેખતાં પોતાનું અપમાન થએલું કંઇ બહુજ લાગી આવ્યું. દૈવને ગાળ દેતાં દેતાં તેણે પેલું પાકીટ ઉઘાડી અંદરથી પત્ર કાઢી વાંચ્યો. તે ટાઇપરાઇટરમાં છાપેલો હતો.

મુંબાઇ—તા......

નિર્ધનભાઇ મોતી રત્ન,

તમે સોમાજી લખમીદત્ત શેઠને ત્યાંથી ચાળીસ રૂપીઆ ઉપાડયા છે તેનો દસ્તાવેજ આ પત્ર સાથે બીડયો છે.

તમે તેનું પુકળ્ળ વ્યાજ ભર્યું છે અને ભરોછો, તમારૂં મુદ્દલ તો ક્યારનું ભરાઇ ગયું છે. હવે તમારે કંઇ પણ ભરવાની જરૂર રહેતી નથી. આ સાથે મોકલેલો તમારો દસ્તાવેજ ફાડી નાંખશો એટલે સોમાજી તમારી પાસે દમડી પણ માગી શકશે નહિ.

તમારી પેઠે બીજા પણ અનેક દેવાદારોને મેં એ લોભી મારવાડીના પંજામાંથી છોડવ્યા છે. એજ.

લી૦ એક
" દીનદયાળુ ! "

પત્ર વાંચતાંની સાથેજ સોમાજી " હાય ! ઓ દુષ્ટા, તેં તો મારૂં છેકજ નખ્ખોદ વાળી નાખ્યું ! " એમ બોલતો બોલતો ગાદી ઉપર બેહોશ થઇ પડયો. ગુમાસ્તાઓ ગભરાટમાં પડયા. નોકર ચાકરમાં દોડાદોડ થઇ રહી મુખ્ય ગુમાસ્તાએ તે પત્ર લઈ વાંચ્યો ત્યારે તેને સમજ પડી.

મોટરમાં નાંખી સોમાજી શેઠને ઘેર લઈ જવામાં આવ્યો. તે દિવસે રાત્રે પેઢી વહેલી બંધ થઈ ગઈ. કેટલીક વારે સોમાજીને શુદ્ધિ આવી.

બીજે દિવસે સવારે તે પેઢી પર આવતો હતો તે વખતે તેને રસ્તામાં તેમજ પેઢીના બારણા આગળ ઘણા દેણદારો મળ્યા; કેટલાકના હાથમાં દસ્તાવેજો હતા, કેટલાક એકલો કાગળ લઇને આવ્યા હતા અને કેટલાક તો શેઠની વાટ જોતા આનંદથી ગપ્પાં મશ્કરી ચલાવતા હતા.

" શેઠજી ! હવે હું તમને એક પૈસો પણ નહિ આપવાનો, હોં ! " સોમાજીના કાનની છેક પાસે આવીને એક જણ બોલ્યો.

" શેઠ ! હવે આપણો હિસાબ સ્વર્ગમાં ! " દસ્તાવેજના ચીરા કરતાં બીજા એકે કહ્યું.

" શેઠ ! મેં તો તમને બહુ રૂપીઆ ભર્યા છે—મુદ્દલ કરતાં ચાર ગણા એટલે હવે આપણે આવતે જન્મે..." ત્રીજાએ ટોળ કરી.

એમ દેણદારોના શબ્દોથી, તેમના ચાળાથી અને ટકારથી સોમાજી શેઠ એવો તો ત્રાસ પામી ગયો, કે પેઢીના ઓટલાનાં પગથીયાં પણ ન ચઢતાં તેણે બારોબાર બોરીબંદર આગળ ડીટેકટિવ મી. શ્રીપતલાલની ઑફીસ તરફ ચાલવા માંડયું.



સરોજ એકદમ અચકી, અને માણેકમાશીના મુખ તરફ જોતી બોલી:–"કેમ માશી ! આજે તું આમ કાં દેખાય છે? બાની પ્રકૃતિ તો સારી છેને?"

"કેમ, હું કેવી દેખાઉં છું?"

"કંઇક ગભરાયલી."

માણેકે કાંઈ જવાબ ન દીધો.

"બોલને માશી: આજે આમ કેમ?" સરોજે લાડ કરતાં ફરીથી પૂછ્યું.

માણેક એકદમ ગંભીર થઇ ગઇ.

"શું બોલું?"

"આજે તારો ચહેરો ચિંતામય કેમ દેખાય છે?"

"જો, બોલુંછું." એક ક્ષણ શાંત રહી માણેકમાશી બોલી અને તે સાથેજ પોતાની ચોળીના અંદરના ગજવામાંથી એક બજેલી કાગળની કાપલી કાઢી સરોજ સામે ધરી. "જો. આ શું છે?"

સરોજ ચોંકી. તેના મુખ પરનો રંગ ઉડી ગયો. તે કાંઈ જવાબ આપી શકી નહિ. થોડીક વાર પછી અચકાતી અચકાતી તે બોલી:– "આ કેવી કાપલી છે?"

માણેકગોરીએ સરોજનો હાથ ઝાલી પોતાની પાસે ખેંચી.

"જો. બેટા સરોજ! કાલ બપોર પછી હું જોઉં છું કે તારા મુખ ઉપર એક જાતની વિચિત્ર ઉદ્વિગ્નતા દેખાય છે. તારા મનમાં કંઈક ભયંકર વિચાર ઘોળાયાં કરે છે; તેનું કારણ શું? તારે હાથે કાંઈ ખોટું કાર્ય થયું હોય, અથવા તને બીજું કાંઈ ગુપ્ત દુઃખ હોય

તો તે મને કહી દે. હું તને ગમે તે પ્રકારે મદદ કરીશ. " એમ બોલતાં તે સરોજના વાંસા ઉપર હાથ ફેરવવા લાગી.

ખરેખર! સરોજનું મન અસ્વસ્થ થયુંજ હતું અને તેને આવા પ્રેમાળ આશ્વાસનની અત્યંત જરૂર હતી. માશીના શબ્દો સાંભળી તેનાં નેત્રમાં આંસુ ઉભરાઇ આવ્યાં અને તે જોઇને માણેકગૌરીનું હૃદય પણ દ્રવવા લાગ્યું. તેણે તેને પાસેના એક કોચ પર પોતાની જોડે બેસાડી. પેલો કાગળનો કકડો એ વખતે તેમના હાથમાંથી સરી પડ્યો, પરંતુ ચિત્ત રોકાયલાં હોવાથી કોઇએ તે પર લક્ષ આપ્યું નહિ.

સરોજ ઘણા વખત સુધી કાંઈ બોલી નહિ. માત્ર તેના ખોળામાં માથું છુપાવી દીધું. તે રડતી હોય એમ માશીને લાગ્યું.

" રડે છે શા માટે ? સરોજ, તું ખુલ્લા દીલથી મને વાત કરી દે, એટલે તારા હૃદયનો ભાર હલકો થશે અને તારા દુઃખનો કાંઇક ઉપાય થશે. તું જાણે છેજ કની, કે " સુખ ભાગતાં વધનું જાય દુઃખ ભાગતાં કકડા થાય ! " માટે કંઈ પણ ભીતિ ન રાખતાં તું મને બધું જણાવી દે. "

અંતે સરોજે મોં ઉઘાડ્યું.

" હું શું કહું ? માશી ! તારો મારા ઉપર અત્યંત પ્રેમ છે તે હું જાણું છું; છતાં પણ આ ભયાનક વાત તને કહેવા મારી હિંમત ચાલતી નથી. અરેરે ! એ કેવી રીતે બન્યું તે મને પણ સમજાતું નથી. એ એવું તો ભયંકર છે—એવું તો વિલક્ષણ છે માશી કે તને પણ તે સાંભળીને મારા તરફ તિરસ્કાર ઉત્પન્ન થયા વિના રહેશે નહિ. "

" છટ્ છટ્ એવું શું બોલે છે ? " માણેકે કહ્યું. " બેટા સરોજ, હું તારો કદી તિરસ્કાર કરૂં ? એ બનેજ કેમ ? મને ખુદ પરમેશ્વર ઉપર કદાચ ક્રોધ આવે; પરંતુ તું, મારી લાડકી, તેના ઉપર હું કેમ ગુસ્સે થાઉં ? બોલ, બેટા બોલ. જરા પણ ગભરાયા વિના જે હોય તે સ્પષ્ટ કહી નાંખ. "

માણેકમાશીના આશ્વાસનદાયક, ઉત્તેજક અને પ્રેમાળ શબ્દ સાંભળી સરોજની ભીતિ નાશ પામી. માશીનો હાથ પોતાના હાથમાં લઇ તેના તરફ જોતાં તે બોલી:—" માશી ! મને કંઇક ગાંડપણ થયું હોય એમ મને લાગે છે. "

" એટલે ? "

" ગયા બે ત્રણ દિવસથી મારા અંતઃકરણમાં કોણ જાણે શો વિચિત્ર વિકાર ઉત્પન્ન થયાં કરે છે કે તેને લીધે હું શું કરૂં છું તેનું મને ભાન રહેતું નથી. એ વિકારથી—એ વિલક્ષણ કેફથી હું જાણે પરતંત્ર થઇ ગઇ હોઉં એમ મને લાગે છે. જો હું અશિક્ષિત હોત, જો હું પેલી ગંગાના જેવી અભણ હોત તો ખરેખર મને નજર લાગી છે અથવા તો ભૂત વળગ્યું છે, એમજ હું માનત. કાલે મારે હાથે જે કાર્ય થયું છે તેનું કાર્ય કદી પણ મારે હાથે થાય એવો જરા પણ મને ખ્યાલ ન હતો. અરેરે ! એ શું થઇ ગયું ? " એમ કહી સરોજ આંસુ પાડવા લાગી.

" પરંતુ થયું છે શું, તે તો ખુલાસો કહે ? "

" શું કહું ? માશી ! કાલે હું જેલમાંથી છૂટતા કેદીઓને મળવા ગઇ હતી તે વખતે પેલા દામા ચંબુ નામના કેદીએ મારા તરફ એવી તો ખરાબ વર્તણુંક ચલાવી હતી કે......"

" હં. હં. તેનું નામ ન લે, મારી બાઇ. "

એમ બોલતાં બોલતાં માણેકમાશીને ખરેખર ધ્રુજારી આવી: દામા ચંબુનું નામ સાંભળતાંજ તેનો ચહેરો ફીક્કો પડી ગયો.

" એમ કેમ કરે છે ? માશી ! દામા ચંબુનું નામ સાંભળી તને આમ કંપારી કેમ આવે છે ? ગઇ કાલે પણ મેં એનું નામ લીધું હતું ત્યારે તું ધ્રુજી ઉઠી હતી, અને મને આગળ બોલતાં અટકાવી હતી. એનું કારણ શું ? "

માશીએ કાંઈ જવાબ ન દીધો.

" શું તારે કાંઇ તેની સાથે ઓળખાણુ છે ? "

" ના. ના. તેવું કાંઇ નથી પરંતુ એવા—જેલમાં ગયેલા—માણસો મહા દુષ્ટ હોય છે એમ હું ખાત્રીથી માનું છું. મને એવાઓનાં નામ સાંભળવાં પણુ ગમતાં નથી. ઠીક. પણુ તારી હકીકત તો આગળ ચલાવ. "

એવીજ રીતે પહેલાં એક દિવસ હું કેદીઓ છૂટવાને વખતે જેલ આગળ ગઇ હતી. તે દિવસે એક ગરીબ મજુર કેદી છૂટવાનો હતો. તેની બેડીઓ ઉતર્યા પછી મેં તેની સાથે વાતચિત કરવા માંડી. તેની સર્વ હકીકત પૂછી તો માલમ પડ્યું કે તેણે સોમાજી લખમીદત્ત નામના એક મારવાડીને ત્યાંથી દશ રૂપીઆ ઉધાર લીધા હતા અને તેની ઉપર બે ટકાનું વ્યાજ ભરવાનું લખી આપ્યું હતું, પરંતુ પોતાની ગરીબ સ્થિતિને લીધે તેનાથી શરત પ્રમાણે રૂપીઆ અપાયા નહિ. પછી તો લડાઇને લીધે દિવસે દિવસે મોંઘવારી વધતી ગઇ એટલે એને તો ખાવાના પણુ વાંધા પડવા લાગ્યા. શહેરમાં મકાન બંધાતાં ઓછાં થયાં એટલે એને નિયમિત કામ પણુ મળતું નહિ. એટલામાં તો મારવાડીએ તગાદો કરવા માંડ્યો. મુદત પૂરી થવાથી તેણે વ્યાજ ગણુવા માંડ્યું હતું. તેના બધા મળીને પંદરેક રૂપીઆ થયા એટલે મારવાડીએ ધમકી આપી કે રૂપીઆ આપી દેશે નહિ તો ફર્યાદ માંડી તને કુટુંબ સાથે ખુવાર કરીશ. આ મજુર બિચારો ગભરાયો. પોતે પ્રમાણિક હતો તેથી તેણે બાર ચૌદ રૂપીઆનો એક દાગીનો મારવાડીને આપ્યો; તે છતાં પણ બાકીના રૂપીઆ માટે તેણે અત્યંત ત્રાસ આપવા માંડ્યો. મજુર તેની પાસે જઇ બહુએ પગે લાગ્યો અને દયા માગી, પણુ પેલાના ' મારવાડી ' કાળજાને કાંઇ પણુ અસર થઇ નહિ. આખરે કંટાળી-નિરાશ થઇ—સગાં સંબંધીઓમાં પોતાની આબરૂ સાચવવા માટે તેમજ બાયડી છોકરાંનું સંરક્ષણુ કરવા માટે તેણે

લાગ મળતાં એક ગૃહસ્થના ઘરમાંથી દશ રૂપીઆ ચોર્યા, અને મારવાડીને લાવી આપ્યા. પરંતુ એ ચોરીને તુરત પોલિસને પત્તો લાગ્યો અને તેને જેલની શિક્ષા થઇ.

માશી! એ ગરીબ મજુરની વાત એવી તો હૃદયદ્રાવક હતી, કે મને તેને માટે બહુજ લાગ્યું. તે બિચારો પોતાનાં સ્ત્રી છોકરાંને માટે રડવા લાગ્યો. "બાઇસાહેબ' મારા જેવા સેંકડો દુઃખી લોકો એ સોમાજી મારવાડીને ત્યાં ખાતું પાડવે છે અને પછી તેનું કરજ વ્યાજ ભરી ન શકાતાં જેલમાં જાય છે. ઓ ભગવાન ! કોઇ પણ એ કાળજા વિનાના મારવાડીને માથાનું મળતું નથી!"

"મેં તેને પેલા મારવાડીનું ઠેકાણું પૂછી લીધું. મને એ મારવાડીની નિર્દયતા ઉપર અત્યંત ક્રોધ આવ્યો. મને એમ લાગ્યું કે એ પાપી મારવાડીને કોઇ પણ રીતે શિક્ષા થવીજ જોઇએ. ઘણા દિવસ સુધી હું કાંઇ કરી શકી નહિ; પણ કાલે તો મને-પેલા દામા ચંબુને મળ્યા પછી-એવી તો કેફ ચઢી કે હું સ્વસ્થ બેસી શકીજ નહિ."

"એટલે ? પણ તેં કર્યું છે શું ?"

પોતાની પાસેના બળેલા કાગળ પરનું નામ અને સરોજની આ વાર્તા વચ્ચે બંધ બેસતો સંબંધ આવતો જોઇ માણેકને ભય લાગવા માંડ્યો. પોતાના મનમાં જે કલ્પના કરી હતી તે દઢતર થવા લાગી.

"માશી ! એ વિચિત્ર કેફમાં મેં એક ચોરી કરી છે."

સરોજ ધીમી પડી ગઇ.

"તેં ચોરી કરી છે ?"

"હા. માશી ! મેં પેલો નવો સીવડાવેલો કાળો બુરખો પહેરી લીધો, અને ગામદેવીમાં સોમાજીની પેઢી પર ગઇ. તે વખતે તે મારવાડી પોતાની તિજોરીની અંદર પેઠો હતો એટલે મને ઠીક લાગ મળ્યો. મેં ઝડપ તિજોરીના બારણાની આંકડી ચઢાવી દીધી, અને પાસે પડેલા જૂના કબાટમાં દસ્તાવેજ, પ્રોમીસરી નોટ વગેરેના ચોડા પડેલા

હતા તે ઉડાવી તેનીજ મોટરમાં બેસી રસ્તો માપ્યો."

"ઘેર આવી ગરીબ લોકોના બધાયે દસ્તાવેજ મેં સૌ સૌના ઉપર રવાના કરી દીધા, અને બાકીના કાગળોની હોળી સળગાવી. એ પ્રમાણે મેં તે નિર્દય મારવાડીને શિક્ષા કરી છે; પણ હવે તો ખરેખર મને મારા એ કૃત્ય માટે પસ્તાવો થાય છે."

સરોજની વિચિત્ર અને ભયંકર વાતો સાંભળી માણેકગૌરી તો સ્તબ્ધજ થઈ ગઈ. ભયથી જાણે તેનું સર્વાંગ કંપવા લાગ્યું. કંઇ વખત પછી તે હિંમત એકઠી કરી બોલી:–'હાય! હાય! છોકરી! તેં આ શું કર્યું? તને આવો વિચારજ ક્યાંથી આવ્યો? તારા જેવી સુશિક્ષિત, સુશીલ, દયાળુ અને નિર્મળ અંતઃકરણની બાળાના હાથે આવું રાક્ષસી કર્મ થયુંજ કેવી રીતે? ઓ મારી સરોજ,—"

"હા. હા. માશી! ગમે તેમ પણ કોણ જાણે તે વખતે મને શું થઇ ગયું, કે મને બિલકુલ ભાન રહ્યું નહિ. માશી! હું અપરાધી છું. ખરેખર! હું પાપી છું. તારા પ્રેમને યોગ્ય નથીજ–હવે તો નથીજ રહી"

સરોજના આવા આત્મનિઃક્ષેપથી માણેકગૌરીની લાગણી કંઇક નમ્ર થઈ.

"એમ તો નજ કહીશ." તે બોલી. "એમાં તારો દોષ નથી. પરંતુ, બેટા, તું હવે તો જેલ આગળ જવાનું છોડીજ દે. તારી પરોપકાર કરવાની ઉત્કટ ઇચ્છા હોવાથી તને નિરંતર દીન, દરિદ્રી, દુરાચારી લોકોનોજ પ્રસંગ પડયા કરે છે અને તેનુંજ આ દુષ્ટ પરિણામ છે."

"હશે. ત્યારે હવેથી હું જેલ આગળ નહિ જાઉં; પણ માશી! કાલે તો કોણ જાણે મારા અંતઃકરણમાં શું થઈ ગયું તેજ મને સમજાતું નથી. એવું મને પહેલાં કદી પણ થયું ન હતું. એ વિલક્ષણ લહરીના જોરથી મારૂં પોતાનું શિક્ષણ, શીલ, યોગ્યતા બધુંયે નષ્ટ

થઇ ગયું–એ કેહની ધુનમાં મારાથી આવું કૃત્ય થઇ ગયું. અરેરે ! માશી ! હવે હું શું કરૂં ?"

"ગભરાય છે શા માટે ! જે થવાનું હશે તે થશે. પશ્ચાત્તાપ એજ ખરૂં પ્રાયશ્ચિત્ત છે, એટલે પ્રભુ તને ક્ષમાજ કરશે. તું માત્ર એટલુંજ કરજે કે આ વાત કોઇ ત્રીજાને કાને ન જાય–તેમાંનો એક અક્ષર પણ ફુટવો ન જોઇએ."

"માશી ! મારે તને આ કરતાં પણ વધુ આશ્ચર્યકારક વાત હજુ કહેવાની છે."

"તે શું છે વળી."

"કાલે જ્યારે હું મોટરમાં બેસીને આવતી હતી ત્યારેજ મારા ડાબા હાથના કાંડા પર ઘણીજ અગન બળવા લાગી. થોડી વાર રહીને મેં જોયું, તો એ જગા પર ત્રિશૂળના જેવું ચિહ્‌ન દેખાવા લાગ્યું. મને બીક લાગવા માંડી કે રખેને પેલા દામા ચંગુના હાથ પર જેવું ત્રિશૂળનું ચિન્હ હતું–એમ આપણે વર્તમાનપત્રોમાં વાંચ્યું હતું–તેવુંજ તે થઇ જાય ! હું બહુ ગભરાવા લાગી અને થોડી વેળા પછી જોઉં છું તો ખરેખર તેવોજ ત્રિશૂળાકાર ! એ વખતમાં મારાથી શું થઇ ગયું તે પણ મને બરાબર યાદ નથી. જાણે મારી ઇચ્છાશક્તિજ મારી ગઇ હતી !"

એટલું બોલી સરોજ કાંઇક થોભી. તેની દૃષ્ટિ પોતાના ડાબા હાથ તરફ જતાંજ તે પુનઃ બોલી ઉઠી:–"ઓ ! ઓ ! માશી ! જોને તે ફરીથી દેખાવા લાગ્યું !"

સરોજે પોતાનો હાથ માશી સામે ધર્યો.

માણેકગૌરી તો તે જોઇ સ્તબ્ધજ થઇ ગઇ. સરોજના ડાબાજ હાથ ઉપર ત્રિશૂળનો આકાર જોઇ તે ભડકી–ઉઠી ઉભી થઇ ગઇ.

"હાય ! હાય ! આ શું ! પાછું આ સત્યાનાશીયું ટીલું ! આટલાં વર્ષ પછી પણ જીવતું થયું ! અરેરે ! ઓ દૈવ ! ઓ પ્રભુ ! તુંજ

આ કાળ જેવા ચિહ્નથી અમને બચાવ." એ શબ્દો માણેકગૌરીના મુખમાંથી નીકળી પડયા.

"એટલે શું ? માશી!" સરોજે માશીને આમ ગભરાયલી જોઈ આશ્ચર્ય પામતાં કહ્યું. "આમ ગભરાય છે કેમ ? તને આ વિષે કંઈ પણ વિશેષ માહિતી છે કે શું ? શું પેલા દામા ચંબુના હાથ ઉપર જે ચિહ્ન હતું તે આવુંજ હતું કે ?"

"તે મને શું ખબર ? મને કાંઈ એને વિષે ખબર નથી."

"નહિ, નહિ, તું જુઠ્ઠું બોલે છે. તને મારા કરતાં વિશેષ માહિતી હોવીજ જોઈએ. આજ સુધી તું કદી મારી સાથે જુઠ્ઠું બોલી નથી. મને સાચે સાચું કહી દે, આ મારા હાથ ઉપર દેખાયું તે ચિહ્ન કેવું છે? અને પેલા કેદીના હાથ પર કેવું હતું ? બોલ, માશી ! મને આજે તેનો ખુલાસો કર."

એમ બોલતાં સરોજે માશીનો હાથ ખેંચ્યો.

"પણ હું જાણુતીજ ન હોઉં તો શું કહું ?"

"તું સાચું બોલે છે ? માશી ! તારો મારા પર આટલો પ્રેમ છે, ત્યાં તું મને આટલું નહિ કહે ?"

"ના. પણ બણુ નહિ. તું જાણુતી ન હોય તો મારા સમ ખાઈને તે પ્રમાણે કહે તો હું માનું."

માણેકગૌરી કાંઈ બોલી નહિ. તેની આંખોમાં આંસુ આવ્યાં, ને કંઠ રૂંધાઈ ગયો હોય એમ લાગ્યું. તે એક શબ્દ પણ બોલી શકી નહિ.

સરોજે તે જોયું. માશીનું હૃદય દ્રવતું જોતાં પોતે ગળગળી થઈ ગઈ. તેણે પોતાના બંને હાથે માશીના બંને હાથ ઝાલ્યા, અને કહ્યું:- "જો, માશી ! તું રડે છે ? તું ખરેખર કંઈક વાત જાણે છે. મારાથી શા માટે છુપાવે છે ? હું—તારી લાડકી સરોજ—તેને પણ નહિ કહે ?"

માશીની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તેનું હૃદય અંદરથી

વિંધાઇ જતું લાગ્યું. સરોજના શબ્દો ઉચ્ચારવાને તત્પર થઇ રહેલા મુખ ઉપર તેણે હાથ દાબી દીધા તોયે સરોજ બોલી.

" તને મારા સમ છે, ન કહે તો. "

" સરોજ ! સરોજ ! તું મને કાંઇ પૂછીશ નહિ. મને કાંઇજ માહિતી નથી; અને હશે તે તને કહેવા જેવી નથીજ. "

" મને કહેવા જેવી નથી? માશી, ! હવે હું કાંઈ નાની બાળક નથી. હવે હું કાંઇ પહેલાંના જેવી ભોળી નથી કે કોઇ બીજાને કહી દઉં. મારી ઉત્સુકતા હવે તો ઘણીજ વધે છે. માશી ! કાલે પેલો બનાવ બન્યા પછી તો મારૂં ચિત્તજ ઠેકાણે રહેતું નથી. તારી વાતો સાંભળીશ ત્યારેજ તે સ્થિર થશે. મને લાગે છે કે મારા ઉપર કાંઇક ઇશ્વરી કોપ ઉતર્યો છે: નહિ તો મારે હાથે આવી ભયંકર ચોરી—"

" હાં. હાં. આ શું બકી જાય છે ! " માશીએ ધીમે સાદે પણ વિચિત્ર ગંભીરતાથી કહ્યું. " સરોજ ! યાદ રાખજે કે ભીંતને પણ કાન હોય છે. "

" તે તો બધુંયે હું સમજું છું. " સરોજ પણ નમ્ર સાદે બોલી. " પણ એમ કરીને મારી વાત ઉડાવવી ન જોઇએ. ચાલ તો માશી ! હવે મને તે જલ્દી કહી નાંખ. નહિ તો હું પાધરી જઇને બાને પૂછીશ."

" ના. ના. એવું કાંઈ કરીશ નહિ. એમ તો ઉલટું—"

" ત્યારે હવે તું ઝટપટ કહેવા માંડ. હવે મારાથી સાંભળ્યા વગર રહેવાનું નથી. "

" બેટા સરોજ ! હું કહીશ. તને નહિ કહું તો પછી કોને કહીને મારા હૃદયનો ભાર ઉતારીશ ! પરંતુ સરોજ ! એ ભયંકર વાત તને કહેતાં મારી જીભ ઉપડતી નથી. હું ફરી કોઇ વાર કહીશ. "

" ના, ના, મારે તો હમણાંજ સાંભળવી છે. જો ફરી મને ઝઝણી આવવા લાગી. તું જલદી કહેવા નહિ માંડે તો મારાથી કંઇનું

કંઇ થઇ જશે. " એમ બોલી સરોજે પોતાનો ડાબો હાથ બતાવ્યો.

માણેક ભય પામી. અંતે તેણે સંભારીને વાત કહેવા માંડી પરંતુ તે એવી તો છુપી વાત છે કે ' માણેકમાશી ' આપણને તો કહી શકેજ નહિ, અને ભોળી સરોજ પણ આપણે આ નવલમાં બસો પાનાં પુરાં કરીએ ત્યાં સુધી તે વાત આપણને કહે એમ લાગતું નથી.

તો પ્રિય વાંચક ! શા માટે આપણે અણબોલાવ્યા એ બે માશી–ભાણેજની વાતોને છૂપી રીતે સાંભળવાનો પ્રયત્ન પણ કરવો જોઇએ ? ચાલો આગળ.

૮

## " પાતાળમાંથી પકડી લાવું ! "

" ઘણા દિવસથી આજે જાઉં, કાલે જાઉં એમ વિચાર કર્યા કરૂં છું, પણ આજે કેટલા બધા દિવસ થયાં સરોજિનીને મળવા જઇ શકાતું નથી. " મી૦ શ્રીપતલાલે ઓફીસમાં આવી ટોપી ટેબલ પર મૂકતાં મનમાં વિચાર કર્યો. " આજે તો હવે મારે જવુંજ જોઇએ. "

એમ કહેતાં તેણે ટોપી પાછી પહેરી લીધી. બહાર નીકળી એક વિક્ટોરીઆ ભાડે કરી, સરોજે આપેલા શીરનામાનું સ્થળ શોધી કાઢ્યું; અને બંગલો શોધતો શ્રીપતલાલ રસ્તા પર આમ તેમ આંટા મારવા લાગ્યો.

એટલામાં બારીએ ઉભેલી સરોજની દષ્ટિ તેના ઉપર પડી.

" જો માશી ! પેલા શ્રીપતલાલ ડીટેકૃટિવ. એ કદાચ અહીંજ આવતા હશે, આપણને મળવા માટે. "

માણેકગૌરી બારી પાસે આવી.

" એજ માણસ ડીટેકૃટિવ છે કે ? "

" હા. હું એને બોલાઉં ? "

" ના. ના. " માણેકગૌરી ગભરાઈને બોલી. " તને વળી એવું શું સુઝે છે ? તારી તે અક્કલ શૂન્ય થઈ છે કે શું ? "

" પણ તે આપણુંજ ઘર શોધે છે. "

માણેક ભય પામી.

" શું આપણુંજ ઘર શોધે છે ? "

" હા. હા... "

" પણ તેં તે ક્યાંથી જાણ્યું ? "

" હમણાં એણે પેલા માણસને કંઈક પૂછ્યું; તેમાં મેં પિતાજીનું નામ સાંભળ્યું. મેં એને શીરનામું આપ્યું હતું... "

" તેં એને શીરનામું આપ્યું હતું ? " માણેક ધ્રૂજતે અંતઃકરણે કહ્યું. " સરોજ ! એ તને પકડવા આવતો હોય તો ? "

" છટ્ છટ્. શ્રીપતલાલને શું ખબર ? એ તો બાને મળવાજ આવે છે. "

માશીએ ભાણેજનો હાથ ખેંચ્યો.

" જો, સરોજ ! આપણે પોલિસનાં માણસ સાથે સંબંધ ન જોઈએ. પોલિસનો વિશ્વાસ નહિ. "

પણ, માશી ! શ્રીપતલાલ તેવા નથી. એમનો સ્વભાવ તો સારો જ છે. " સરોજ બોલી. " અમને એ તે દિવસેજ મળ્યા હતા; એમણે અમારી સાથે બહુ સારી વાત કરી હતી. "

એટલામાંજ શ્રીપતલાલની દૃષ્ટિ તે બારી ઉપર પડી. તેણે સરોજને ઓળખી. સરોજે મોં મલકાવ્યું. શ્રીપતલાલે તેનો ઉત્તર તેજ રીતે આપ્યો. બંગલામાં કયે રસ્તે દાખલ થવું તે સરોજે હાથ વડે નિશાની કરી બતાવ્યું, અને બારી દઈ દીધી.

" બલિ ! આ તેં શું કર્યું ? એ પોલિસના માણસને શા માટે ઘરમાં— "

પણ સાંભળે છેજ કોણ ? સરોજ તો ક્યારની દિવાનખાના તરફ દોડી ગઇ હતી. ત્યાં નંદનબા એક કોચ ઉપર બેસી ન્યુસપેપરનાં પાનાં ઉથલાવતાં હતાં; અને અમુક અમુક લેખો બહુજ ચીપી ચીપીને વાંચતાં હતાં.

" બા ! પેલા શ્રીપતલાલ ડીટેકૃટિવ આવે છે. "

" ક્યા ? ક્યાં છે ? "

" તે દિવેસે જેલ આગળ મળ્યા હતા તે. દાદર પર ચડતા હશે. તેને બેસાડજો. "

એમ બોલતી સરોજ ત્રીજા માળને દાદરે ચઢી ગઇ. પોતાના પ્રાઇવેટ ખંડમાં આવી, અને અંદરથી બારણું બંધ કરવા જાય છે ત્યાંજ માણેકમાશીએ તેને અટકાવી. પોતે ખંડમાં આવી બારણું બંધ કર્યું.

" અલિ સરોજ ! તું શું કરવા જાય છે ? " માશીએ સાહસિક ભાણેજના સ્વભાવથી ભય પામતાં કંઇક હેતાળ સ્વરથી પૂછયું.

" શ્રીપતલાલને મળવા..."

" હાથે કરીને કૂવામાં પડવા ? પેટ ચોરીને શૂળ ઉત્પન્ન કરવા ? " માશીએ કહ્યું. " સરોજ ! ડાહી હોય તો તું દિવાનખાનામાં ન જતી. "

" પણ હું ડાહી ક્યાં છું ? " સરોજ હસી. " પણ માશી ! તું આટલી બધી ગભરાય છે શા માટે ? એ ગૃહસ્થ કાંઇ યમદૂત તો નથીજને ? "

એમ કહેતાં કહેતાં સરોજે પોતાની પેટી ઉઘાડી તેમાંથી એક નવી ગુલાબી સાડી કાઢીને પહેરવા માંડી. ઉપર એક ફેશનેબલ ચોળી પણ ચઢાવી. જાણે તે કોઇ ભવ્ય સ્થળે ફરવા જતી હોયને ! તેને અટકાવવાની ઉત્સુક્તાવાળી માણેકગૌરીનું તે પર ધ્યાન રહ્યું નહિ.

" યમદૂત હોય તો પણ સારૂં. પોલિસનો વિશ્વાસ નહિ, અને વળી તારો પણ વિશ્વાસ નહિ. તું બહુ બોલી છે એટલે–"

"અરે, માશી ! તું જો તો ખરી, હું કંઈ એ માણસને ચપટીમાં લઉં છું. હું કાંઇ છેક અક્કલ વગરની નથી...વારૂ. ચાલ જરા મહેરબાની કરીને આ મારો ચોટલો બાંધી આપ તો."

સરોજ માશી તરફ પૂંઠ ફરી ઉભી.

માશીએ ચોટલો ઝાલી કહ્યું:–"લાવ બાંધી આપું છું. પણ તારે હમણાં નીચે જવાનું નહિ હોં."

"ઠીક."

ચોટલો બંધાઇ રહેતાં સરોજ એક મોટા આયના સામે જઇ ઉભી. પોતે કેવી દેખાય છે તે જોવા લાગી. "જોને, માશી ! હું આ આયનામાં કેવી દેખાઉં છું ?"

"બહુજ સુંદર. તારો ઓળો જોવા કરતાં હું તનેજ જોઉં વધારે સારૂં ને ?"

"ના. પણ આમાં કંઇક બીજુંજ દેખાય છે જો."

"શું દેખાય છે ?" એમ બોલતી માણેકગારી આયના તરફ આવી કે તરત સરોજે ઓરડીનું બારણું ઉઘાડ્યું અને બહાર નીકળી નીચે જતાં બોલી:–"માશી ! હું હમણાંજશ્રીપતલાલને મળી આવુંછું.

બોલી રહેવાય તેટલામાં તો સરોજ પગથીઆં ઉતરી અદૃશ્ય થઈ. માશી વકાસી રહી.

× × × × ×

"મારે તમારા એકાદ પરાક્રમની વાત સાંભળવી છે. તમે સૌથી રસિક અને ભયંકર કેસ શોધી કાઢ્યો હોય તેની મને સવિસ્તર હકીકત સંભળાવો તો ઠીક."

"તે તો ખરૂં. પણ સરોજ ! એવા તો કેસો અનેક છે અને તે બધામાં ખૂન–મરકી, ચોરી, બદમાશીની વાતો આવે, એટલે તે સંભળાવીને તમારા કોમળ અંતઃકરણને ભય પમાડવાની મારી હિંમત ચાલતી નથી."

"નહિ, નહિ, મી० શ્રીપતલાલ ! મારો સ્વભાવ કાંઇ એવો બ્હીકણુ નથી. પુસ્તકોમાં મેં ઘણીએ ડીટેક્ટિવ વાર્તાઓ વાંચી છે. અને તેમની ચતુરાઇ તથા બુદ્ધિની પરાકાષ્ટા જોઇ મને ઘણો આનંદ પડે છે. એ ગુપ્ત પોલિસની વાર્તાઓથી ઘણો ફાયદો થાય છે, ખરૂં કની ?"

"અલબત. ડીટેક્ટિવ વાર્તા વાંચનારમાં એક પ્રકારની અલૌકિક બુદ્ધિ આવે છે. તે નિરીક્ષણ કરતાં શીખે છે, તેમજ બીજાથી ભાગ્યેજ છેતરાય છે. તમારી ચતુરાઇ પણ તમે તેવાં વાચનથીજ મેળવી હશે ?"

"હાસ્તો. ન્યુસપેપરોમાં પણ હું પોલિસની શોધો ઘણા રસથી વાંચું છું. થોડા વખત ઉપર દામા ચંબુ નામના એક ગુન્હેગારનું રહેઠાણ પોલિસોએ બહુ અજબ રીતે શોધી કાઢયું હતું, ખરૂં કની ?"

"હા. તે તો મેંજ શોધી કાઢયું હતું."

"એમ કે ?" સરોજે આશ્ચર્યથી પૂછ્યું. "ત્યારે તો તમે એ વિષે ઘણું જાણતા હશોજ."

"હા. એ માણસના હાથ પર એક વિચિત્ર ચિહ્ન હતું, તેથી તે બહુજ ગુન્હા કરતો હતો." શ્રીપતલાલે એ પ્રમાણે શરૂ કર્યું.

સરોજ નીચે આવી ત્યારે દિવાનખાનામાં શ્રીપતલાલ નંદનબાની સાથે વાતચિત કરતો હતો. સરોજ એક ખુરશી પર બેસી વાત કરવા જાય છે એટલામાં માળી દિવાનખાનામાં આવ્યો. તેણે નંદનબાને ખબર આપી કે મંગાવી હતી તે પ્રમાણે ગામડી આંબાની કલમો આવી પહોંચી છે તેને યોગ્ય સ્થળે રોપાવવા માટે નંદનબા ઉઠીને બાગમાં ગયાં. સરોજ તથા શ્રીપતલાલ બે જણુ એકલાં પડયાં એટલે ઉપર પ્રમાણે વાતચિત થવા માંડી.

"ત્યારે શું તે ચોરટી બાઇ શેઠની મોટર પણ લઇ ગઇ કે ?" સરોજે તે વાત આવતાં પૂછ્યું.

"ના. મોટરનો તો પછી બોરીબંદરના સ્ટેશન આગળ પત્તો લાગ્યો; પણ તે બાઇ તો તેમાંથી ઉતરી તરતજ ચાલી ગઇ હતી."

" તે સ્ત્રીએ શું પહેર્યું હતું ?"

" એક કાળો બુરખો, પણ પાછળથી તેણે તે ઉતારી નાંખ્યો હતો એટલે તેણે એક પીળી સાડી પહેરેલી જોવામાં આવી હતી."

" તો પછી તમે તે બાઇની શોધ કરી કે નહિ ?"

" ઘણીયે કરી હતી; પરંતુ પત્તો ન લાગ્યો. આખરે એક રાહદારીએ કહ્યું કે એવાં લુગડાં પહેરેલી એક સ્ત્રી મેદાનમાં બાગમાં ફરતી દેખાઇ હતી."

સરોજ કંઇક સંભારીને બોલી:-" એ મેદાનમાંના બાગમાં તો હું પણ ફરવા ગઇ હતી—તેજ દિવસે."

" તો તમે એવી સ્ત્રીને જોઈ હતી ?"

સરોજ યાદ કરવા લાગી.

" હા. એક પીળી સાડી વાળી અને ડાબા હાથ પર કાળો બુરખો ઘડી કરીને નાંખેલો એવી એક સ્ત્રી હતી ખરી." ઉત્તર મળ્યો. " હાં, હાં, હવે બરાબર યાદ આવે છે. તેના તે હાથ પર કાળો ડાઘો પણ દેખાતો હતો."

" હેં ! ત્યારે તો તમે મને મદદ આપી શકશો. પછી તે બાઈ ક્યાં ગઈ ?"

" તે તો મને બરાબર યાદ નથી; પણ તેના હાથ પર ડાઘો જોઇ મને તેના ઉપર શક પણ આવ્યો હતો. મને શી ખબર કે દામાચંબુની પેઠે તે પણ ખરેખર ચોરજ હશે."

એટલામાં પાંડુ-ઘરનો નોકર એક હાથમાં ઝાડુ અને બીજા હાથમાં એક કામળનો ટુકડો લઈ ત્યાં આવ્યો. " બહેન બા ! આજ આપલા ખોલીમાં કચરા કાઢલા તર હા કાગદ મેજ ખાલી સાંપડા. કામના અસેલ તર બરાબર રાખા." તેણે ગુજરાતી બોલવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

સરોજે ઝટ તે કાગળ હાથમાં લીધો. તે રાત્રે માણેકમોરીને જડયો હતો તેજ એ કાગળનો ટુકડો હતો ! છતાં સરોજ ગભરાઇ નહિ.

પાંડુ કાગળ આપીને ગયો એટલે શ્રીપતલાલ તરત ઉઠીને સરોજની પાસે આવ્યો. સરોજના હાથમાંથી કાગળ લઇ લેતાં તે બોલ્યો:– " જોઉં, કેવો છે ? એ કાગળ " એમ કહી એણે હાથમાંથી તે ઝડપી લીધો. સરોજે તે કાગળ તેના હાથમાં ન જવો જોઇએ એવી પોતાની ઇચ્છા સહજ પણ પ્રગટ થવા દીધી નહિ.

કાગળ વાંચી, તેમાં સોમાજી લખમીદત્તનું નામ જોઈ, તેને ત્યાંથી ચોરાયલી નોટોનોજ આ એક કકડો છે એમ ઓળખી શ્રીપતલાલે શ્વાસ ખાતાંજ પૂછ્યુ:–" આ કાગળ તમારી પાસે કયાંથી આવ્યો ? સરોજ ! એ તો પેલા શેઠની ચોરાઇ ગયેલી નોટોમાંનો એક ટુકડો છે ! "

' હેં ! ખરેખર નોટનો ટુકડો છે ? "

" અલબત્ત. તેનું નામ પણ વંચાય છે. તમે એ કયાંથી લાવ્યાં ? "

" નામ તો મેં વાંચ્યું હતું, પણ તે નોટનોજ ટુકડો છે એમ પારખી શકી હોત તો પેલી ચોરટી સ્ત્રીને ત્યાંને ત્યાંજ પકડતે. "

" પણ તમારી પાસે તે કયાંથી આવ્યો ? "

" હું તે દિવસે બાગમાંથીજ લાવી હતી. પેલી પાળી સાડીવાળી સ્ત્રીના હાથમાંથી પડયો તેવોજ ઉત્સુકતાથી મેં તે ઉંચકી લીધો હતો. મને કાંઈ સમજ પડી નહિ તેથી માશીને બતાવવાને તે મેં ઘેર આણ્યો હતો; પરંતુ તે પણ કાંઈ કળી શકી નહિ. હવે શું થશે ? શ્રીપતલાલ ! "

" કંઇ ફીકર નહિ, આ ટુકડો આપણુને બહુજ કામ લાગશે તમારે મને એ બાઈને પકડી કાઢવામાં બહુ મદદ કરવી પડશે. કેમ, કરશોને ? "

મારા જેવી ભોળી બાળા એવા કામમાં શું મદદ કરી શકે ? "

"તમે ઘણુંએ કરી શકશો. માત્ર તમારી ઇચ્છા જોઇએ "

"મદદ થતી હોય તો હું ખુશીથી કરીશ." સરોજે કહ્યું. "મને તો એમાં આનંદજ પડે છે—એવાં છૂપી પોલિસનાં કામમાં."

"ઠીક ત્યારે એટલું કહો, આ કાગળ તમને ક્યાંથી જડ્યો?"

"બાગની વચ્ચેના ફુવારાની દક્ષિણ બાજુ પરની કમાન આગળથી."

શ્રીપતલાલે તરત પોતાની ડાયરી કાઢી કંઇક ટપકાવી લીધું.

"વારૂ. ત્યારે હું કહું એટલું કામ કરશો? તે બુરખાવાળી બાઇ કદાચ તેટલે વખતેજ આજે પણ તે સ્થળે આવશે. આપણે પહેલેથી તે ઠેકાણે જઇને છૂપાઇ રહીએ."

"હવે તે તે ઠેકાણે પાછી આવે એવી મૂર્ખી હશે?"

"છતાં જોવામાં આપણું શું જાય છે? વાસ્તું ખરૂં અપરાધીઓ પોતાની પાછળ શું થાય છે તે જોવા માટે ત્યાંજ ફરતા હોય છે."

"ઠીક. ત્યારે હું તે સ્થળે આવવા તૈયાર છું."

"આપણે ત્યાં પાંચ વાગે જઇશું. હું અહીં પાછો સાડા ચાર વાગે આવીશ. ત્યારે તમે તૈયાર રહેજો મારી સાથે આવવા માટે?"

સરોજે શિર હલાવી હા જણાવી.

"મારા ઉપર ઘણોજ ઉપકાર થયો. ખરેખર, જો તમે મદદ કરો તો હું કોઈ પણ અપરાધીને પાતળમાંથી પણ પકડી લાવું."

"મારામાં એવું તે શું છે?" સરોજે મોં મલકાવતાં કહ્યું.

થોડીક આડીતેડી વાતચિત કરી પેલો કાગળ ગજવામાં મૂકી, સરોજને સાડાચાર વાગે તૈયાર રહેવાની વિનંતિ કરી શ્રીપતલાલે રજા લીધી. તેણે દરવાજા બહાર પગ મૂક્યો કે તરતજ એક બારણેથી માણેકગૌરીએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો.

બને સામસામું જોઇ હસ્યાં!



## ૯

## "દેખ્યો હાથેલીમાં ચાંદ?"

"કેમ, માશી ! જોયું ? કેવું ડહાપણ..."

"પણ અંતે કામ વધાર્યું ને ?"

"શું ?"

"કાગળ ગુમાવ્યો. ભાન છે તેનું ? હવે શું કરીશ ?" માશીએ કહ્યું. "મેં તો તને પહેલાંથી કહ્યું હતું કે એવા માણસને મળવાની કાંઇ જરૂર નથી; છતાં તેં માન્યું નહિ. સરોજ ! તું તારા આવા સ્વભાવથી કંઇનું કંઇ કરી બેસીશ. હજુ પણ તું મારૂં જરા માન. તેની સાથે બહાર ફરવા જતી નહિ. હું ખાત્રીથી માનું છું કે તારે વિષે તેના મનમાં કંઇક શંકા ઉત્પન્ન થઇ છેજ. મેં તમારી બધી વાતો સાંભળી હતી..."

"તમારૂં ભાષણ ચાલવા દો જરા." સરોજ હસી. "માશી ! એની તે તને કેમ શ્રીપતલાલની બ્હીક લાગે છે ? એ તો માત્ર પેલા મૂર્ખા પાંડુએ એવે વખતે તે કાગળનો ટુકડો મને આપ્યો કે...પણ તેનુ મેં વલણ કેવું વાળી લીધું તે સાંભળ્યું હતું ને ?"

"હા. પણ હજૂ પૂરૂં વળ્યું ન કહેવાય."

"તે સાંજે સંપૂર્ણ થઈ જશે."

"નહિ. બેટા, સરોજ !" માશી તેની પાસે બેસી જઇને બોલી. "તું તેની સાથે આજે ફરવા જવાનો વિચાર છોડી દે. હજુ આપણે એની સાથે વધારે પરિચય પણ નથી; તેમ અજાણ્યાની સાથે ફરવા જવું ભય ભરેલું છે."

"પણ મેં તેને વિશ્વાસ આપ્યો છે."

"તેમાં શું થયું ? તું તારા ખંડમાં બેસી રહેજે. તે આવશે એટલે હું કહી દઇશ કે તું કંઈ કામે બહાર ગઇ છે."

" હં. હં. એમ અસત્ય બોલવાનું શું કામ છે ? મેં એક ઘટના ઘડી કાઢી છે તે પ્રમાણે આપણે કામ કરીશું તો સત્વર બલા ટળશે."

"તે શું છે ?"

"કહીશ પણ તું મને તેની સાથે તો જવા દેશને ?"

"મને તે ઘટના સારી લાગશે તો."

"લાગશેજ. જો સાંભળ. હમણાં તો એ બહુજ ગુપ્ત રાખવાની છે."

એમ કહી સરોજે માશીના કાનમાં કંઇક કહ્યું—જે સાંભળી માશીના મુખ પરથી ચિંતાનાં ચિન્હ દૂર થયાં ખરાં; છતાં સાંભળી રહ્યા પછી તે બોલીઃ—" શાબાશ ! છોકરી ! તેં તો પરભાર્યો મારોજ ભોગ આપવાની ઠીક યુક્તિ શોધી કાઢી છે ! પણ કાંઈ હરકત નહિ. મારી લાડકી સરોજને માટે હું સર્વ કાંઈ કરવા તૈયારજ છું."

"હેં ! માશી !"

બન્ને પરસ્પર જોઇ હસ્યાં.

"ઠીક ત્યારે." અંતે સરોજે કહ્યું. ' માશી ! વખત આવે તત્પર રહેજે. તારે માટે સર્વ સાધનો મારા ખંડમાંથી મેળવી લેજે."

"હું નહિ ચૂકું."

\+ \+ \+ \+ \+

ઘડીઆળમાં ચારના ટકોરા થયા. નંદનબા બાગમાં આંબા રોપાવવાની શ્રમદાયક મહેનત કર્યા પછી દિવાનખાનામાં આવી બેઠાં બેઠાં પાન ચાવતાં હતાં. એક ખુરશી પર સરોજ બેઠી હતી. માણેકગૌરી બારણામાં ઉભી હતી અને આનંદ—ગોષ્ઠિ ચાલતી હતી.

વાતમાં ને વાતમાં સરોજે બાને જણાવી દીધું કે, " હું આજે શ્રીપતલાલની સાથે ફરવા જવાની છું. તેમણે મને અત્યંત આગ્રહથી નિમંત્રણ આપ્યું છે." ઈત્યાદિ. અને નંદનબાએ પણ કંઈક વિચાર

કર્યા પછી. આનંદિત ચહેરે રજા આપી હતી.

એ તને વિચિત્ર—અજુગતું—લાગશે. વાંચનાર ! એક અજાણ્યા યુવાન સાથે પોતાની વયમાં આવેલી પુત્રીને એકલી ફરવા મોકલવાની એક આર્યમાતા હિંમત કરી શકે ?

નહિજ.

પણ આપણે કેમ કરીએ ? એ તો મુંબાઇ શહેર છે. ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળાં મનુષ્યોનો ખીચડો છે. કેટલાક તો તદ્દન વિલાયતી વિચારનાં—સુધરેલા વિચારનાં—થઇ ગયેલાં, એટલે આમ કોઇ કરી શકે કે તેમ કોઈ કરી શકે એ પૂછવુંજ નકામું છે !

નંદનબા છેક સુધરેલા વિચારવાળાઓમાંનાં એક હતાં. પોતાની પુત્રી પોતાના લગ્નના વિષયમાં પૂર્ણપણે સ્વતંત્ર છે એમ તેઓ માનતાં: અને તેની ઇચ્છા પ્રમાણે ગમે તે યુવાન સાથે તેનું હૃદય મળે તો એની સાથે લગ્ન કરી આપવાનો તેમનો વિચાર હતો. નંદનબાને શ્રીપતલાલ પણ કાંઇ ખોટો 'સુટર' લાગતો ન હતો.

બરોબર સાડા ચાર વાગે શ્રીપતલાલે ત્યાં પ્રવેશ કર્યો. નંદનબાને પ્રથમ તેણે નમસ્કાર કર્યા પણ તેમને જોઈ ખચકાયો ખરો. મનમાં સંશય પેઠો કે કદાચ સરોજિની આવશે કે નહિ ? તે એક ખુરશી પર બેઠો.

તેને જોતાંજ સરોજે બારણામાં ઉભી રહેલી માશીને આંખ વડે કંઇક ઇશારત કરી સમજાવી. ઉત્તરમાં સામી ઇશારત કરી તે ઘરમાં જતી રહી.

" ચાલો, હું આવવાને તૈયાર છું. "

શ્રીપતલાલને શાંતિ વળી.

કંઇ નહિ. આપણે થોડી વાર રહીને જઇશું તો ચાલશે. હમણાં થોડો વખત બા સાથે વાતચિત તો કરવા દો. " તેણે કહ્યું. જો કે

મનમાં ખરેખર એમ થયું કે વહેલા જઇશું તો એટલો સરોજિનીના સંગનો વધારે લાભ મળશે.

પાંચ દશ મિનિટમાંજ બને ફરવા જવા માટે નીકળ્યાં. સરોજે પગમાં નાજુક સપાટ પહેરી લીધી હતી.

" આપણે પહેલાં પેલી જગા પર જઇશું ? " શ્રીપતલાલે કહ્યું.

" હા. ત્યાં બાગમાં બેસવા માટે બાંક પણ છે." ઉત્તર મળ્યો.

બોરીબંદરના સ્ટેશન સુધી તેઓ ટ્રામમાં બેસીને આવ્યાં અને વાતચિત કરતાં બાગમાં પેઠાં. સરોજે " પેલી રહી તે જગા." એમ કહી આંગળી વડે તે બતાવી.

" ત્યારે આપણે આ બાંક ઉપર બેસીશું ? "

" પણ હું નથી ધારતી કે તે આજે પણ અહીં આવશે. "

" ભલે નહિ આવે તો. તેની તપાસ કરવામાં આપાગું કાંઇ જાય છે ? નહિ આવે તોયે આપણે અહીં પરસ્પર શાંત વાર્તાલાપ કરતાં બેસીશું, એ પણ એક લાભજ છેને ? "

સરોજ હસી. " તે તો છેસ્તો. "

બને જણાં એક બાંક ઉપર બેઠાં. ઘણીવાર સુધી કોઇ કાંઈ બોલ્યું નહિ. શ્રીપતલાલ બોલવા ઇચ્છતો હતો પરંતુ તેને વિષય જડતો ન હતો. કારણ કે તે સ્ત્રીની શોધ વિષે બોલીશ તો સરોજને અકારો લાગીશ એવો તેને ભય લાગતો હતો.

એમ વાટ જોતાં ઘણો વખત ગયો. સરોજ આડું મુખ કરીને શાંત બેસી રહી હતી. શ્રીપતલાલથી પણ કાંઇ બોલાતું ન હતું: અંતે સરોજની રીસ્ટવૅાચમાં ( કાંડે બાંધવાની ઘડિયાળમાં ) ૭ વાગ્યા.

" એ કાંઇ આવે એમ લાગતું નથી. " સરોજ બોલી.

" ત્યારે તમારો શું વિચાર છે ? "

" અહીં બેસી રહેવાથી શો લાભ છે ? હવે મને આ સ્થાનનો

પણ કંટાળોજ આવ્યો છે. ચાલો બીજે કોઇ સ્થળે જઇએ—ઍપોલો બંદર. ”

“પણ અહીં પાએક કલાક વધુ બેસીએ તો ઠીક. હજુ કદાચ આવે ” પા કલાક ગયો; પરંતુ કાળા બુરખાવાળી કે પીળી સાડીવાળી કોઇ પણ સ્ત્રી દેખાઇ નહિ.

“ હવે કોઇ આવવાનું નથી. ” અંતે કંટાળી લાગી સરોજે કહ્યું. “ તમે વ્યર્થ સમય ગુમાવો છો. અરે હું તો કહું છું કે તમે વ્યર્થ એ કાગળના ટુકડાને મહત્વ આપો છો. જાણે તેમાંથીજ કાંઇ મોટો ભેદ ખુલવાનો હોય એવું જે માનો છે તે તમારી ડીટેક્ટિવ લોકોની એક પ્રકારની ગાંડાઇજ છે. ”

“ તમને જો કંટાળો આવ્યો હોય, તો ચાલો ત્યારે તમારા કોમળ હૃદયને દુભવવાની મારી જરા પણ ઇચ્છા નથી. આપણે ઍપોલો બંદર જઇશું ! ”

“ અહીંથી ઉઠીશું તો ખરાંજ. ” સરોજે ચિંતાગ્રસ્ત ચહેરે આમ તેમ દૃષ્ટિપાત નાંખતાં કહ્યું.

બંનેયે ઉઠીને ચાલવા માંડયું. થોડેક દૂર ગયાં ન ગયાં, એટલામાં સરોજ બોલી: “ પેલું શું છે ? જુઓ તો. ”

ખરેખર એક બાઇ કાળો બુરખો પહેરીને જતી હતી. શ્રીપતલાલે જોયું, કે તે પેલીજ બાઇ છે. તેના હૃદયમાં હર્ષ ઉભરાયો.

“ હાં. બરોબર. તેજ છે. ” તેણે કહ્યું.

“ ખરેખર ! તેજ છે કે ? ”

“ અલબત્ત. મેં કહ્યું હતું કની, કે તે આજ પણ આવ્યા વિના નહિ રહે. ”

“ પણ હવે તમે શું કરવા ધારો છો ? ”

“ તમે જરા ઉતાવળે ચાલો. આપણે તેનો પીછો પકડીએ. ”



સંગીતાએ શ્રીપતલાલને કહ્યું:—" પેલું શું છે ? જુઓ તો "

" ઉતાવળે તો મારાથી નહિ ચલાય. કારણ કે મારી સપાટ નવી છે. " એમ સરોજે કહ્યું.

પરંતુ શ્રીપતલાલને તો તે સાંભળવાને અવકાશજ ન હતો. તેણે તો ક્યારનું ઉતાવળે ચાલવું શરૂ કરી દીધું હતું.

પોતાની પાછળ કોઇ પુરૂષ વેગથી આવે છે એમ જ્યાં તે સ્ત્રીને લાગ્યું કે તેણે પણ ભયથી ઉતાવળે ચાલવા માંડ્યું. શ્રીપતલાલની શંકા આથી દઢ થઇ. તેણે પોતાનો વેગ વધાર્યો. કદાચ તે સ્ત્રી ચોર નીકળે તો, એવા ભયથી શ્રીપતલાલ દોડી શકતો ન હતો. તે બુરખાવાળી સ્ત્રી અને એક સાંકડી ગલીમાં પેઠી. અહીં પણ પેલા પુરૂષને પોતાની પાછળ આવતો જોઇ તેણે ઝડપથી ચાલી આડા અવળા રસ્તાઓ બદલવા માંડ્યા.

સરોજે જોયું કે સ્ત્રીને પકડવાની ધૂનમાં શ્રીપતલાલ મારી દરકાર કરે એમ નથી, અને એમ ચાલતાં ચાલતાં તો તે મને ઘણીજ પાછળ મૂકી દેશે, એટલે તેણે બૂમ પાડી. શિકાર તરફ દૃષ્ટિ રાખી શ્રીપત અટક્યો.

" શ્રીપતલાલ ! તમે મારી સાથે ફરવા જવા માટે નીકળ્યા છોને ! સરોજે પૂછ્યું.

" હા. પણ આપણે આ ચોરને પકડવો જોઇએ કની ? "

" ચોરને પકડવાનો કંઈ આ વખત છે ! "

" પણ હાથમાં આવેલો શિકાર જવા દઉં તો મારી ડીટેક્ટિવ તરીકેની કીર્તિ શું રહે ? "

" તે તો ઠીક છે. પણ—"

સરોજ આગળ બોલે તે પહેલાં તો શ્રીપતલાલની કાક દૃષ્ટિએ એક ઘરના બારણાની ફાડમાં ભેરવાઈ રહેલો કાળા બુરખાનો પાલવ જોયો. તેણે ઝટ દોડી જઇ તે પાલવ ઝાલ્યો અને ખેંચીને પકડ્યો.

"ઠીક પકડાઇ છે હવે." તે આનંદથી બોલ્યો. હવે ક્યાં જવાની છે, હરામખોર ? " એમ કહી તે સરોજ પ્રતિ અત્યંત હર્ષાભિમાનની દષ્ટિથી જોવા લાગ્યો. સરોજના મુખ ઉપર ચિંતા છવાઇ. કારણ ?

કારણ એજ કે કાળો બુરખો પહેરીને આમ નાશભાગ કરાવનાર તે બીજું કોઈ નહિ પણ આપણી સુપરિચિત માણેકમાશીજ હતી ! તેણે એક ઘરનું બારણું ઉઘાડું જોયું એટલે નાસતી વખતે શ્રીપતલાલને છક્કડ ખવાડવાના વિચારે તેણે સત્વર તેમાં પ્રવેશ કર્યો, અને પોતાની પાછળ તે બારણું બંધ કરી દીધું. પરંતુ તેમ કરવાની ઉતાવળને લીધે તેના બુરખાનો પાલવ બારણામાં સપડાઈ ગયો, અને તે આપણે જોયું તેમ–શ્રીપતલાલે ઝાલ્યો.

"આવો, આવો, જલદી આવો." તેણે સરોજને કહ્યું. "તમે જરા આ બાજુમાં થઇને આગળ જઈ આ ઘરવાળા માલિકને ખબર આપો, કે તમારા ઘરમાં એક ચોરટી સ્ત્રી પેઠી છે......ના, ના, નહિ તો તમે આ પાલવ જોરથી ઝાલીને બેસો એટલે હું જ આગળ જાઉં છું."

"હા તમેજ જાઓ." સરોજે કહ્યું. "મારાથી હવે ચલાય એમ નથી. તમારી પાછળ પગ ઘસતાં મારે પગે તો ઉઝરડા પડ્યા જાઓ તમેજ. હું એ છેડો ઝાલીને બેસું છું."

"ઠીક. પણ મજબુત પકડજો. છોડશો નહિ."

"વારુ. તમે જાઓ જલદી."

સરોજ ત્યાં છેડો ઝાલી બેઠી. શ્રીપતલાલ ઘરની આગલી બાજુએ ગયા. તેના ગયા પછી સરોજે હાથમાંથી છેડો છોડી દીધો. અને બારણું ઉઘાડવાનો પ્રયત્ન કરવા માંડ્યો. તે ઘણું હચમચાવ્યું પણ ઉઘડ્યું નહિ તેથી સરોજને ચિંતા થવા લાગી. તેણે ધીમે સાદે બુમ પાડી. "માશી ! માશી ! !"

પરંતુ કોઇ બોલ્યું નહિ. સરોજે તપાસ કરી તો તે ઘરના સ્નાનગૃહ ( Bath-room )નું તે બારણું હતું. બુરખો તેમાં સજ્જડ સપડાયલો હતો. ખેંચતાં તે નીકળે તેમ ન હતું. સરોજે ગભરાઈ. " માશીને કોઇએ પકડી તો નહિ હોય ?"

આ તરફ શ્રીપતલાલે બહારની બાજુ પર જઇ ઘરના માલિકને હાંક મારી, 'તમારા ઘરની પાછળની ઓરડીમાં એક ચોરટી બાઇ ભરાઇ બેઠી છે. હું તેને પકડવા આવ્યો છું ' એવી ખબર આપી દીધી. અને ઝટપટ બારણું ઉઘડાવી તેને કઢાડવાને ગરબડાટ મચાવી મૂક્યો. ચોરનું નામ સાંભળતાંજ ઘરનાં સર્વ માણસ, નોકર ચાકર, વગેરે એકદમ ભેગાં થઇ ગયાં. કોઇએ દંડુકો, તો કોઇએ વાંસ કે કોઇએ લોઢાનો ગજીઓ એમ જેના હાથમાં જે આવ્યું તે લઈ સ્નાનગૃહ તરફ આવ્યા, અને બહુજ સાવધતાથી હળવે રહીને—રખેને ચોર પાસે કાંઇ હથીઆર હોય તો મારી પાડે, એવા ભયથી ડરતાં ડરતાં— બારણું ઉઘાડયું.

જુએ છે તો અંદર કોઇ ન મળે ! માત્ર કાળો બુરખો પાણીથી ભીંજાએલો અને ગંદો થએલો ત્યાં પડ્યો હતો. શ્રીપતલાલ બહુજ ભોંઠો પડી ગયો. તે દગાખોર બદમાશ બાઇ ક્યાં ગઇ ? તેને હાથ આવેલા શિકાર ગુમ થતાં કારી ઘા લાગ્યા જેવું થયું. જો તે બુરખો ત્યાં પડી રહ્યો ન હોત તો પોતાને ઠગવા માટે ઘરનો માલિક મારા પર કેટલોયે દમ ભીડાવતે એ વિચારથી તેને કંઈક આશ્વાસન મળ્યું. " ગઇ તો ભલે, પણ આ બુરખો રહી ગયો તે ઠીક થયું. એનો એક મુદ્દો પણ થશે. એટલે પોલિસને ચોરની શોધ કરવામાં સહાય રૂપ થઇ પડશે. " વગેરે વિચારો તેના મગજમાંથી પસાર થઇ ગયા.

" કેમ, મીસ્ટર ! ક્યાં છે તમારો ચોર ? " એકે પૂછ્યું.

" અહીં તો માત્ર આ બુરખોજ છે. " બીજો બોલ્યો.

" તેજ ચોરનો છે. " શ્રીપતલાલે જવાબ આપ્યો. અને કદાચ

ઓરડામાં બીજે કોઇ સ્થળે ચોર ભરાઇ રહ્યો હોય તેની શોધ કરવા માંડી. અંતે માલૂમ પડ્યું કે બાજુ પરની સરકારી જમીનમાં પડતી એક ડોકાબારી જે હજુ પણ ઉઘાડી રહી ગઇ હતી તેમાંથી ચોર પલાયન કરી ગયો હતો.

પાછળનું દ્વાર ઉઘાડી માશીનું હવે શું થશે અને તેને કીર્તિભેર કેમ છોડાવવી તેના વિચારમાં લીન થઇ ગયેલી સરોજને શ્રીપતલાલે અંદર બોલાવી. માશીને ત્યાંથી ગુમ થએલી જોઇને તે તેની ચતુરાઇ અને સમયસૂચકતા માટે હૃદયથી પ્રસંશા કરવા લાગી—અને અતિ આનંદ પામી.

" ક્યાં ગઇ તે ચોરટી બાઇ, શ્રીપતલાલ ! ? " સરોજે અંતે તે ઘરમાંથી બહાર નીકળ્યા પછી તેની મશ્કરી કરતી હોય તેવે સાદે કહ્યું.

" હું અહીં આવ્યો તે પહેલાં આ બારીએથી કુદકો મારી ગલીમાંથી તે પસાર થઇ ગઇ. " શ્રીપતલાલે નિરાશ અવાજથી ઉત્તર આપ્યો.

" હું નહોતી કહેતી, કે આ ચોર પકડવાનો વખત નથી ? " સરોજ અભિમાનથી બોલી. " તે છતાં તમે ડહાપણ કર્યું અને ખરડાયા ! "

" હશે. પણ આપણને એક સારો મુદ્દો હાથ લાગ્યો છે. "

" શું ! કેવો મુદ્દો ! "

" આ કાળો બુરખો. એ પરથી ઘણી સહાય મળશે. "

" એક લુગડું તે વળી તમને શી સહાય આપશે ! "

" તે તમે જોશો. આ બુરખો હમણાં હું પોલિસ સ્ટેશન પર લઇ જાઉં છું. ત્યાં શહેરની દરેક મુખ્ય મુખ્ય શિવણુ–કંપનીઓના માલિકોને બોલાવી આ બુરખો કોણે શિવ્યો છે તે શોધી કહાડીશું પછી તે શિવનાર તેના માલિકનું નામ, ઠામ, શહેર, પત્તો વગેરે આપણુ કહી......"

" તમે પોલિસ સ્ટેશન પર જાઓ છો, ત્યારે મારે ક્યાં જવું ? "

સરોજે તેને વચમાંજ અટકાવી પૂછ્યું. " શું મારે પણ તમારી સાથે પોલિસ ચૉકી પર આવવું ? તમારી સાથે ફરવા નીકળવું મને તો બહુ ભારી થઇ પડે છે..."

શ્રીપતલાલ નરમ ઘેંશ થઇ ગયો !

" હું બહુ દીલગીર છું, કે મારે તમારાથી છુટા પડવું પડે છે. સરોજબ્હેન ! આટલી વાર મને માફ કરો. તમે હાલ ઘેર જાઓ અને મને પોલિસ ચૉકી પર જવાની રજા આપો. "

" ઠીક છે. પણ આ સારૂં ન કહેવાય. " સરોજ કૃત્રિમ રોષભરી આંખ કરી બોલી.

" હવે એવું નહિ થાય. " એમ બોલી, સરીયામ રસ્તા પર આવતાં શ્રીપતલાલે એક વિક્ટોરીઆ બોલાવી. " બાઇ સાહેબકો ચર્નીરોડ લે જાઓ " એમ હુકમ આપી ગાડીવાળાના હાથમાં પહેલેથીજ રૂપીઓ મૂકી દીધો.

ગાડીવાળો ચમકતો દામ જોઇ ખુશ ખુશ થઈ ગયો; અને તેને જોરે, સરોજ બેઠી કે તરતજ ગાડી એવી તો દોડવા લાગી, કે થોડીજ મિનિટમાં સરોજનું નિવાસ સ્થાન આવી પહોંચ્યું !

શ્રીપતલાલે આમ હથેલીમાં ચાંદ દેખ્યો !

## ૧૦

## બકરૂં કાઢતાં પેઠું ઉંટ !

સરોજને પાછી વળી, ઘ૨ તરફ આવતાં અનેક વિચાર આવવા લાગ્યા. તેનું મન ઉદાસ થઇ ગયું. માશી ક્યાં ગઇ હશે ? તે ઘેર પહોંચી હશે કે નહિ ? એવા વિચારે પ્રથમ તેનું મન ઘેર્યું. પરંતુ ' એટલું તો ચોક્કસ છે કે માશી પહોંચી વળે એમ છે.' એમ ધારી તે વિચાર પડતા મૂક્યા.

" શ્રીપતભાલે બુરખો લીધો છે, તેથી એના શિવનારની શોધ કર્યા વિના તે રહેશે નહિ. " સરોજે ધાર્યું. " અને તેમ થતાં મારી દરજાણુ બધું કદાચ ફોડી દે તો ? "

એવી ચિંતા કરતી કરતી સરોજ બંગલે પહોંચી. દરવાજામાંજ માણેકમાશી તેને આવકાર આપવા માટે ઉભી હતી. સરોજને જોતાંજ તેનો આનંદ ઉભરાઇ ગયો. પાસે જઇ તેણે એકદમ તેમા હાથ પકડી લીધા.

" કેમ આવી ? બેટા સરોજ ! "

" તું શું જુએ છે ? માશી ! " સરોજ હસતાં હસતાં બોલી. " હું આવી ન હોઉં તો તું કોની સાથે વાત કરે છે ? "

વાતો કરતાં બંને દિવાનખાનામાં આવ્યાં. વાળુનો વખત થયો હતો એટલે નંદનબા રસોડામાં ગયાં હતાં તેથી ત્યાં કોઇ ન્હોતું.

માશી ભાણેજ ત્યાંજ એક સોફા ઉપર બેઠાં. થોડી વાર સુધી કોઇ કાંઇ બોલ્યું નહિ. બની ગયેલા બનાવ વિષે બંને જણાં વિચારમાં પડી ગયાં હતાં.

અંતે સરોજે મોં ખોલ્યું:–" માશી ! મને તારે માટે બહુ ચિંતા થતી હતી..."

" હાસ્તો. ભાણેજ માશીની ચિંતા નહિ કરે તો કોણ કરશે ? મેં તને આજ સુધી ઉછેરી મોટી કરી તેનો બદલો વાળવા માટે, ખરૂંને ? "

" તેએ ખરૂં. " સરોજે ઉત્તર આપ્યો. " પણ ખરેખર, માશી ! તું પેલા ઘરમાં ભરાઈ અને બુરખાનો છેડો બહાર રહી ગયો તેથી મને બહુ ફીકર થવા લાગી. મને નક્કી લાગ્યું કે હવે પોલ્ર્ ખુલ્લી થઇ જશે. પણ–"

" સુભાગ્યે મને બારી મળી આવી, અને પ્રભુએ સંકટમાંથી

ઉગારી. " માણેક વચમાંજ બોલી ઉઠી.

" પછી તું કયે રસ્તે આવી?"

" બારી ઉઘાડી હું બાજુમાંની સાંકડી ગલીમાં ઉતરી પડી. ત્યાંથી ડાબી બાજુ પર જતાં પલ્ટન ચોકીનો રસ્તો દેખાયો. ત્યાંથી ભાડુતી ગાડી કરી લીધી..."

" ત્યારે તો સહજ માટે બચી ગઇ, હોં. "

" કેમ?"

" બાજુમાંની ગલીમાં થઇનેજ મી. શ્રીપતલાલ ઘરને આગળને બારણે ગયા હતા. તે વખત જો તું તેમને દેખાઇ હોત તો જરૂર પકડાઇ જાત. "

" એમ? "

" હા. એ તો પ્રભુએ બચાવી લીધી. "

" હાસ્તો. પણ સરોજ! પછી બુરખાનું શું થયું? "

" કાળું! "

" એટલે? "

" બકરૂં કાઢતાં ઉંટ! પેઠું માશી! " સરોજ બોલી. " બુરખો તો પોલિસના હાથમાં ગયો. "

" હેં! પોલિસ ત્યાં આવી હતી? "

" ના. "

" ત્યારે? "

" શ્રીપતલાલ તેને પોલિસ થાણા પર લઇ ગયા છે. "

" જો. સરોજ! હું કહેતી હતી કની " માશીએ કહ્યું. " કે એ માણસ આપણને નડશે; એને ન બોલાવ! પણ તેં માન્યુંજ નહિ. "

" માન્યું હતે તોયે શું? "

" તો આવું ન બનતે. "

" નારે. " સરોજ બોલી. " પેલા મારવાડીને ત્યાં થયેલી ચો-

રીનો કેસ શ્રીપતલાલના હાથમાંજ હતો એટલે ગમે તે રીતે પણ એ શોધ આમ આવતેજ. હશે, જે થવાનું હતું તે થયું, હવે આગળ શું કરવું તેનો..."

"પણ થવાનું શું હતું શું થયું તે જરા બરાબર વર્ણન કરીને કહે તો ખરી ?"

સરોજે બધી વાત વર્ણવી. શ્રીપતલાલે બુરખાનો છેડો ઝાલવાનું પોતાને સોંપ્યું તે, તેમણે આગળ જઈ ઘરના માલિકને ચોરને નામે ભડકાવ્યા તે, તથા અંતે મુદ્દામાલ તરીકે કાળો બુરખો હાથ લાગ્યો તે લઇને તેઓ ચૉકી પર ગયા તે, ઇત્યાદિ યથાસ્થિત વર્ણવ્યું. વળી તે બોલી:–"ત્યારે, માશી ! હવે શું કરવું ?"

"શાને માટે ?"

"આ કાળા બુરખાને માટે."

"છો ગયો તો. ચૂલામાં ગયા એ દશ રૂપીઆ !

"તે તો ગયાજ છે ને–તેં એને બીનામાં પડનો મૂક્યો ત્યારથી."

"ત્યારે હવે શું છે !"

"પણ શ્રીપતલાલ ચૉકી પર જઇને એના શિવનારને ખોળી કઢાવશે એટલે તરત આપણે પકડાઇશું."

"છટ્, છટ્, એમ આ મુંબાઇ શહેરમાં એક લુગડાનો શિવનાર હાથ લાગતો હશે કે ? એવા તો આ શહેરમાં અનેક બુરખા ફરતા હશે, અને હજારો બહાર ગામ ગયેલા હશે: તેમાં એ કેવી રીતે માલમ પડશે ?"

"આ તો ખરેખર, ખકડું કાઢતાં ઉંટ પેઠું ! સરોજ !" માણેકગૌરી ગંભીરતાથી બોલી. "એવો નકામો ભય રાખવાની કંઇ જરૂર નથી. એમ કોઈ દરજી હાથમાં આવવાનો નથી. તેમ આપણી દરજણને પૂછાવશે ત્યારે ક્ની !"

"પણ ચંપા દરજણની સિલાઇ છૂપી નહિ રહેશે." સરોજે

પોતાની સાડીનો પાલવ સંકોરતાં કહ્યું. " અને વળી એ ભોળી ભટાક જેવી—વિચાર કર્યા વિના બધુંયે કહી દે એવી છે. "

" ત્યારે આપણે એને પહેલાંથી ચેતવીએ...અરે, પણ આ શું ? સરોજ ! "

પાલવ સંકોરતી સરોજના ડાબા હાથ પર વળી કાંઇક ચિહ્ન જેવું ભેદી ત્રિશૂળ—ઝાંખું ઝાંખું દેખાવા લાગ્યું હતું. માશીની તે પર નજર પડતાં તે ચમકીને બોલી ઉઠી.

સરોજે તે જોયું. તેને હાથ પર દુઃખવા લાગ્યું. તેને જાણે તે ગણકારતી ન હોય તેમ ઉલ્લાસથી બોલી:—કંઇ નહિ, માશી ! એ તો હું કાઢી લઇશ. "

" તેને કાંઇક વિચિત્ર વિચાર સૂઝયો હતો તેથી માત્ર એટલુંજ બોલી સરોજ માશીને ત્યાં છોડી એકદમ પોતાના ખંડ તરફ ચાલી. ત્યાં તેણે પોતાનાં લુગડાં બદલી નાંખ્યાં. ત્રિશૂળાકાર દેખાતો બંધ થવા લાગ્યો, એટલે નીચે આવી માશીને કહ્યું:—" માશી ! આજે મને ભુખ નથી, તેથી મારે ખાવું નથી. બાને કહેજે. "

" તું રખડીને આવી છેને—"

" હા. તેથીજ. "

" તને ભુખ લાગી નથી ? ગાંડી થોડુંક તો ખાઈ લે. ચાલ. મહારાજે ક્યારનું રાંધી નાંખ્યું છે..."

" પણ મારે તો બિલકુલ ખાવું નથી. "

" બે પુરી ખાય તો—"

" મને જોર જુલમથી ખવાડીને મારી નાંખવી છે, માશી ! ! " સરોજ રોષ ચડાવીને બોલી. " તું તારે જઇને બાને કહી દે. મને એટલો બધો થાક લાગ્યો છે કે મારાથી ઉભાં રહેવાતું નથી. હું અત્યારેજ ઉપર જઇને ઉંઘી જઇશ—જાઉં છું. વચમાં મહેરબાની કરીને મને જરા પણ ઉઠાડવા આવીશ નહિ. "

" વારૂ. જા ત્યારે જઇને નિરાંતે સૂઈ જા."

" પણ કોઇ મને ઉડાડવા આવે નહિ, તે ધ્યાન રાખજે, હોં "

" ઠીક. હું બાને કહું છું. "

" મને કોઇ અધવચ ઉડાડશે, તો હું તારી સાથે લડીશ." એમ બોલતી સરોજ પાછી દાદર ચઢી ગઇ. પોતાના ખંડમાં આવી અંદરથી દ્વાર બંધ કર્યું. એ સમયે ઘડીઆળમાં નવના ટકોરા થતા હતા. તે તરફ ધ્યાન જતાં તે હૃદય સાથેજ બોલી:–" નવ વાગ્યા છે. હવે જમીને બધાં સૂઈ જશે. કોઈ ઉડાડવા નહિ આવે. હું મારું કામ કરી લઉં. "

એમ વિચાર કરતાં તેણે એક સાદું ગવન કાઢી અરિસા સામે ઉભાં રહીને કાકીઆવાડી ફેંટો બાંધી લીધો. અનુભવ ન હોવાને લીધે બરોબર ન બંધાયો. પરંતુ એને બહુ સુંદર દેખાવાની જરૂર પણ ન હતી. તે બંધાઇ રહેતાં તેણે પોતાની પેટીમાંથી એક સફેદ ઝભ્ભો કાઢયો અને પહેરી લીધો.

બરોબર એક દરજીના જેવો વેશ કર્યો. ખંડની અંદરની એક નાની બારી ઉઘાડી તેમાંથી ઝરૂખામાં ઉતરી બહાર આવી. પગમાં જોડા પણ પહેર્યા ન હતા.

આમ તેમ દૃષ્ટિ નાંખી ને ચાલતી થઇ.

× × × × ×

પેલો મુદ્દામાલ–બુરખો લઈ શ્રીપતલાલ સાતેક વાગે ચોકી પર પહોંચ્યો. સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ કંઇ કામે બહાર ગયા હતા તેથી તે આવે ત્યાં સુધી શ્રીપતલાલને તેની વાટ જોવી પડી.

અર્ધો પોણો કલાક બેસી રહ્યા પછી સાહેબ આવ્યા. શ્રીપતલાલે તેની એકાંતમાં મુલાકાત લઇ પેલો બુરખો બતાવ્યો અને સર્વ હકીકત વર્ણવી.

બુરખાને આમ તેમ ઉથલાવી બારીકીથી જોઈ સાહેબે કહ્યું:– " ઠીક, એ તો તરત પત્તો લાગશે. આ બુરખાનો દરજી તરત પકડાશે. એની સીલાઈ કાંઈ જેવા તેવા કારીગરની નથી..."

" અલબત્ત, એનો શિવનાર કોઈ હુંશીઆર દરજી છે, એમાં તો કાંઈ શંકા નથી. "

" મને લાગે છે કે સ્વદેશીસ્ટોર જેવા કોઈ જબ્બર કારખાનાંમાં તૈયાર થયેલો છે. "

" તેમ પણ હોય. "

" ઠીક છે. ગમે તેમ હશે, પણ તમે હમણાંજ ઘેર જાઓ અને જમીને પાછા અહીં આવી પહોંચો મી. શ્રીપતલાલ ! એટલામાં હું ટેલીફોનથી દરેક મોટા મોટા સિલાઈ કારખાનાના માલિકોને બોલાવી મંગાવું છું. દરેકને આ બુરખો ખાનગીમાં બતાવીને એનો શિવનાર ખોળી કાઢું છું. એટલામાં તમે આવી પહોંચો, એટલે પછી આપણે તેની સાથે વાતચિત કરીશું. "

" ઠીક જેવી તમારી ઇચ્છા. "

" પણ આવવાનું ભૂલશો નહિ. "

" કેમ ભૂલું ! ચોર શોધવાની ગરજ મારે છે. "

એમ કહેતાં શ્રીપતલાલે ચાલવા માંડયું, સાહેબે બે ચાર બીડી ખેંચીને ટેલીફોન પર જઈ " એલાવ, એલાવ " કરવા માંડયું. બધાં પોલિસ સ્ટેશન પર ખબર આપી દીધી. તેટલું કરતામાં નવ વાગી ગયા.

પછી સાહેબે ક્લાર્કને બોલાવ્યો. શ્રીપતલાલે બુરખો હાથ લાગ્યાની જે બીના વર્ણવી હતી તેનું સ્ટેટમેન્ટ લખવાની આજ્ઞા આપી. કેવી રીતે લખવું તેની સમજ આપી પોતે હૉટેલમાં જઈ પોતાનું ખાણું ખાવાનો વિચાર કરતા હતા, એટલામાં એક જમાદાર અંદર આવ્યો.

" સાહેબ ! બહાર એક જુવાન આપને મળવા આવ્યો છે. તે મુંગો છે–કંઈ બોલતો નથી. ઇશારતથી કહે છે કે મને શ્રીપતલાલ સાહેબે મોકલ્યો છે. "

" શ્રીપતલાલને પણ આ શું સુઝયું છે ? એક કામ પર મંડ્યા તે મંડ્યાજ ! પોતે ખાવા જતાં જતાં પણ મારે માટે કામ વધારી જાય છે. મને ક્યારે ખાવાનું મળશે ? ઠીક છે. જા મોકલ તેને અંદર."

## ૧૧

## તરૂણ દરજી શિવલો !

જમાદાર બહાર ગયો. થોડીવારે એક તરૂણ દરજી–જેને અમારા ચતુર વાંચકોએ સરોજ તરીકે તરત પારખ્યોજ હશે, તે દાખલ થયો. તેણે એક હાથમાં ગજ અને બગલમાં થોડુંક કાપડ વીંટો વાળીને ઝાલી રાખ્યું હતું. પ્રવેશ કરી તેણે સાહેબને નીચા વળીને સલામ કરી; અને ટેબલથી બે વારને અંતરે ઉભો.

" કેમ ? તું ક્યાંથી આવ્યો છે ? "

સરોજ–અથવા કહેવા દો આપણો બનાવટી શિવલો દરજી– ઇશારત કરવા લાગ્યો. થોડી વાર સુધી તો સાહેબને કાંઇ સમજ પડી નહિ. કંટાળીને તેમણે પૂછ્યું:–" તને કોણે મોકલ્યો ? "

શિવલાએ એક કાગળની કાપલી ટેબલ પર મૂકી દીધી. તેમાં લખ્યું હતું:–

તા. ૧૯૧૯.

મે. સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ,

આ ચીઠ્ઠી લાવનાર એક હુંશીઆર દરજી છે. તે મારી ઓળખાણનો છે અને મને રસ્તામાં મળ્યો એટલે આપની પાસે મોકલી આપું છું. તેની ઉપર વિશ્વાસ રાખી ગુરખો તેને બતાવશો.

તે જાતે મુગો છે એટલે આપને તેની સાથે વાત કરતાં હરકત પડશે, એમ ધારી મેં એને કામ સમજાવી દીધું છે. આપ માત્ર એને બુરખો બતાવશો એટલે એ કોણે શિવેલો છે તે જાણતો હશે તો કહેશે. એજ

લી. આપનો
**શ્રીપતલાલ ગુર્જર.**

ચીઠ્ઠી વાંચી સાહેબને વિશ્વાસ આવ્યો. તે શિવલાલને જે રૂમમાં બુરખો રાખ્યો હતો ત્યાં લઈ ગયા, અને એક ટેબલ પર મૂકયો. એક ખરા અનુભવી હરજીનીજ ઢબથી સરોજે તે આમ તેમ ઉથલાવી જોયો. જોતાં જોતાં પોતાના મોં પર ઉત્સાહનાં ચિહ્ન દેખાડવા લાગી. વળી કાપડના એક ખૂણા પર રાનો ડાઘ પડેલો જોઈને તો આનંદથી અને આશાથી સાહેબ તરફ ઇશારત કરવા લાગી.

"કેમ, શું છે ? શિવનાર જડશે ?"

સરોજે હર્ષથી ડોકું ધુણાવી હા કહી.

સાહેબે પાછું પૂછ્યું:–"કોણે શિવ્યો લાગે છે ?"

ગજવામાંથી એક જૂની પેન્સીલ કાઢી કાગળની કાપલી પર લખ્યું, "અમારા કારખાનામાં શિવાયલો હોય એમ લાગે છે. પણ તે અમારા માલિકને બતાવ્યા વિના ઓળખાશે નહિ. મારૂં શીરનામું લખી લઈને આપો તો આ બુરખો હું તેને બતાવવા માટે કારખાને લઇ જાઉં."

કાપલી વાંચી સાહેબે પૂછ્યું:–"અત્યારે કારખાનું ચાલતું હશે ?"

"હા." એમ ડોકું ધુણાવીને વળી કાપલીમાં લખ્યું, "હાલ દીવાળી પાસે આવતી હોવાથી અમારી શૉપ રાતદિવસ ચાલે છે. ઘેરથી વાળુ કરીને હું હમણાં ત્યાંજ જતો હતો, એટલામાં રસ્તામાં મને શ્રીપતલાલ સાહેબ મળ્યા."

થોડીક વાર સુધી વિચાર કર્યા પછી અંતે શિવલા હરજી સામે

જોઇ સાહેબે ડોકું ધુણાવ્યું.

"ઉંહું. આવો મુદ્દામાલ કાંઇ એમ કોઇને આપી શકાય નહિ." તેણે કહ્યું.

"જેવી તમારી મરજી." સરોજે ઇશારતથી કહ્યું: અને જાણે પોતાને કંઈ દરકાર ન હોય તેમ ઑફીસની બહાર જવા માટે પગલાં ભર્યાં.

"હં, ઉભો રહે. તું જઇને તારા માલિકને મોકલજે."

વેષધારી શિવલો ઉભો રહ્યો.

"સાહેબ! તેમને જરા પણ નવરાશ નથી. આજે કાંઇ તેઓ આવી શકે એમ નથી."

"તેના નુકસાનનો બદલો મળશે."

"પણ તે કરતાં એક જમાદારને મારી સાથે મોકલો." સરોજે કાગળ પર લખ્યું. "એટલે હું બુરખો લઇ જઇને શેઠને બતાવીને તેની સાથે પાછો મોકલીશ."

"ઠીક, એમ થશે; પણ તું જલદીથી બુરખો પાછો મોકલી આપજે; કારણ કે પત્તો ન લાગે તો બીજાને પણ બતાવવો પડશે."

"ચિંતા નહિ." ઇશારતમાં જવાબ મળ્યો.

સાહેબે એક જાડા જમાદારને બોલાવ્યો. ઑફીસમાં આવી તે સલામ ભરી દૂર ઉભો.

"જા આ દરજીની સાથે એના માલિકને બુરખો બતાવીને એ તને પાછો આપશે તે જલદી અહીં લઇ આવ." વગેરે કહીને સાહેબે તેને શા કામે જવાનું હતું તે સમજાવ્યું.

સરોજે બુરખાની નાની સરખી ઘડી વાળીને બગલમાં મારી લીધો, અને સિપાઈ દાદાની સાથે ચાલવા માંડયું. બે ડગલાં ચાલ્યા

એટલામાં સાહેબે સિપાઇને પાછો બોલાવી કહ્યું:–" જોજે, આ છુરબો કીમતી મુદ્દામાલ છે તે પર ધ્યાન રાખજે. ખોવાશે તો તારો કાન પકડવામાં આવશે.

" ઠીક. " જમાદારે જવાબ આપ્યો, અને પેલા બનાવટી દરજીની સાથે ચાલવા માંડયું.

એ વખતે રાત્રિના દશ વાગવા આવ્યા હતા. સાહેબને પોતાનું ખાણું ખાવાની એટલી તો ઉત્કંઠા–અપેક્ષા થઈ રહેલી હતી કે મી. શ્રીપતલાલની જામીનગીરી લાવનાર શિવલા દરજીને વિષે વધારે ચોકસી કરવાનું કે તેના માલિકનું કારખાનું કયાં છે તે પૂછવાનું પણ યાદ ન આવ્યું.

પેલા બે તો ચાલી નીકળ્યા ! ચાલતાં ચાલતાં રસ્તામાં સરોજને હાથ પર દુઃખવા લાગ્યું. જોયું તો હાથ પર ડાઘ દેખાવા લાગ્યો હતો. હવે આ સિપાઈ દાદાની નજર કેમ ચૂકવવી તેના વિચાર આવવા લાગ્યા. તેણે ઝડપથી ચાલવા માંડયું. જમાદાર પણ ઝડપથી ચાલવા લાગ્યો. સરોજ ધીમી પડી ગઈ, તો તે પણ ધીમો પડયો. સરોજે અનિયમિત વેગથી ચાલીને તેનાથી છૂટા પડવાને બહુ પ્રયત્ન કર્યો, પણ એમ તો કાંઇ વળે એમ લાગ્યું નહિ.

પુષ્કળ ચાલ્યા પરંતુ હજુ કારખાનું તો આવ્યું નહિ તેથી નવો સાથેનો જમાદાર કંટાળી ગયો.

" અલ્યા ! એઇ ! કયાં છે તારા શેઠનું ઘર ? "

" આ થોડે દૂરજ છે. "

વળી થોડે આગળ ચાલ્યા. સરોજ હવે બીજોજ ઉપાય કરવાનો વિચાર કરવા લાગી. બન્ને ફ્રેંચ પૂલ પાસે આવી પહોંચ્યા હતા. પૂલ પરથી નીચેના રસ્તા પર ઉતરવા માટે દાદર દેખાયો અને તે સાથેજ સરોજને એક વિચાર સૂઝયો–પેલા બેદી ત્રિશૂળે સૂચવ્યો !

તેણે ઝડપથી ચાલવા માંડ્યું: જમાદાર પણ થાકી ગયો હતો તેથી તેણે ફરીથી પૂછ્યું:-" હવે તે ક્યાં, મને દરીઆમાં લઈ જઈને નાંખવો છે ?"

"નારે પેલું દેખાય કારખાનું."

એટલું બોલી સરોજ સડસડાટ પગથીઆં ઉતરવા લાગી. તે રખેને નાશી જશે એવો ભય લાગતાં સિપાઇ પણ એકાએક પગથીઆં ઉતરવા લાગ્યો. અર્ધે ઉતરીને સરોજ એકાએક ઉભી રહી. અને બાજુ પર ખસી જઈ દોડી આવતા સિપાઇના માર્ગમાં પોતાનો એક પગ આડો ધરી દીધો. તે જેવો દોડતો આવ્યો કે તરત તેના પગની અડફટ લાગવાથી પગથીયું ચૂકયો. પોતાના જાડા શરીરનું સમતોલપણું નહિ રહેતાં તે ઉથલી પડ્યો.

તેનું ભારે ભીમ જેવું શરીર દડબડ દડબડ સીડીનાં પગથીયા ઉતરી પડ્યું. પત્થર સાથે માથું અફળાતાં બિચારાને પુષ્કળ વાગ્યું, અને નાક છુંદાઈ ગયું, પણ તેની કોણ સંભાળ લે ? આપણી ઉદાર નાયિકા સરોજ ત્યાં હોત તો જરૂર તે બિચારાની શુશ્રૂષા કરતે !

પરંતુ તે તો કાળા બુરખાની વ્યવસ્થા કરવામાં રોકાઇ હતી. સેંડહર્સ્ટ રોડ પર પાછી આવી તેણે ઉતાવળે ચર્નીરોડનો રસ્તો લીધો. એ વખતે માર્ગમાં ઝાઝાં માણસો ન હતાં તેથી તેના આ પુણ્ય કૃત્યને જોવાનો લાભ ઘણા થોડા માણસોને મળ્યો હશે.

સરોજ ઘેર પહોંચી પણ ગઇ.

આ તરફ આપણા જમાદાર સાહેબ મહા કષ્ટ પામતા, દુખતાં હાડકાને પંપાળતા પંપાળતા ઉઠ્યા. જુવાન મુગ્ધ દરજીએ પોતાની સાથે હાથ ચાલાકી કરી તે માટે શરમાતા અને ગુસ્સે થતા તેને શોધવા લાગ્યા.

"એઇ! અહીંથી એક ગોરા જુવાનને નાશી જતાં જોયો છે ?

ને ક્યાં ગયો ?" એક રસ્તે જનારને પૂછ્યું.

"કયો જુવાન ?"

"તેના ખભા પર એક કાળો બુરખો નાંખેલો હતો અને દરજી જેવો દેખાતો હતો તે."

"એ ચસકી છે કે શું ?"

એમ બોલતો રસ્તે જનાર તો રસ્તે પડ્યો. મુંબાઈ શહેરમાં તે વળી એમ રખડતા માણસોના પત્તા લાગતા હશે ! જ્યાં દરેક જણ પોતાનાજ કામમાં મશગુલ હોય ત્યાં અસ્થિર નાસતા માણસને માટે કોણ જવાબ દે ?

અંતે જમાદારને બુદ્ધિ સુઝી કે એ લુચ્ચા દરજીની ખાનગી ખોળ કરવામાં વખત વીતાડવા કરતાં જલદી નોકરી પર જઈને સાહેબને ખબર આપવી એજ વધારે સારું થઈ પડશે. પોતે ઘણોજ ઠપકાને પાત્ર થયો હતો તેનું એને ભાન હતું, તેથી બ્હીતો બ્હીતો તે થાણા પર ગયો.

× × × × ×

નંદનબાગને બંગલે સર્વત્ર શાંતી પથરાઈ ગઈ હતી. ફક્ત ઘરનું કામ પતી જવાથી વૃદ્ધ નોકર પાંડુ બહારના બાગમાં આવી એક બાંકડા ઉપર બેઠો બેઠો પોતાના બેસુરા અવાજથી કેટલાંક કોંકણી પદ લલકારતો હતો.

થોડી વાર પછી તેને બાગના એક ખૂણામાં કોઈ ચાલતું હોય તેવા પગનો ઘસારો સંભળાયો. તેણે ધારીને જોવા માંડ્યું તો બાગના ખૂણામાંથી બંગલાની પાછલી ભીંત તરફ કોઈ છુપાઈને જાય છે એમ તેને દેખાયું.

પહેલાં તો તેના મનમાં ભૂતનીજ કલ્પના આવી. એથી તે બિચારો ભયથી આંખો મીંચી મોટે અવાજે "જય હનુમાન ! જય

મારૂતિ ! ! " કરવા લાગ્યો. પણ થોડી ક્ષણ પછી તેણે આંખ ઉઘાડી તો તેને માલમ પડયું કે સરોજ બહેનના ઓરડાની ડોકાબારી ઉઘાડી તે ભૂત તો ઘરમાં ગયું. એટલે તેની ભૂતની કલ્પના ઉડી ગઇ અને ચોર આવ્યો હશે એ વિચાર સુઝયો. તરતજ તે ઉઠીને બંગલામાં ગયો અને નંદનબાના ઓરડાની સાંકળ ખખડાવા લાગ્યો.

" ઉઠો. ઉઠો. બા સાહેબ ! ચોર આલાહે. લવકર ઉઠો. "

નંદનબા ચમકીને બહાર આવ્યાં. માણેક પણ સફાળી ઉઠી. બીજા નોકરો પણ આંખ ચોળતા આવ્યા.

" કયાં છે ચોર ? "

" ઉપરચી ઓરડીમાં ઘુસલા છે. "

" કયારે ઘુસ્યો ? તેં ઘુસવા કેમ દીધો ? "

" આતાં ઘુસલો. "

" કયાં છે ? કયાંથી ઘુસ્યો ? "

" બહેન સાહેબની ખોલીમાં ઘુસલા. આતાં દેખેલો છે. ચલા બાસાહેબ ! ત્યાં તપાસ કરા. બા ! લવકર તપાસ કરા. મી બાંક પર બસલો હોતો તે વેળી દેખ્યો છે. "

" સરોજની ઓરડીમાં ગયો ? " એટલુંજ બોલી નંદનબા માણેકને સાથે લઇ ઉપર ગયાં. પાંડુ પણ પાછળથી ફાનસ લઇ ચડયો. સરોજના ખંડનું બારણું બંધ હતું તે તેમણે ખખડાવ્યું.

" સરોજ ! સરોજ ! ઉઠ તો જલદી. તારી ઓરડીમાં ચોર ભરાયો છે; ઉઠ. "

કોઇએ ઉત્તર આપ્યો નહિ. માત્ર કોઇ પેટીનું ઢાંકણુ દેવાતું હોય તેવો અવાજ સંભળાયો. નંદનબાને એથી તે ઓરડામાં ખરેખર ચોર હોવો જોઇએ અને તે મારી સરોજને મારી નાંખશે એવો ભય લાગતાં તેમણે ગભરાટમાં બારણું ખૂબ ખખડાવ્યું.

" ઉઠ. ઉઠ. ઓ સરોજ ! તારી ઓરડીમાં ચોર છે. જલદી ઉઠ."

" હેં ! કોણ છે ? આટલી રાત્રે ગડબડ કરતું. "

" એ તો અમે છીએ. ઉઘાડ જલદી બારણું. "

" કોણ ? બા ! "

" હા. હા. જલદી બહાર આવ, ચોર છે ! ચોર ! "

" ચોર ! ક્યાં છે ? "

એમ બોલતાં સરોજે બારણું ઉઘાડ્યું અને ગભરાટમાં આંખો ચોળતી બહાર આવી નંદનબાની પાસે ઉભી રહી.

" ક્યાં છે ચોર ? બા ! " તેણે આંખો ચોળતાં અને નિદ્રામાં અવ્યવસ્થિત થયેલાં પોતાનાં વસ્ત્રને સરખાં કરતાં પૂછ્યું.

" આજ ઓરડામાં. લાઇટ ચેતાવ. "

માણેકગૌરીએ ઇલેક્ટ્રીક ચાંપ દાબી લાઇટ કરી, પણ અજબ છે કે ત્યાં ચોર ન હતો. ખૂણેખૂણો, કબાટની ઉપર, પેટીઓની પાછળ, બધે જોઇ વળ્યાં પણ ચોર તો નજ જડયો. કયાંથી જડે ?

" બા ! તમને કોણે કહ્યું કે અહીં ચોર છે ?

" આ પાંડુ તો કહે છે. "

" હા. હા. મી નજરે દેખ્યો છે. બાગમાંથી લપુન લપુન જાતો હતો. " પાંડુ બોલી ઉઠયો.

" ક્યારે જોયો તેં ? "

" આતાંચ. ધોળું ધોળું પહેરેલું હોતું તેને. "

સરોજ સમજી ગઇ કે એ ડોસાએ મનેજ જોઇને ચોરની બૂમ ઉરાડી છે. આપણા વાંચકો પણ એ પ્રમાણે સમજી ગયાજ હશે. નંદનબાએ પેટી દેવાયાનો જે અવાજ સાંભળ્યો હતો તે સરોજે પોતાનો ઝબ્બો, બુરખો વગેરે ઠેકાણે કરતાંજ થયેલો હતો. આંખ ચોળતી સરોજ બહાર આવી તે ઢોંગજ હતો !

"અલ્યા પાંડુ ! તને કાંઈ ભૂત બૂત દેખાયું હશે."

"નારે ના. બરાબર ચાલતા હોતા, માણસ જસા. તે મીં બરાબર જોયા છે."

"એસ એસ, તું તો કંઇને કંઈ પતંગ ઉડાવ્યાંજ કરે છે." સરોજ બોલી–"આટલો ઘરડો થયો છે ને આટલે દૂર તારી આંખે દેખાયુંજ કેવી રીતે ?"

"પણ દેખ્યો તો. હા પેલી બારી મધુન અંદર આલા હોતા."

"પણ એ બારી તો અંદરથી બંધ છે, તે તારી આંખે દેખાય છે કે નહિ ? જરા પાસે જઇને જો."

ડોસો પાસે ગયો. બારી તો અંદરથી ચોક્કસ બંધ હતી. સરોજ એવી ભૂલ કરે એમ ન હતું.

"તો કોઇ બીજા બારીમાં ઘુસી ગેલા હશે."

"પણ તે જાય ક્યાંથી ? આ બારણું તો વાસેલું હતું તે દેખાય છેને ?" સરોજ મનમાં આનંદ પામતી બોલી.

"તોએ આપણે તપાસ કરવી જોઇએ. ચાલો ઉપર વખતે કાતરીયામાં ભરાઇ બેઠો હોય." એમ નંદનબા વચમાં બોલી ઉઠયાં અને માણેકને ઉપર જવાની આજ્ઞા આપી.

સર્વે ઘરનો ખૂણેખૂણો તપાસી વળ્યાં, પરંતુ ચોરનો પત્તો તો નજ લાગ્યો, "ઠીક મઝા પડે છે" એમ માનતી સરોજ તો બહારથી નોકરની આંખની મશ્કરી કરતી હૃદયમાં આનંદ પામવા લાગી.

અંતે સર્વ સાવધ થઇને સૂતાં.

× × × × ×

સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ ખાણું ખાઇ પાછા આફીસમાં આવ્યા ત્યારે ઓપતલાલ ક્યારનો તેમની વાટ જોતો બેસી રહ્યો હતો.

"કેમ સાહેબ ! કોઈ આવ્યું ?"

"કોઇએ આવ્યું નથી. આવશે, તમે પણ મને ઠીક ત્રાસ આપવા માંડયો...'

"કેમ ?"

"ત્યારે શું ? પેલાને સવારે નહિ મોકલી શકાતે ? અત્યારે ને અત્યારે શું ઉતાવળ હતી ? એને લીધે મારૂં સપર કેટલું...

"કોને મોકલાતે ?"

"પેલા મુગા દરજીને ?"

શ્રીપતલાલના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. "કયો મુગો દરજી ? સાહેબ ! તમે કોને વિષે કહોછો ?"

વાંચક ! એ પ્રશ્નનો સંપૂર્ણ ઉત્તર શ્રીપતલાલને મળ્યો હશે, ત્યારે તેને કેવી લાગણી થઇ હશે તે કલ્પી લેવાનું હું તનેજ સોંપુંછું. પોતાની બધી મહેનત ધુળ મળેલી જોઇ તેને અત્યંત દુઃખ થયું.

"જુઠું સાહેબ ! તદ્દન જુઠું." શ્રીપત અંતે બોલ્યો—"મેં કોઇને મોકલ્યોજ નથી."

સાહેબ પણ ઝંખવાણા પડયા. પોતે એવા એક અજાણ્યા માણસ ઉપર વિશ્વાસ મૂક્યો તે માટે તેને પસ્તાવો થયો. પણ હવે શું કરે ?

"ત્યારે શું તે તમને ખરેખર છેતરી ગયો ?"

"પણ ફિકર નહિ, તેની ચિંતા કરવાની જરૂર નથી. મેં તે બદમાસની સાથે મોકલેલો કોન્સ્ટેબલ એવો ચતુર છે કે પેલાનું કાંઇજ વળવાનું નથી......"

તે આગળ બોલવા માંડે તે પહેલાં તો ઓફીસનું દ્વાર એકાએક ઊઘડાયું અને પેલો જાડો જમાદાર લથડતો, હાંફતો, નિશ્વાસ નાંખતો દાખલ થયો.

"સાહેબ ! સાહેબ ! ઘાત થયો મારો. મને માફ કરો. દયા કરો." વગેરે શબ્દો બોલતો—કરગરતો—રડતા જેવો થઈ ગયેલો જમા-

ઘર, સાહેબના પગ આગળ બેસી ગયો.

બંને સદ્દગૃહસ્થો ચકિત થઇ ગયા.

" આ શું ! બુરખો ક્યાં છે ? "

" સાહેબ ! એ બદમાશ નાશી ગયો. મને માર્યો, અને ગબડાવી પાડયો. સાહેબ ! હું તો મરતો બચ્યો. જુઓ, સાહેબ ! " એમ કહી તે જે જે જગાએ ઇજા થઈ હતી તે બતાવવા લાગ્યો.

" અરે ગદ્ધા ! હરામખોર ! " સાહેબે ગુસ્સાથી કહ્યું. " તને મજબુત અને હુંશીઆર જોઇને તેની સાથે મોકલ્યો છતાં તેણે તને માર્યો, અને ગબડાવી પાડયો એમ કહેતાં તને શરમ લાગતી નથી ? લુચ્ચા..."

" પણ સાહેબ ! તેણે મને પગથીઆં ઉતરતાં અડફ્ટ મારી, એટલે..."

" પણ તારી અક્કલ ક્યાં ગઈ હતી ? તું છેક ફ્રેંચ પૂલ સુધી ગયોજ કેમ ? ત્યાં ક્યા તારા દાદા દરજીનું કારખાનું હતું ! "

" પણ સાહેબ ! એમાં એનો શો દોષ ? મુંબાઇના લોક દરીઆના પાણીમાં જઇને કે રાજાબાઈ ટાવરની ટોચ પર જઇને પેટી કાઢે તો તેને અસંભવિત ગણતાં વિચાર કરવો પડે. હવે તો આપણે આગળ પગલાં લેવાં એજ સલાહ ભર્યું છે. " શ્રીપતલાલે પોતાની નિરાશાની લાગણી જેમ તેમ ઢાંકીને કહ્યું.

" અરે, પણ આના જેવો ચતુર એમ ધક્કા ખાઇને આવે તો અમારૂં પોલિસ ડીપાર્ટમેંટ કેમ ચાલશે ? "

" પછી તેં કાંઇ તેનો તપાસ કર્યો હતો કે નહિ ? " શ્રીપતલાલે પૂછ્યું.

" હાજી, પણ પત્તો નહિ......" એટલામાંજ તેને કંઇક યાદ આવતું હોય તેમ માથું ખજવાળતો બોલ્યો, " હા, સાહેબ ! પણ

પત્તો લાગશે ખરો. "

"કેવી રીતે ?"

"મને એક નિશાની યાદ છે, તેથી પકડાશે."

"શું ?"

"તે બુરખો ખાંધ પર નાંખીને નાસતો હતો, ત્યારે તેના ડાબા હાથ ઉપર એક કાળાશ પડતો ડાઘ દેખાયો હતો..."

"હું !"

"હાજી. મેં બરાબર જોયો હતો. તે ત્રિશુળના જેવો ડાઘો હતો."

"શું, ખરેખર !?"

શ્રીપતલાલ અને સાહેબ ચકિત થઇ પરસ્પર જોઇ રહ્યા. "ત્યારે શું મુંબાઇ શહેરમાં ત્રિશુળના ચિહ્નવાળાં માણસો—બદમાશો—હજુ પણ રખડે છે ?"

## ૧૨

## વીજલો ને બીજલો !

બીજે દિવસે સવારે માણેકગૌરીએ સરોજનું દ્વાર ખખડાવ્યું. તે તરતનીજ ઉઠી હતી, એટલે તેણે આંખો ચોળતાં બારણું ઉઘાડયું. તેની મુદ્રા શાંત પણ ઉદાસીન હતી. કાલના ચોર સંબંધે નંદનબાને કાંઈ શંકા આવી ન હતી, પરંતુ માશીના મનનું સમાધાન થયું ન હતું. એ ધાંધલમાં સરોજનો જરૂર કાંઇ હાથ હોવો જોઇએ એમ તેને વહેમ હતો.

"સરોજ ! કેમ હમણાંજ ઉઠી કે ?"

"હા. રાત્રે, મુઆ પાંકુએ જંપવા દીધી નહિ એટલે પછી ઘણા વખત સુધી મને ઉંઘ આવીજ નહિ." સરોજે જવાબ આપ્યો.

માણેકગૌરી ઘણાજ ધીમે અવાજે સરોજનો હાથ પોતાના હાથમાં લઇ પૂછવા લાગી:—"બેટા સરોજ ! હવે તારી પ્રકૃતિ કેમ છે ?"

સરોજ સમજી નહિ

"કેમ ?"

"હવે તને કેમ લાગે છે ?" માશીએ ફરીથી પૂછ્યું.

"એટલે ?" સરોજે પૂછ્યું, " હું કાંઇ માંદી બાંદી છું ?"

"ના. પણ તારે હાથે હવે પેલું દેખાતું હતું તેનો દુઃખાવો નરમ પડ્યો કે નહિ ?"

"અંહ."

સરોજ માત્ર એટલુંજ બોલી, અને ચૂપ થઇ ગઇ. માશીની શંકા દ્રઢ થતી ગઇ.

"કેમ બોલતી નથી ? સરોજ ! હજુ દુઃખે છે ?"

"નારે."

"વારૂ. ત્યારે રાત્રે ખરેખર ચોર આવ્યો હતો ?" માશીએ વાત ફેરવી પૂછ્યું. "સાચું કહેજે, સરોજ ! શું હતું ?"

"મને શું ખબર ?"

"તને કંઇક તો ખબર છેજ એમ મને લાગે છે. મારાથી છૂપાવીશ નહિ હોં, સરોજ !"

"ઘણીવાર સુધી સરોજે ઉત્તર નજ આપ્યો. માશીએ પૂછ્યાજ કર્યું. અંતે ભાગ્યેજ બોલીઃ—" માશી ! તું મને કાંઇ પૂછ નહિ. મને ગભરામણ થાય છે. એ સત્યાનાશીયું ચિહ્‌ન મારે હાથે હજુ શું કૃત્યો કરાવશે તે કાંઇ કહી શકાતું નથી. મને તેની બહુ ચિંતા થાય છે."

માશીઃ—" ગભરા નહિ, બહેન હજુ એ વાતની ત્રીજા કોઇને ખબર નથી અને કોઇને પડશે પણ નહિ. માત્ર તું તારા બધા વિચારો અને લાગણીઓ મને જણાવતી રહે. એટલે આપણે તેનો કાંઈ ઉપાય શોધી કાઢયા વિના રહીશું નહિ...ઠીક, પણ આ હું પૂછું છું, તેનો ખુલાસો તેં ન કર્યો."

" શાનો ?"

" કાલના ચોરની ખટપટનો. "

" મારી ઓરડીમાં કોઇ પણ ચોર આવ્યો નથી. "

" ત્યારે પાંડુએ કોને જોયો ? "

" મને. "

" શું ! " માશીએ આશ્ચર્યથી પૂછ્યું. " તને ? "

" હા. " સરોજે ઉત્તર આપ્યો. " માશી ! સાંભળ. હું બધું કહું છું. મારે બધું તને કહેવુંજ જોઇએ. પણ તું સાવધ રહેજે અને કોઇને કાને વાત..."

" તેમાં તારે કહેવું ન પડે, સરોજ ! તું ખુલ્લા દીલથી મને સ્પષ્ટ કહી દે. "

સરોજે સઘળું કહી દીધું.

પોતે દરજીનો વેશ લઇ પાછળની બારીએથી નીકળી ત્યાંથી માંડીને ચોરીના ધાંધલ સુધીનો સર્વ ખુલાસો સરોજે કરી દીધો. માશી તો તે સાંભળીને ચકિતજ થઇ ગઇ.

" ગજબ કર્યો તેં તો છોકરી ! "

" માશી ! " સરોજ દીન મુખે બોલી:–" એ ગમે તે હોય પણ મને બહુ ચિંતા થાય છે. એ ચિહ્ન હવે ક્યારે જશે ? "

" આપણે એનો ઉપાય કરશું. સરોજ ! તું ગભરાઇશ નહિ. આપણા જેવા કુળવાન ઘરમાં એવું કલંક પ્રભુ રાખશેજ નહિ.

" મને પેલા બિચારા જમાદારને માટે પણ બહુજ ચિંતા થાય છે. એ બિચારો પોતાની ફરજ બજાવવા જતાં અર્થ સપાટામાં આવી ગયો. તે નિર્દોષ માણસને કેવું દુઃખ થતું હશે ! "

" તેને આપણે ગુપ્ત મદદ કરીને આશ્વાસન આપી શકીશું ? "

" હા. મેં તેનો નંબર જોઇ લીધો છે, એટલે તેનો પત્તો મેળવી

શકાશે. આજે હું તેને પચીસેક રૂપીયા મોકલી આપવાનો વિચાર કરૂંછું. "

" તે સારી વાત છે. પણ તેં પેલા બુરખાનું તથા ઝભલાનું શું કર્યું ? "

" પેલી પેટીમાં પડયાં છે. "

" તેનો નાશ કરવો પડશે ? "

" હાસ્તો, પણ આટલાં બધાં માણસની વચ્ચે તે કેમ થશે ? " સરોજે કહ્યું.

" આમ કરીએ. થોડા દિવસ માટે આપણા કોલાબાને બંગલે રહેવા જવાની તું બા પાસે રજા મેળવી લે, હવા ફેરનું બહાનું કાઢી શકાશે, પછી ત્યાં સૌ થશે. "

વાત સરોજના ધ્યાનમાં ઉતરી. માશી ભાણેજે સંતલસ કરી અને બપોરે જમ્યા પછી બાને વાત કરી રજા મેળવી. નંદનબાના પિતા ઘણાજ ધનાઢય હતા; અને તેમને પેટે છોકરો ન હોવાથી સર્વ મિલકત નંદનબાને મળી હતી. પતિને પણ સારો પગાર મળતો હતો તેથી પોતે બચાવેલા ધનને સ્થાવર મિલકતમાંજ તેણે રોકેલી હતી. મુંબાઇ શહેરમાં જુદે જુદે ઠેકાણે બે ત્રણ બંગલા તેણે લઇ રાખ્યા હતા.

ઘરકામની અનુભવીપણ માશીએ જરૂરના સામાન વગેરેની તરત તૈયારી કરી લીધી. એક ગાડું ભાડે કરીને સામાન આગળથી પાંડુ સાથે રવાના કરી દીધો અને સાંજે બંનેયે મોટરમાં જવાનું ઠરાવ્યું.

× × × ×

સવારે પાછો શ્રીપતલાલ ચૉકી પર ગયો. સાહેબ કાગળીઆં વાંચતા બેઠા હતા.

" શ્રીપતલાલ ! આજ કયારનો શોધ કરી રહ્યો છું, પણ કોઇ પણ દરજીની શૉપમાં મુગો કારીગર નથી, તેમજ કોઇપણ કારખાનામાં શિવલો નામનો માણસ પણ નથી.

શ્રીપતલાલ હસ્યો.

" સાહેબ ! એ બધી શોધ ખોટી ! તે દરજી હતોજ નહિ, અને તેનું નામ શિવલો પણ નહિ હોય. એ તો બધું બનાવટીજ. હવે એની શોધ કરવી નિષ્ફળ છે તે કેવી રીતે હાથ લાગવાનો છે ?... પણ હાં, એક ઉપાય છે હજુ. "

" શું ? "

" તમે તે દરજીને જાતે જોયો છે કની ? "

" અલબત્ત. "

" ત્યારે તો તમને તેનો ચહેરો યાદ હશે. "

" ગોરો સરખો જુવાન હતો..."

" આપણે બદમાશોની આલ્બમમાં જોઇએ તો કદાચ પકડાઇ આવે. "

સાહેબને ઉત્સાહ આવ્યો.

" ઠીક સુચવ્યું તમે. " એમ કહી તરત એક જાડો ચોપડો મંગાવ્યો. મુંબાઇ શહેરમાં ફરતા સર્વ બદમાશોની છબીઓની તે આલ્બમ હતી. દરેક છબીની ઉપર તે માણસનુ ખરૂં નામ લખેલું હતું અને નીચે તેણે જુદે જુદે વખતે ધારણ કરેલાં બનાવટી નામો, તેની ઉમ્મર, જાત, ઠેકાણું વગેરે બાબતો લખેલી હતી. સાહેબે એક પાનું ઉઘાડયું.

" આ જુઓ, તમારો ' દામા ચંબુ ' ત્રિશૂળની નિશાનીને લીધે..." સાહેબે વાંચવા માંડયું.

" હવે મરવા દો, એ બિચારાને. ક્યારનોયે તે ફુંકાઇ ગયો. હવે એની સાથે શું માથાં ફોડવાં ? આગળ પાનાં ઉથલાવો. "

" અને આં રહ્યો એનો સાથીદાર વીજલો. " સાહેબે એક છબી પર આંગળી મૂકી કહ્યું. " કેમ એ સખસ જીવે છે કે મરી ગયો ? "

" અરે જીવે છેને " શ્રીપતલાલે ઉત્તર આપ્યો. " બિચારો મોચીની દુકાન કાઢી બેઠો છે. "

" એની છબીની નીચે શું લખ્યું છે ? વાંચો. "

શ્રીપતલાલે મોટેથી વાંચવા માંડયું:-

" નામ-પુંજીલાલ ભગા.

ધંધો-હિરા મોતી ચોરવાં, ચોરેલાં વેચાતાં રાખવાં વેચવાં વગેરે.

ઉંચાઈ-સાડા પાંચ ફુટ.

વજન-૧૪૦ પૌંડ.

ચહેરો-કાળો. શીળીનાં ચાઠાંવાળો.

દામા ચંબુનો જુનો સાગ્રીત, તેની પહેલાં કેદમાંથી છૂટેલો. પછી મિસ સરોજિની નામની બાળાએ આપેલા પૈસાથી કામાઠીપુરા નં. ૧૧૯૬ માં નામ બદલી મોચીની દુકાન માંડી બેઠેલો. ઇત્યાદિ. "

" મિસ સરોજિની " નું નામ બદમાશોની આલ્બમમાં લખાયલું જોઇને શ્રીપતલાલને લાગી આવ્યું. એ બે શબ્દો વાંચતાં વાંચતાં તેને કંઇ કંઇ વિચાર થઇ આવ્યા.

" બસ. આ મિસ સરોજિની આવા ઘણા હરામખોરોને મદદ આપે છે તે એને હવેથી અટકાવવી જોઇએ. " શ્રીપતલાલ વાંચી રહેતાં સાહેબે કહ્યું.

" કેમ ? " શ્રીપતલાલે પૂછયું. " એ બાળા તો માત્ર પરોપકારનું કામ કરે છે અને એવી રીતે ઘણાઓનું જીવન સુધારી દે છે. એને અટકાવવી ઉચિત નથી..."

" શું તમે તેને ઓળખો છો ? "

" હા. અહીંજ ઓળખાણ થયેલી, ત્યાર પછી હું તેને ઘેર પણ જઇ આવ્યો છું. "

સાહેબે મોઢું મલકાવ્યું.

" કેમ હસો છો ?" શ્રીપતલાલે પૂછ્યું.

" તમે તેના પ્રેમમાં પડયા લાગો છો !"

શ્રીપતલાલ કંઇક શરમાયો.

" નારે. એવું કાંઇ નથી......હાં. પણ આગળ પાનાં ઉથલાવો. આ દરજીનો ફોટો જડે છે કે નહિ, તે જોઇએ."

આખી આલ્બમ પૂરી થઇ પણ શિવલા દરજીનો ચહેરો સાહેબને જડયોજ નહિ. તે કયાંથી જડે ! કુમારી સરોજિનીની છબી લેવા કોણ ગયું હતું ?

અંતે આલ્બમ ઉંચી મૂકી. આ લુચ્ચા દરજીનો પત્તો મેળવવોજ જોઇએ એમ બંનેને લાગ્યું. તે કેવી રીતે મળે તેનો વિચાર કરવા લાગ્યા.

" અજબ જેવું છે કે એના હાથ ઉપર પણ ત્રિશૂળ જેવું ચિહ્‌ન દેખાયું હતું !"

" એ કોન્સ્ટેબલે તે જોયું એ ઠીક થયું: નહિ તો આપણને ખબર ન પડતે કે મુંબાઇમાં એવાં કલંકવાળાં મનુષ્યો હજુ ઘણાં છે."

" પણ તે બધાં દામા ચંબુના વંશનાં હશે ! "

" કાંઇ કહી શકાય નહિ."

" એ સખસ આજે જીવતો હોય તો આપણે તેને પૂછી જોતે."

" એમ કાંઇ તે ખરો જવાબ આપે કે !"

" અલબત્ત. દામુને પૂછ્યું હોત કે તારા જેવી નિશાનીવાળાં બીજાં કોણ કોણ છે ! તો તે સત્ય જવાબ આપ્યા વિના રહેતે નહિ."

" હશે. પણ હવે તો તે મૂએોજ છે કની !"

" તેનો દોસ્તદાર આ વીજલો મોચી છે તેની પાસેથી કાંઇ પત્તો મળે ખરો."

" ત્યારે તમે ખબર કાઢો." સાહેબે કહ્યું. " એને દામા ચંબુ

સાથે પહેલાં મિત્રાચારી હતી એટલે એ જાણતોજ હશે. પણ એ કહેશે કે નહિ..."

"હું જઇને તેની સાથે વાતચિત કરી જોઉં."

"તો તેનો પત્તો લખી લ્યો."

શ્રીપતલાલે ડાયરીમાં લખી લીધું. "કામાડીપુરા નં. ૧૧૯૬ પત્થરની ગલી જોડે." અને થોડી વારે સાહેબની રજા લીધી.

વીજલો ને બીજલો બે ભાઇ હતા. વીજલો બત્રીસ વર્ષનો હશે, અને બીજલો પંદરેક વર્ષનો; વીજલાને દામા ચંબુ સાથે પ્રસંગોપાત દોસ્તી બંધાઇ હતી. વીજલો ચોરી, ઠગાઇ વગેરે ખરી અક્કલના ધંધામાં બાહોશ હતો–દામા ચંબુના કરતાં કાંઇ ઉતરે તેમ ન હતો–પણ બંનેના ઉદ્દેશ જુદા હતા એટલે તેનો ધંધો મોટા નાના પાયા પર ચાલતો. પરોપકાર વૃત્તિવાળો દામુ ગબ્બરને ગર્દન મારતો; એટલે પકડાતાં ભારે સજા લેઇ આવતો; અને વીજલો તો પેટજોગું બીઝનેસ કરતો !

જ્યારે વીજલો જેલમાં હવા ખાતો હોય ત્યારે તેનો ભાઇ બીજલો–પેલા શંકરીઆની માફક–ચોરી, હાથ ચાલાકી, વગેરે અજમાવતો; પણ તેને પેટ ભરતું મુશ્કેલ થઇ પડતું.

ઉપર કહ્યું તેમ છેલ્લીવાર કેદમાંથી છૂટયા પછી વીજલાએ સરોજની મદદથી મોચીની દુકાન માંડી હતી. બે છાપરીની દુકાન હતી. આગલા ભાગમાં એક પાટીયું માંડી વીજલો–એનું ખરૂં નામ તો મગન હતું પરંતુ વીજલાના દોસ્તદારો એની ચકોર આંખને લીધે બીજળો કહી બોલાવતા–બેસી રહેતો, અને આસપાસ જતા આવતા લોકો ઉપર તીક્ષ્ણ દૃષ્ટિ રાખી રહેતો.

અત્યારે વીજલો ખૂબ મહેનત કરી રહ્યો હતો. ડાબા હાથ પરના ઢગલામાંથી એક પછી એક જુનાં ખાસડાં લેઇ બે ચાર હથોડા ઠોકી જમણી બાજુ પર નાંખ્યે જતો હતો. કોઇને એમજ લાગે કે

તેનું વર્તન બહુ સુધરી ગયું હશે !

" યાકુબ આવે છે."

બહાર બેઠેલા બીજલાએ ચેતવણી આપી. વીજલો તેને મળવા માટે સાવધ થઇ ગયો. થોડી વારમાં એક ફેંટાવાળો મુસલમાન આવી પહોંચ્યો. તેની બગલમાં એક નાનું પડીકું હતું.

તે દુકાનની અંદર આવ્યો. વીજલાએ તેને બેસાડયો. થોડીવાર સુધી બંનેયે આડી તેડી વાતો કરી.

" તું ઘણે દિવસે દેખાયો યાકુબ !"

" હા."

" આ બગલમાં શું લાવ્યો છે ?"

" એનેજ માટે આવ્યો છું ને." એમ કહી યાકુબે પડીકું છોડવા માંડ્યું. કાગળમાંથી કાગળ નીકળતાજ ગયા. અંતે એક નાની પડીકી-માંથી મોટાં મોતીની એક સેર નીકળી. દાણા ગણીને તે વીજલાના હાથમાં મૂકી.

આમ તેમ તપાસીને વીજલો બોલ્યો:—" ઠીક છે, માલ ક્યાંથી ઉપજાવ્યો ?"

" કાલે રાત્રે નાટક પૂરું થતાં એક જોડું મારી ગાડીમાં બેસવા આવ્યું. ભૂલેશ્વર જવાના હું દશ આના માગતો હતો, પણ બાઇના ગળામાં આ જોઈ આપણે નરમ થયા, અને ચાર આના કબુલ કર્યા. બાયડીને બેસાડી ધણી પાન લેવા પાસેની દુકાને ગયો. મેં ગાડીની પાછળ જઇ છત્રી ઉઘાડવાને બહાને આ સેર પર કાપ મુકયો અને અંતે હાથ કરી લીધી." યાકુબે ટુંકામાં સમજાવી દીધું.

" એવો ચોરીનો માલ હવે હું ઝાઝો લેતો નથી," વીજલાએ માનમાં જવા માંડ્યું. " પણ તું લાવ્યો છે ત્યારે લઇશ. બધા દાણા ખોડવાળા છે. કેટલાક કાચા છે અને કેટલાકના વ્હે ઘસાઇ ગયા છે..."

" વારુ, પણ તું એનું શું આપશે ?"

" વીસેક રૂપીયાનો માલ છે."

" હેં ! વીસજ રૂપીયા ?" ગાડીવાન યાકુબ બોલ્યો. " હું તો ધારતો હતો કે સો બસો રૂપીયાનો માલ હશે, ને તું તો..."

" તું તો બે હજારનો ધારે, તેમાં શું વળ્યું ?"

કંઠી બે હજારની હતીજ. પણ રાત દહાડો વિક્ટોરીયા ભાડે ફેરવી જાણનાર યાકુબને ઝવેરાતની શી પરીક્ષા ?

" પણ વીજલા ! તું બધો નફો ખાઇ જાય છે, અમે સાળા કેટલું જોખમ ખેડીને પાંચસો હજારનો માલ લાવીએ ને તે તું હંમેશાં પાંચ દશ રૂપીઆમાં પડાવી લે છે. તારે..."

" અરે ભલા માણુસ, જરા વિચાર તો કર, કે તું માલ લાવે છે તે કાંઇ મારે ઘરમાં રાખવાનો છે ? એ માલ ખપાવવાને મારે કેટલી મહેનત કરવી પડે છે તે તને ખબર છે ? વળી માલ તારા જેવા પાસેથી લઇને તમારૂં જોખમ હું માથા પર લઇ તમને જવાબદારીમાંથી છૂટા કરી તમારી આબરૂ બચાવવા જેવું પરોપકારનું કામ કરૂંછું તેનો તમે લોકો વિચાર કરોછો કે ? તારો માલ સો રૂપીઆનો હશે પણ મને કાંઇ તેના સો રૂપીઆ મળવાના છે ?"

" પણ વીસ રૂપીઆમાં તો મારે માલ નથીજ આપવો."

" ત્યારે લઈ જા તારો માલ પાછો."

" હા. લાવ તે ભલે પડી રહ્યો મારી પાસે."

વીજલાએ જોયું કે યાકુબ માલ પાછો લઇ જઇ બીજાને બતાવશે. એટલે એણે એક યુકિત રચી. પાટીયાં પર એક તરફ દશ દશ રૂપીઆની બે નોટ અને બીજી તરફ પેલી મોતીની સેર મૂકીને કહ્યું–" લે હવે આ બેમાંથી તને ગમે તે લઈ લે."



## ૧૩

## સંશય ભરેલું ખાસડું !

યાકુબનો હાથ મોતીની ડબી તરફ ગયો, પણ અચક્યો. ચોરની વૃત્તિ જેમ બને તેમ જલદીથી ચોરાઉ માલને ઠેકાણે પાડવાની હોય છે એટલે ગમે તેવી નજીવી કિંમતે પણ તેને માલ કાઢી નાંખવાનીજ ઇચ્છા હોય.

અંતે યાકુબે નોટો લીધી અને દુકાનમાંથી બહાર નીકળવા જાય છે એટલામાંજ બીજલાએ વર્દી આપી–" ઘરના નંબર જોતો જોતો એક પોલિસ આ તરફ આવે છે."

યાકુબ અને બજલો એટલે બંને બદમાશો ગભરાયા. કુદરતી રીતેજ ચોર તો ગભરાયજ. એટલામાં બીજલો બોલ્યો:– " એતો પેલો શ્રીપતલાલ ડીટેક્ટિવ છે."

" હેં ! "

એટલી વખતે બંનેના મોંમાંથી ગભરાટ, ભય અને આશ્ચર્યના ઉદ્ગારો નીકળી પડ્યા. યાકુબે નોટો કોથળીમાં મુકી દીધી અને દુકાનને પાછલે બારણેથી નીકળી વાડ કુદીને ચાલ્યો ગયો. બીજલાએ પણ એકદમ એક જુનો બુટ લઇ તેનું તળિયું ઉખેડી તેમાં પેલી સેર મુકી બે ચાર ખીલી મારી દીધી: અને બુટને એક ઢગલામાં નાંખ્યો. ડીટેક્ટિવ શ્રીપતલાલનું નામ સાંભળીને તેને ભયની લાગણી થઇ હતી: કારણ કે તેના પૂર્વ જીવનમાં એ માણસનો તેને ઘણો પ્રસંગ પડ્યો હતો.

થોડીજ વારમાં શ્રીપતલાલ નં. ૧૧૯૬ માં જોઇને ત્યાં આવી પહોંચ્યો. બહાર બેઠેલા બીજલાને તે ઓળખતો ન હતો.

" અલ્યા પુંજીલાલ ક્યાં છે ? "

બીજલો ચમક્યો. જવાબ આપવો કે નહિ, તેની તે ગુંચવણમાં પડ્યો. શ્રીપતલાલે બીજીવાર પૂછ્યું, ત્યારે તે ઉંઘમાંથી જાગવાનો ઢોંગ કરતો બોલ્યો–" હેં કોણ ? "

એટલામાં અંદર બેઠેલો પુંજીલાલજ બોલી ઉઠયો–" ઓહો. કોણ શ્રીપતલાલ સાહેબ કે ? આવો આવો ભાઈશાબ. મારૂં મોટું નસીબ કે આપના જેવા મોટા લોકનાં પગલાં મારી દુકાને થયાં. બોલો સાહેબ, કેમ આ ગરીબ ઉપર કૃપા કરવી પડી ?"

એમ બોલતો તે દુકાનની બહાર આવવા ઉઠયો. શ્રીપતલાલ દુકાન પર ચડયો એટલે વીજલો તેને જગ્યા કરી આપતાં બોલ્યોઃ– " બેસો સાહેબ, આ મેં ચોખ્ખી કરી મૂકી છે તે જગા ઉપર. મારી આવી ગંદી ગોબરી દુકાનમાં આપને બેસાડતાં પણ મને શરમ લાગે છે. પણ શું કરૂ ? "

" કંઇ નહિ, મને અહીં બેસતાં શરમ લાગતી નથી. વારૂ પણ અલ્યા પુંજીલાલ તારો ધંધો કેમ ચાલે છે ? "

" ભગવાનની મહેરબાનીથી આઠ દશ આના જેટલું કામ મળે છે. એટલે આપણે મન..."

" અહં. પણ હવે તું પ્રમાણિકપણે ધંધો કરે છેને ? "

" હાસ્તો ભાઇશાબ તે વિના ધંધો ચાલેજ કેમ ? " વીજલો બોલ્યો–" સાહેબ ! લુચ્ચાઇ કે છેતરપીંડી કરવાનું હવે તો મને આવડતુંજ નથી. ભાઇશાબ. ભલભલા મારા ઉપર વિશ્વાસ રાખીને પોતાના બૂટ અહીં મૂકી જાય છે, પણ કોઇની તકરાર થતી નથી. "

" તે તો ઠીક પણ–" શ્રીપતલાલે ગજવામાંથી બીડી કાઢતાં કહ્યું–" લે વીજલા, બીડી પીએ છે કે તું ? "

" ના રે બાપલા, મારા જેવા ગરીબને આવાં વ્યસન હવે કેમ પાલવે ? એ બધી ટેવ તો હવે મારી નાંખીજ છે. "

" તારે મહેનત તો પુષ્કળ કરવી પડતી હશે ? "

" મહેનતનું ભાઇશાબ પૂછવુંજ નહિ. એકાદ દિવસ કામ થોડું મળ્યું તો તો અપવાસજ કરવો પડે. એ તો ઠીક છે કે પેલાં બિચારાં

સરોજબ્હેન વારંવાર મારી ખબર રાખે છે..."

" હજુ પણ તે તને મળે છે કે ?" સરોજનું નામ સાંભળી શ્રીપતલાલે કંઈ કંઈ લાગણીઓ અનુભવતાં પૂછ્યું.

" હા, ભાઇશાબ. બે ચાર રૂપીઆની મદદ મને કોઇ કોઇ વાર તે કરતાં રહે છે."

" એમ ?"

" હા, ભાઇશાબ. એમનાં જેવાં દયાળુ બહેન ભાગ્યેજ કોઇ શેઠીયાને ઘેર જન્મ્યાં હશે. એ કેવાં સુંદર છે ? જાણે લક્ષ્મીજીનો અવતારજ હોયને ! બહુજ દેખાવડાં છે હોં..."

" વારૂ, હવે."

પોતાનું લક્ષ જેના ઉપર ચોટયું હતું તે સુંદરીના સ્વરૂપનાં વખાણ કરનાર આ બદમાશ મોચીડા ઉપર તેને ક્રોધ ચઢયો; પણ પાછો અંતરમાંજ દબાવ્યો.

" મારે તારી પાસેથી કેટલીક વાતો જાણવાની છે."

" હાજી. પણ હું તે આપને શી વાત કહેવાનો હતો ? મારા જેવા અભણ પાસેથી..."

" અલ્યા તું પાંચેક ચોપડી ભણ્યો હતોને ?"

" હા સાહેબ પણ બહુ વરસ થયાં."

" ચોરી લુચ્ચાઇ કરવા માંડી ત્યારથી ભૂલી ગયો હશે તારૂં ભણેલું કેમ ?"

" સાહેબ ! એ દિવસોને સંભારીને મને શરમમાં નાંખશો નહિ." વીજલો બોલ્યો એ મારૂં પહેલાનું જીવતર યાદ આવતાં મને ઘણી વાર કમકમાટી છૂટે છે. શું કરૂં ?"

વીજલાની ગમે તેટલી ચતુરાઇ છતાં શ્રીપતલાલની એમ ખાત્રીજ થયેલી હતી કે તે હજુ પણ લુચ્ચો છે, એટલે તેણે વાત ટુંકામાં પતાવવા માંડી.

" હવે હું પૂછું તેનો જવાબ દે. "

" બોલો બાદશાબ. "

" તારા દોસ્તદાર પેલા દામા ચંબુની યાદ છેને ?"

વીજલાએ હાથ જોડયા. " તેનું નામ કયાં લ્યો છો ? બાદશાબ એ તો હવે પોતાના કરમનું પોટલું બાંધીને ગયો. "

" ઠીક. પણુ તેને વિષે મારે તને પૂછવાનું છે. "

" તેણે શું ગુન્હા કર્યા, તે કયાં રહેતો હતો એવું એવું આપ મને પૂછશો તો હું તેનો કેવી રીતે જવાબ આપી શકીશ ? "

" તારૂં મોં હમણાં બંધ રાખ. " શ્રીપતલાલે કહ્યું. " મારે તેના કુટુંબની માહિતી મેળવવી છે. "

" તેનો છોકરો તો તેની સાથેજ મુઓ. "

" હા. તે વખતે હું હાજરજ હતો. પણ તેની સ્ત્રી "

" તે બિચારી તો ક્યારનીયે મરણ પામી હતી. દામુના પહેલાં દશેક વરસ પર. "

" ખરેખર ? "

" હા સાહેબ, તે તો સુવાવડમાં મરણ પામી એમ દામુ મને કહેતો હતો. વીજલાએ ચલાવ્યું. " તે બાપડીના મરણ પછી દામુ બહુ નિરાશ થઈ ગયો. તેને બહુ લાગ્યું અને એક બે વાર તો આપઘાત કરવાને પણ તૈયાર થઇ ગયેલો પણ મેં અટકાવ્યો હતો. દામુનો એની સ્ત્રી પર બહુ પ્રેમ હતો. સ્ત્રીના મરણ પછી તે ગાંડા જેવો થઇ ગયો અને બહુજ ગુન્હા કરવા લાગ્યો તે આપને ખબરજ છે."

" હા. પણ તે સુવાવડમાં મરણ પામી હોય તો તેનું બાળક કયાં ગયું ? "

" તેને વિષે બે વાત છે. "

" શી ? "

ઘણીજ મુદ્દાની વાત સાંભળવાની મળશે એમ ધારી શ્રીપતલાલ બહુજ ઉત્સુક થયો.

" કોઇ કહે છે કે બાળક મુએલું જન્મ્યું હતું અને કોઇ કહે છે કે જન્મીને બે ત્રણ કલાકમાં મરણ પામ્યું હતું."

શ્રીપતલાલ નિરાશ થયો તોયે પૂછ્યું:–" બાળક એટલે છોકરો હતો કે છોકરી ? "

" કોઇ કહે છે છોકરો, ને કોઇ કહે છે છોકરી. "

" દામુ શું કહેતો હતો ? "

" તેણે તો બાળકને જોયેલું પણ નહિ. "

" હેં ! "

" હા સાહેબ. બાળક દટાયા પછીજ તેને ખબર પડી હતી. "

" ત્યારે તે ખરેખર મરણ પામ્યું હતું ? "

" એમાં શક જેવું નથી. "

" ત્યારે દામુને બીજાં કેટલાં છોકરાં હતાં ? "

" એકજ. પેલો શંકરીઓ. "

શ્રીપતલાલ બહુજ વિચારમાં પડયો. આટલા બધા પ્રશ્ન ઉપરથી પણ કાંઇ આગળ માર્ગ દેખાયો નહિ.

બૂટના તળીયામાં મોતીની સેર ઘુસાડીને જે ઢગલા ઉપર વીજલાએ તે નાંખ્યો હતો તેની પાસેનાજ પાટીઆ ઉપર શ્રીપતલાલ બેઠો હતો. વિચારમાંને વિચારમાં તેની પેલા બૂટ ઉપર નજર પડી, અને કોણ જાણે શાથી તે તેનેજ હાથમાં લઇને રમત કરવા લાગ્યો—આંગળીમાં દોરી ભરાવીને ફેરવવા લાગ્યો.

વીજલાને બહુજ ચિંતા થઇ; તેનો જીવજ ઉડી ગયો. હવે ગમે તેમ કરીને—શ્રીપતલાલને બિલકુલ શંકા જાય નહિ તેવી યુક્તિથી—તેના હાથમાંથી બૂટને છોડવવા માટે તે મનમાં ગડભાંજ કરવા લાગ્યો.

" ત્યારે દામુનું કોઇ સગું હવે જીવતું નથી ? "

" નહિજ. હોય તો દામુ મને કહેતજ...હાં, પણ ભાઇશાબ, એ બૂટ જરા આમ નાંખો તો. "

શ્રીપતલાલે કાંઇ ધ્યાન આપ્યું નહિ. વીજલાની ચિંતા વધી.

" વારૂ. પણ દામુના હાથ ઉપર એક ત્રિશૂળ ફૂટી આવતું હતું તે તને ખબર છે કે ? "

" હા. દામુ કંઇક કહેતો હતો ખરો. "

" શું ? "

" એમ કે એક જાતનું ત્રિશૂળ જેવું ચિહ્ન તેના હાથ ઉપર કોઇ કોઇ વાર દેખાઇ આવતું હતું. એને તેનો બહુ ઝણઝણાટ લાગતો, અને તેથીજ તે ઘણા અપરાધો કરવાને પ્રેરાતો. " થોડીક વાર પછી તે બોલ્યો:-" એવું દામુ મને કહેતો હતો. પણ હું કાંઇ તેવું માનતો નથી...પેલો જૂતો બૂટ, આપના હાથમાં છે તે-અહીં નાંખો તો ભાઇશાબ, હું પણ જરા કામ કરતો જાઉં. વાત કરતાં પણ જો એ પૈસાનું કામ થયું તે ઠીક. "

શ્રીપતલાલે કાંઇજ ધ્યાન આપ્યું નહિ. તે તો તેને આંગળી પર ફેરવેજ ગયો.

" નાંખો સાહેબ, આ બાજુ પર. " વીજનો ફરી બોલ્યો. " આ બધો તમારો કોટ બગડે છે. "

શ્રીપતલાલે હજુ બૂટ છોડયો નહિ.

" તેને કોઇ બહેન કે ફોઇ હતી કે ? "

" કોને ? દામુને ? "

" હા. હા. "

" નારે સાહેબ, તે બિચારો તો નિરાધાર થઇને મારવાડ તરફથી રખડતો આવેલો હતો એમ લાગે છે...પણ જરા મહેરબાની કરીને

પેલો ગંદો જોડો અહીં નાંખો, કે એ ખીલી મારી લઉં ”

“ પેલો તારી પાસે પડ્યો છે તેને તો સાંધ...વીજલા ! હું તને આટલું બધું ચીપી ચીપીને પૂછું છું તેનું કારણ જાણે છે ? ”

વીજલાએ ઉત્સુકતાથી ઉંચું જોયું.

“ આજ કેટલાક દિવસથી મુંબાઇ શહેરમાં દામુના જેવાંજ ત્રિશૂળની નિશાનીવાળાં માણસો ફરે છે એમ મારી ખાત્રી છે. ”

“ હેં ! ”

“ ને–દામુનું ચિહ્‌ન વંશપરંપરા ઉતરતું હતું તે કારણથીજ મારે આટલી ચોકસી કરવી પડે છે. ”

“ અરૂયા, આ બૂટમાં કાંઈ ખખડે છે. ” શ્રીપતલાલને બૂટ ફેરવતાં ફેરવતાં કંઇક અવાજ સંભળાયાથી શંકા આવી. વીજલાના તો હોશકોશ ઉડી ગયા.

“ પુંજીલાલ ! આ બૂટના તળીઆમાં કાંઇ ભારે કાંકરા જેવું દેખાય છે. ”

“ હેં ! શું દેખાય છે ? ”

એમ બોલતો હાથમાં મોટો હથોડો લઇ વીજલો શ્રીપતલાલની પાસે આવ્યો. હવે ઢાંકપીછોડો કરવા જેવો વખત નથી એમ તેને લાગ્યું. શ્રીપતલાલ ડીટેકૂટિવનો ચડવાળો સ્વભાવ તેને અજાણ્યો ન હતો. તે બૂટના ટાંકા ઉખેડવાથી તેમાં શું છે તેની ખાત્રી કર્યા વિના રહેશે નહિ, એમ તેને નક્કી લાગ્યું.

હથોડાના એકજ ફટકાથી શ્રીપતલાલનું મગજ તોડી નાંખી તેનો નિકાલ પતાવી દેવાના વિચારથી વીજલો હથોડો ઉગામવા ગયો અને ઉગામતે પણ ખરો પણ એટલામાંજ–

“ ક્યાં છે ? પુંજીલાલ ! હવે તને કેમ છે ? ”

એમ અવાજ આવ્યો. વીજલાના હાથમાંથી હથોડો પાછળ પડી ગયો. રસ્તા પર દષ્ટિ નાંખી તો કુમારી સરોજિની !

શ્રીપતલાલ સાથે પણ તેની નજર મળી. બન્નેને કાંઇ વિચિત્ર લાગણીઓ થઈ.

" ઓહો ! મી૦ શ્રીપતલાલ ! તમે અહીં ક્યાંથી ? "

" હું અહીં ઘણીવાર આવતો નથી. પણ પુંજીલાલ સાથે મારે જુની ઓળખાણ છે...પણ તમે આ તરફ ક્યાંથી ? "

શ્રીપતલાલ સરોજને જોતાંજ પોતાના પ્રથમના વિચારો ભૂલી ગયો. ' સંશય ભરેલું ખાસડું ' તોડીને પોતાની શંકા દૂર કરવાનો ઉત્સાહ પણ ઉડી ગયો, અને તે બૂટ ઢગલામાં નાખી દુકાનની બહાર આવીને ઉભો. વીજલાએ ઉઠીને તરતજ તેને ઠેકાણે કર્યો.

વીજલો આબાદ બચી ગયો !

" અમે થોડા દિવસ અમારે કોલાબાને બંગલે રહેવા જઇએ છીએ. પેલા નાકા પર મોટર ઉભી છે, વિક્ટોરીઆ ગાર્ડનમાં ફરીને અમે ત્યાં જતાં હતાં, એટલામાં રસ્તામાં મને વિચાર થયો કે લાવ ઉતરીને પુંજીલાલની ખબર લેતી જાઉં...કેમ છે ? પુંજીલાલ ! તને સંધીવા થયો હતો તે ? "

" ઠીક છે, બહેન બા ! આપે દયા કરીને પૈસા આપ્યા તેનાથી દવા કરી એટલે જેમ તેમ કામ કરી શકું છું. "

" તો હવે દવા મૂકી દીધી ? "

" હાસ્તો, બા ! "

" ના, ના, તું હજુ દવા કર. લે તારે જોઇએ તો આ પાંચ રૂપીઆ બીજા. ડાકટરને આપીને ચોકકસ દવા લેજે. "

એમ કહી સરોજે પાંચ રૂપીઆની નોટ ફેંકી.

" આપ તો બહુ દયાળુ છો બહેન બા ! પણ મને લેતાં શરમ લાગે છે." નોટ ઉપાડી લેતાં વીજલો બોલ્યો. " પણ હું શું કરૂં ? હાલ મારી પાસે પૈસા નથી..."

" કંઇ ફીકર નહિ. તું માત્ર પ્રમાણિકપણે ચાલજે, અને બીડમાં

હોય ત્યારે હંમેશાં મારી પાસે મદદ માગજો. ”

શ્રીપતલાલ તો સરોજની આવી દયાળુ વૃત્તિ જોઈ સ્તબ્ધજ થઈ ગયો. સરોજ તેના તરફ વળી.

“ ચાલો. ત્યારે મી. શ્રીપતલાલ ! હું રજા લઉં છું. મોટર પણ વાટ જુએ છે. ”

“ મારે પણ હવે અહીં કાંઇ કામ નથી. હું તમને ત્યાં સુધી મૂકવા આવીશ. ”

શ્રીપતલાલ મોટર સુધી ગયો. મોટરમાં નંદનબા અને માણેક બેઠાં હતાં. શ્રીપતલાલને જોઇ માણેક ભય પામી. નંદનબાએ શ્રીપતને કોલાબાને બંગલે આવવા આમંત્રણ આપ્યું તે તેને ન ગમ્યું.

અંતે સર્વ છૂટાં પડયાં.

## ૧૪

## પંડિતજીની પેટી !

પોતાની દુકાન પરથી શ્રીપતલાલનાં પનોતાં પગલાં ઉતરતાં વીજલાને કેટલો અનંદ થયો હશે ! તેણે એકદમ છૂટકારાનો શ્વાસ મૂકયો. આજે પોતે એક મહા સંકટમાંથી છૂટયો એમ તેને લાગ્યું, અને તેને માટે સરોજિનીનો અંતઃકરણથી ઉપકાર માનવા લાગ્યો. સરોજે આપેલી પાંચ રૂપીયાની નોટની તેને મન ઝાઝી કીંમત ન હતી, પણ તેના આગમનથી એક કટોકટીના પ્રસંગે પોતાનું રક્ષણ થયું તેથી એનું મન દ્રવ્યું.

ભય શમી જતાં તેણે તરત ખડનું તળીયું ઉખેડી, તેમાંથી મોતીની શેર કાઢી. અંદર જઇ પેટીની પાછળની જમીન પરનો એક પત્થર ઉખેડયો. તેની નીચે તેણે આવી વસ્તુઓ મૂકવા માટે એક મોટો ખાડો કરી રાખ્યો હતો તેમાં તે મૂકી પાછું હતું તેમ કરી દીધું.

બીજલાને દુકાનમાં ધ્યાન રાખવાની સૂચના આપી તે બહાર

નીકળ્યો. નાકા ઉપર પબ્લીક ટેલીફોન હતો ત્યાં જઇ બે આના નાંખી ભૂંગળું હાથમાં લીધું.

" એલાવ. એલાવ. નંબર ૩૪૫."

" ઠહેરો. કામમેં હય " જવાબ આવ્યો.

થોડીવારે ઑપરેટરે નંબર ૩૪૫ સાથે કનેકશન કરી આપ્યું. ગ્રાંટરોડ આગળ રહેતી ચંદા નામની વીજલાની ઓળખીતી એક બાઇનો એ નંબર હતો. વીજલાએ તેની સાથે વાત કરવા માંડી.

" કોણ ?"

" હું પુંજીલાલ... તું હમણાં શું કરે છે ? મારી દુકાને આવી જાય તો ઠીક.

" હું કામમાં છું, મારાથી અવાય એમ નથી."

" કામ ઘણુંજ જરૂરનું છે. ગમે તેમ કરીને આવ. તારા લાભનીજ વાત કરવાની છે."

" ઠીક. હું પા કલાક પછી આવું છું."

ટેલીફોન પડતો મૂકી વીજલો દુકાન પર આવ્યો અને પોતાનું કામ કરવા લાગ્યો. થોડીવારમાં એક વિકટોરીઆ ત્યાં આવી ઉભી. ચંદા તેમાંથી ઉતરી અને વીજલાની દુકાન પર ચઢી.

ચંદા આશરે ચોવીસ વર્ષની હશે. તેનો વર્ણ કાળાશ પડતો હતો; પરંતુ મોંનો ઘાટ દેખાવડો અને આકર્ષક હતો. શરીરનો બાંધો મધ્યમ અને આંખો ચળકાટવાળી—સુરમાના નિયમિત અંજનને લીધે તેજસ્વી દેખાતી હતી. તેનો પોશાક કીંમતી તો નહિજ પણ ઘણા ભભકદાર રંગોવાળો હતો. તેના ઉપર લગાડેલું ખોટું જરીઆન સહજ ઉતરી ગયેલું હતું. તેની પોશાક પહેરવાની ચતુરાઇ પરથી તેણે પહેલાં કોઈ નાટક કંપનીમાં નોકરી કરી હોય એમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું, બોલવામાં કોઇ કોઈ વાર નાટકી છટા આવી જતી હતી. પરંતુ સામાન્ય રીતે તે દરેક પંક્તિના મનુષ્યની ભાષા ચતુ-

રાખથી બોલી શકતી–ટુંકામાં તે કોઇપણ ટોળામાં ભળી શકતી.

ચાકુબની પેઠે ચંદા પણ વીજલાનું એક જાયુકનું ઘરાક હતું. તેનો સર્વ ચોરાઉ માલ વીજલા પાસેજ આવતો, અને તે પણ તેને પોતાનું કામ કરવાની તકો શોધી આપતો.

વીજલાએ તેને સ્વાગત આપ્યું. પ્રથમ થોડીક આડીઅવળી વાત થયા પછી બંને ધીમે ધીમે બોલવા લાગ્યાં.

" તારે જલદીથી નીકળવું પડશે. વીજલાએ કહ્યું-

" કેમ ? ક્યાં જવાનું છે ? "

" શિકાર છે. "

ક્યાં–તે તો કહે ? "

વીજલાએ વાત બદલી. " ચંદા ! આજકાલ શહેરમાં ત્રિશૂળાકાર કલંકની કેટલી બધી ગપ ઉડે છે તે તને ખબર છે ? "

" મને તો એટલું ખબર છે કે પેલા બાપ દીકરો મરણ પામ્યા..." ચંદાએ કહ્યું.

" એ તો સૌ જાણે છે. "

" ત્યારે બીજું શું છે ? "

" એ બાપ દીકરા સિવાય હજુ મુંબાઇ શહેરમાં ત્રિશૂળની નિશાનીવાળાં કેટલાંક માણસો નજરે ચડે છે. "

" હેં ! એ કેમ બને ? દામુ તો કહેતો હતો કે મારા ઔરસ છોકરામાંજ એ કલંક ઉતરશે અને એને શંકરીઆ સિવાય બીજું કોઇ ન હતું તે તો આપણે જાણીએજ છીએ ! "

" તે ખરૂં. પણ આ પણ ખરૂં છે. "

" તને કોણે કહ્યું ? "

" હમણાં શ્રીપત ડીટેકૂટિવ અહીં આવી ગયો તેણે મને તો કહ્યું. "

" શું ખરી વાત હશે ? "

તે ખરી હોય કે ખોટી તેમાં આપણા બાપનું શું ગયું ? આપણે તો તેમાંથી ફાયદો થતો હોય તો કરી લેવા ચૂકવું નહિ. "

" એટલે ? "

" મેં એક યુક્તિ ઘડી રાખી છે. આખું પોલિસખાતું આ ત્રિશૂળના કલંકની વાત માનતું હશે એટલે મારી યુક્તિ પ્રમાણે તું ચાલે તો જમ્બરો હાથ વાગે ખરો. તારે જરા સાહસ ખેડવું પડે." વીજલાએ કહ્યું.

" તેને માટે તો હું તૈયાર છું."

" ત્યારે સાંભળ. આજે રાત્રે કાલાબા આગળ દ્વારકાંદાસ શેઠના બંગલામાં ટી–પાર્ટીનો ઉત્સવ છે. ત્યાં અનેક મોટા મોટા ઘરનાં સ્ત્રી પુરૂષો આવશે. તેમના શરીર પર અસંખ્ય કીમતી દાગીના પણ હશે. એ ઠેકાણે તારે જઇને ભળી જવું અને આ ત્રિશૂળના કલંકનો ઉપયોગ કરવો."

એમ બોલતાં બોલતાં પુંજીલાલે એક નાની ડબ્બી કાઢી તેમાંથી એક જાતનો કાળો મલમ પોતાની આંગળી પર લઇ તેણે ચંદાના ડાબા હાથ પર લગાડી તે મલમથી એક ત્રિશૂળનો આકાર કાઢયો.

" આ તો બરાબર દામુના ચિહ્‌ન જેવું દેખાય છે !" ચંદા આશ્ચર્યથી બોલી ઉઠી.

" હાસ્તો. લે આ ડબડી તારી સાથે લઈ જા અને જ્યારે કાંઈ હાથ લાગવાનો સંભવ હોય ત્યારે આવો તિલકનો આકાર ચીતરી દેવો...અને પછી રૂમાલ વડે ભૂંસી નાંખવું." એમ કહી વીજલાએ તે ચિહ્‌ન ભૂસી નાંખ્યું.

" ઠીક."

" પછી દાગીના ચોરાયાની બૂમ ઉઠશે, ત્યારે ઘરવાળા દરેક સ્ત્રીનો હાથ તપાસીને બહાર જવા દેશે. તે વખતે તને હરકત નડશે નહિ."

" શાબાશ. તને આ સુંદર રીત જડી છે. આ ડાબડી ક્યાંથી મેળવી ? "

" ચોર બજારમાંથી."

થોડીક બીજી ગટપટ કરી બન્ને છૂટાં પડયાં. ચંદા કાબડી થઈ ગઇ.

કોલાબાના બંગલાના દિવાનખાનામાં નંદનબા, સરોજ વગેરે બેઠાં હતાં. માણેકગૌરી કાંઇક જરૂરના કામ માટે શહેરમાં ગઇ હતી. ત્યાં એક માણસ હેંડબીલ વહેંચતો હતો, તેની પાસેથી મેળવેલું હેંડબીલ માણેક સર્વને દેખાડતી હતી.

તે હેંડબીલમાં નીચે પ્રમાણે લખ્યું હતું:–

" કલકત્તાના પ્રસિદ્ધ વિજ્ઞાન–શાસ્ત્રી વિદ્યાસાગર પંડિતનો છોકરો સદાનંદ પંડિત પોતાના બાપની અપાર સંપત્તિ તથા માલમિલકતને મોજશોખમાં ઉડાવી દઇ ખાલીખમ્મ થયેલો હમણાં મુંબાઈમાં આવ્યો છે, તેની પાસે શાસ્ત્રીજીની એક સીલબંધ પેટી છે–જેમાં યુદ્ધને ઉપયોગી એક નવિન વિનાશકારક કળાની શોધ તથા તેને લગતા સર્વ પ્રયોગો વગેરેની સપ્રમાણુ માહિતીના કાગળીઆ ભરેલા છે. સદાનંદ પાસે હવે વેચવા માટે તે પેટી સિવાય બીજું કાંઈ રહ્યું નથી, તેથી તે પેટી તેણે વેચવા કાઢી છે. જે પેટી માટે તેને દશ હજાર રૂપીયા જોઇએ છે અને એક જર્મન વિજ્ઞાની તેને ગુપ્તપણે ખરીદ કરવાનો છે એમ કહેવાય છે."

હેંડબીલ વંચાઇ રહ્યા પછી તે ઉપર ચર્ચા થવા લાગી.

" આવું તે કોણે છપાવ્યું હશે ?" નંદનબાએ આશ્ચર્ય પામતાં ઉદ્‌ગાર કાઢયા.

" તે તો ખબર નથી. અંદર લખ્યું પણ નથી."

ગમે તેણે છપાવ્યું હોય પણ વાત તો ખરી લાગે છે."

" જો એ ખરી વાત હોય અને તે કળામાં એકાદ પ્રાણઘાતક યુક્તિ હોય તો તે પારકા દેશવાળા હાથ જાય, અને તેમાં પણ આપણા શત્રુ જેવા જર્મનને હાથ જાય તે તો ઘણુંજ ખરાબ !" માણેકે કહ્યું.

" હારતો. "

" તેમ થાય તો આ લડાઇમાં આપણાં હજુ કેટલાં માણસ મરશે ને લડાઇનો અંત ક્યારે આવશે તે પણ કહી શકાય નહિ. આપણા અસંખ્ય શૂરવીર શિખ સિપાઇઓ માર્યા જશે; અને તેમની માતાઓ, બહેનો, સ્ત્રીઓ વગેરેને કેટલું દુઃખ થશે! અરેરે!"

સરોજિની આ વાત સાંભળતીજ હતી. માશીના શબ્દોથી તેની આંખમાં આંસુ આવ્યાં. તેના હાથ ઉપર ઝણઝણાટ લાગવા માંડ્યો.

માણેક આગળ બોલવા લાગી-" એવી વિનાશકારક વસ્તુના વ્યવહાર વિરૂદ્ધ સરકારે કાયદો કાઢવોજ જોઇએ. "

" એમાં સરકાર શું કરે ?" નંદનબાએ ઉપાય સૂચવતાં કહ્યું. આપણા દેશી ભાઇઓમાંથીજ કોઇએ તે પેટી વેચાતી લઇને તેનો જર્મન સામે ઉપયોગ કરવો જોઇએ. "

" પણ તેમ કરવા કોઇ તૈયાર થાય ત્યારે ને ! " માણેક-ગૌરીએ કહ્યું-" એટલી પેટીને માટે દશ હજાર રૂપીઆ કોણ આપે ? અને વળી તેના ઉપર સેંકડો રૂપીઆ ખર્ચીને પ્રયોગો કરીને કળા શિખવાની ! "

સરોજ કાંઇ બોલી નહિ. જર્મન વિજ્ઞાની તે પેટી ખરીદી લે તો આપણા દેશી ભાઇઓને કેટલું સહન કરવું પડે, તેમજ આપણા વીર યોદ્ધાઓનાં લોહીનો તથા તેમનાં પ્રેમીજનોનાં હૃદયનો કેટલો ભોગ આપવો પડે તે વિચારમાંજ એનું મન પરોવાયું હતું.

તે એકાએક ઉઠીને પોતાના ખંડમાં ગઇ. ત્યાં શાંતપણે વિચાર કરવા લાગી, તો ગમે તેમ કરીને પણ સદાનંદ પંડિતને પોતાનો હાથ બતાવવો જોઇએ એજ વિચાર તેના મનમાં ઉભરાવા લાગ્યો. તેના હાથ પરની ઝણઝણાટ વધતાં જોયું તો પેલું માદક ત્રિશૂળ દેખાવા લાગ્યું હતું ! સરોજ ગભરાઇ. તેણે તે વિધ્વંસક પેટીના વિચાર છોડી દેવાનો ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ નિષ્ફળ.

અને તરત સમુદ્ર કિનારે એકાંતમાં ફરવા જવાનો વિચાર કર્યો. સાથે સાથે પોતાની પાસેના કાળા બુરખાની તથા ઝભ્ભાની પણ વ્યવસ્થા થઇ શકશે, એમ ધારી તે ઉઠી અને ખીંટી પર લટકી રહેલી દક્ષણી ફેશનની ધુપછાંય સાડી પહેરી લીધી. પેલાં બે વસ્ત્રની પણ એક પોટકી બાંધી લીધી. પાછળને બારણેથી બહાર નીકળી તે સમુદ્ર કિનારે ગઇ.

સમુદ્ર પરની ખુલ્લી હવામાં ફરતાં સરોજનું મન કંઇક શાંત થયું. બુરખાને નાંખતાં પોતાને કોઇ જુએ નહિ એટલા માટે સરોજે આગળ ચાલવા માંડયું. તે છેક કોલાબા દીવાદાંડીની સામે લગભગ આવી પહોંચી, ત્યારે સમુદ્રકિનારા ઉપર એક જુની ઝુંપડી તેના જોવામાં આવી.

તે ઝુંપડી પાતરાંથી આચ્છાદિત કરેલી હતી. સમુદ્રની દિશા પર એક નાની બારી હતી અને બીજી બાજુ પર એક દ્વાર હતું, આસપાસ ઝાડો હતાં.

ત્યાં માણસોની બિલકુલ આવ જા ન હતી. એ સ્થાન મારે કામ સાધવાને અનુકૂળ થઇ પડશે એમ ધારી સરોજ તે ઝુંપડીની પાસે આવી. ઝુંપડીમાં કોઇ ગરીબ મજુર રહેતો હશે એવી ધારણાથી તેણે નિર્ભયપણે પોટલી છોડી. પાસેજ એક મોટો પાંચશેરેક વજનનો પથરો પડયો હતો તે લઇ તેણે પોટલીમાં બાંધ્યો.

પાણી પર તરે નહિ તેટલું ભારે વજન થયું. પોટલી લઇ પગમાંથી સપાટ ઉતારી સરોજ પાણીમાં ઉતરી અને થોડેક ચાલી તે તેમાં પધરાવી દીધી !

તે સમુદ્રને તળીયે જઇ બેઠી.

પોતાની સપાટ પહેરવા માટે સરોજ પાછી ઝુંપડી પાસે આવી. સપાટ પહેરીને તે પાછી ફરતી હતી એટલામાં ઝુંપડીમાં નીચે પ્રમાણે વાતચિત થતી તેને સંભળાઇ.

" ત્યારે તમે શું કહોછો ? "

" જુઓ સાહેબ, એ કાંઈ બજારનો માલ નથી, તેની કીમત વજન, દરદામ કાંઈ ઠરી શકે એમ નથી. તમને જો જરૂર હોય તો મેં માગી તે કીંમત આપીને પેટી લ્યો નહિતો પછી મને બીજાં ઘરાક મળશે. "

" પંડિતજી! તમારૂં કહેવું મને બધુંયે સમજાય છે, આ કાંઈ બજારની શાકભાજી નથી તે પણ ખરૂં છે, પણ મને એકવાર એ પેટી ઉઘાડીને અંદરના કાગળ જોવા દો તો માલમ પડે કે તેની કીંમત કેટલે સુધીની છે..."

" વાહવાજી વાહવા ! "

" કેમ ? "

" તમે મને મૂર્ખો ધારોછો કે શું ? હું એકવાર કાગળો બતાઉં એટલે પછી તેમાંની યુકિત યાદ રાખીને મારા કાગળોને નકામા ઠરાવો અને જાતે પ્રયોગો કરી કળાને શોધી કાઢો. શાબાશ તમારી અક્કલ!"

માણેકમારશીએ કરેલી વાત સરોજને પાછી યાદ આવી, અને ઉપરની વાતચિતનો પૂર્વભાગ આપોઆપ એને સમજાયો. આ પેટીના સોદો આવી નિર્જન ઝુંપડીમાં થાય છે તે જોઇ એને આશ્ચર્ય લાગ્યું; પરંતુ પોતે જે કેસને ભૂલવા ઇચ્છતી હતી તે કુદરતી રીતેજ પોતાની સામે આવી ઉભો રહે છે તે જોઇ તેને એથી પણ વધારે આશ્ચર્ય લાગ્યું.

" મારે હાથે આ વિષે કાંઇક થવુંજ જોઇએ એવી ઈશ્વરી ઇચ્છા દેખાય છે " સરોજે કહ્યું.

ઝુંપડીની વધુ પાસે તે ગઇ. બારીમાંથી ડોકીયું તો ન થયું કારણ કે તેને લોખંડી ગજીઆ મારેલા હતા; પરંતુ તેમાં હાથ જઇ શકે એમ હતું. બારીની પાસેજ એક નાના સ્ટુલ ઉપર પુસ્તકના આકારની એક લોઢાની પેટી, એક સ્ટેંપનો કાગળ તથા ખડીઓ કલમ પડેલાં હતાં. બારીમાંથી હાથ ઘાલીને તે સહેલાઇથી ઉઠાવી શકાય એમ હતું.

એક બાજુ પર બે ગૃહસ્થો—એક સાહેબ ને બીજો બંગાળી બેઠા હતા. તેમનું ધ્યાન વાતમાં ગુંથાઇ ગયેલું હતું. સરોજે ઠીક લાગ જોયો.

તે ધીમે ધીમે ઝુંપડીના દ્વાર પાસે ગઇ. તે અંદરથી દીધેલું હતું. તેને સરોજે બહારથી સાંકળ ચઢાવી દીધી. બારી પાસે પાછી આવી તે લાગ જોવા લાગી.

પોતાનું મોં દેખાય નહિ તેવી રીતે સરોજે ઘુમટો તાણ્યો—મોં ઢાંકી દીધું. તેણે સાડી દક્ષણી ફેશનથી પહેરી હતી એટલે બને હાથ છુટા હતા. લાગ મળતાં સરોજે પોતાનો ડાબો હાથ બારીમાં નાંખ્યો અને પુસ્તકાકાર પેટી ઉપાડી.

એટલામાં પંડિતજીની નજર તે ઉપર પડી. પોતાની કીંમતી પેટી ઉપર કોઇનો હાથ જોઇ તે દોડતો ત્યાં આવ્યો અને સરોજનો ડાબો હાથ જોરથી પકડી રાખ્યો. સરોજનું કલંક એ વખતે કેટલું ખીલ્યું હશે તેનો વાંચક તારેજ વિચાર કરી લેવો.

" ચોર ! ચોર ! સાહેબ ! દોડો દોડો. "

" કોણ ! શું છે ! " સાહેબ ચમક્યો.

" અરે આ પેટી ચોરે છે, કોઇ બદમાસ સ્ત્રી. સાહેબ દોડો તમે બહાર જઇ ને હરામખોરને પકડો, હું અહીં હાથ ઝાલી રાખું છું. "

પંડિતજીએ સરોજનો કોમળ ડાબો હાથ જે અત્યારે લોખંડ જેવો કઠણ બની ગયો હતો તે જોરથી ઝાલી રાખ્યો. જર્મન સાહેબ બારણું ઉઘાડવા ગયો, પણ તે તો બહારથી બંધ કરેલું હતું. એટલામાં સરોજે જમણા હાથે પોતાની વેણીમાં શણગાર તરીકે ખોસેલો સોયો કાઢી એકદમ પંડિતજીના હાથ પર ઘોચ્યો પંડિતજીને અસહ્ય વેદના થતાં તેની પકડ નરમ પડી, અને પેટી સાથે સરોજનો હાથ છટકી ગયો—અદૃશ્ય થઇ ગયો.

સરોજ સડસડાટ ચાલી નીકળી. સદાનંદે બારીમાંથી જોયું તો ધૂપછાંય રંગની સાડી પહેરેલી એક દક્ષણી સ્ત્રી ઝપાટાબંધ જતી હતી.

તે તરતજ દોડતો સાહેબને બારણું ઉઘાડવામાં મદદ કરવા ગયો.

સરોજે કિનારા પર માણસોની આવ જા ન હોય તેવે ઠેકાણે એકાદ ખડકની પાછળ જઇ તે પેટી સમુદ્રમાં ફેંકી દીધી. તે પાણીને તળીએ જઇ બેઠી, અને શ્રીમાન્ શાસ્ત્રી વિદ્યાસાગરજીની અનહદ મહેનત અને જ્ઞાનના ફળ ઉપર એક ક્ષણમાં પાણી ફરી વળ્યું ! અને વમળનાં ચકરાં ફેલાઈ શાંત થઇ ગયાં, તે જોઈ સરોજનું મન પણ શાંત થઇ ગયું.

તેણે પોતાના હાથ તરફ જોયું, તો ત્રિશૂળનું ચિહ્ન અદૃશ્ય થઇ ગયું હતું. ઉલ્લાસથી સરોજે પોતાના હાથ ઉપર ચુંબન કર્યું, અને પોતાના હાથે અસંખ્ય નિર્દોષ દેશી જનોનો નાશ થતો અટક્યો તે માટે પ્રભુનો આભાર માનવા લાગી.

આમતેમ ફરતાં સરોજે એક માછીને હોડી છોડતાં જોયો. તેની પાસે જઈ તે પૂછવા લાગી.

" અગ, કોઈ જનો રે ? "

" દાંડીલા. "

તે માછી દીવાદાંડી તરફ જતો હતો. સરોજને ઘણા દિવસથી કોલાબાની દીવાદાંડી જોવાનું મન હતું. આ માછીની સાથેજ ભાડું કરાવીને તે હોડીમાં બેસી ગઈ

## ૧૫

## ખાટું મિઠું આમંત્રણ !

આ તરફ પંડિતજી અને સાહેબ બંનેએ મળીને ધક્કા મુક્કી કરી ઝુંપડીનું બારણું ભાંગ્યું. પંડિત ફુંફાટા મારતો બહાર આવ્યો અને ચારે તરફ જોયું, પણ કોઇ દેખાયું નહિ.

" અરેરે, હવે શું થશે ? "

સદાનંદના હોશકોશ ઉડી ગયા. તેને આખું જગત શૂન્ય જેવું

લાગવા માંડ્યું, એટલી એકની એક કીંમતી પેટી તેની પાસે જતા, તે જતાં હવે પોતાનું શું થશે તે માટે તે ગભરાટમાં પડયો.

સાહેબ તેને ધીરજ આપવા લાગ્યો.

" બાબુ ! એમ ગભરાઓ નહિ. આપણે પોલિસમાં વર્દી આપીશું એટલે તેને તરત પત્તો લાગશે. આપણે જાતે પણ ચોરને પકડવાની તજવીજ કરીએ; આટલા વખતમાં તે કાંઇ બહુ દૂર નાશી ગઇ નહિ હોય. તમે તેની કાંઇ નિશાની જાણો છો ?"

" હા. તે એક દક્ષણી સ્રી હતી..."

" એટલી નિશાની પરથી શું પત્તો લાગે ! "

" અને તેણે ધુપછાંય રંગની સાડી પહેરેલી હતી, તે મેં બારીમાંથી જોયું હતું. "

" ઘણીએ દક્ષણી સ્રી ધુપછાંય સાડી પહેરે છે. તેમાંથી આ પેટીના ચોર કેમ ઓળખાશે ?"

" મને બીજી પણ એક નિશાની યાદ આવે છે. "

" શું ? "

" તેણે જ્યારે પેટીની સાથે હાથ ખેંચી લીધો ત્યારે તેના હાથ ઉપર એક ત્રિશુળાકારને લગતી હકીકત ઘણું અઠવાડીયાંથી પેપરોમાં વાંચી હતી, અને એ નિશાનીવાળાં માણસો ઘણુંજ આબાદ ચોર હોય છે એમ ખાત્રી હતી.

" કેમ સાહેબ ! ત્રિશળની નિશાનીની વાત સાંભળતાં વારજ તમે આટલા બધા ચકિત કેમ થઈ ગયા ! તમે તે વિષે કાંઇ વધુ જાણો છો ! "

સાહેબે પોતે વાંચી હતી તે વાત સંભળાવી. સદાનંદને એથી તો વધારેજ ભય લાગ્યો.

" ત્યારે હવે શું કરવું ! "

" કોઇ સારા ડિટેક્ટિવને–અરે, ઠીક યાદ આવ્યું: શ્રીપતલાલ

નામનો એક ગુજરાતી ડીટેક્ટિવ આ નિશાનીવાળા બધા કેસની શોધ કરે છે એમ પેપરમાં હતું તેને—ખબર આપો..."

"શું શ્રીપતલાલ ગુર્જર તેની શોધ કરે છે ?" પંડિતે પૂછ્યું.

"હા કેમ !"

"એ તો મારા જૂના મિત્ર છે. જ્યારે એ કલકત્તામાં આવ્યા હતા ત્યારની અમારે મિત્રાચારી થઇ છે...હું તરત તેમને ખબર આપીશ."

એમ વિચાર કરી બંને પાસેની ટેલીફોન ઑફીસમાં ગયા. શ્રીપતલાલને તરત આવવા માટે ટેલીફોનથી ખબર આપી પાછા કિનારા પર આવી, ધુપછાંય રંગની સાડી પહેરનાર દક્ષણી સ્ત્રીની તેઓ શોધ કરવા લાગ્યા.

સંધ્યાકાળનો વખત હતો. એટલે અસંખ્ય શોખીન સ્ત્રીપુરૂષોનો ત્યાં મેળો ભરાયો હતો. સદાનંદ પંડિત અને તેનો જર્મન સાથીદાર એ સર્વમાં તપાસ કરતા તીક્ષ્ણ દૃષ્ટિથી નિહાળતા ફરવા લાગ્યા. એકાદ ધુપછાંય સાડી પહેરેલી દખણણ નજરે પડતી, કે પંડિતજી ઝટ તેની પાસે દોડી જતા અને તેનો હાથ પકડી તે પર ત્રિશૂળની નિશાની છે કે નહિ તે તપાસતા. નિશાની ન દેખાતાં પાછા નિરાશ થઈ તેને છોડી દેતા.

પ્રથમ તેણે જે બે ત્રણ સ્ત્રીઓ જોઇ તે વૃદ્ધ અને પુખ્ત વયની હતી. તેઓને પંડિતજીના આવા અસભ્ય વર્તનથી ઘણો ક્રોધ ઉપજ્યો—પરંતુ તે કોઇ ગાંડો અથવા ચસ્કેલ હશે, એમ ધારી તેમણે કાંઇ હોહા કરી નહિ. એટલામાં એક ચોથી તરૂણ તાતીપણ ધુપછાંય સાડી પહેરેલી આમ તેમ ફરતી તેની દૃષ્ટિએ પડી. સદાનંદ તરત તેની પાસે દોડયો અને હાથ પકડયો. પેલીએ તો ગભરાઇને બૂમ બરાડા પાડવા માંડયા. હાથ પર ત્રિશૂળની નિશાની ન જોઇ એટલે હાથ પડતો મૂકયો. પણ એટલામાંજ તે યુવતિનો પતિ જે તેની સા-

હેજ ચાલતો હતો, પણ પોતાનીજ ધુનમાં ડુબી ગયેલા સદાનંદની નજરે દેખાયો ન હતો તેણે ઝટ પંડિતનો હાથ ઝાલ્યો, અને "પોલિસ, પોલિસ," એમ બૂમ મારવા મંડી ગયો.

એક કોન્સ્ટેબલ પાસેજ ઉભો હતો, તે તરત દોડતો આવ્યો.

"કાય ઝાલં કાય ગડબડ આહે ?"

"હા રાસ્કલાનીં માઝી બાયકોચં અપમાન કેલં." પેલા તાતીઆએ કહ્યું. "હરામખોર. બદમાશ આહે."

એક ક્ષણમાં સો બસો તમાસગીર માણસોનું ટોળું ભેગું થઇ ગયું. અને કોઇ કંઈ તો કોઇ કંઈ બૂમબરાડા પાડવા લાગ્યા, કેટલાક ગુજરાતી જુવાનીઆ "શું થયું, અલ્યા તાતીઆ, કાય ઝાલા ?" કહીને મોટેથી પૂછવા લાગ્યા. કેટલાક "પેલીનો હાથ આણે ઝાલ્યો— પેલી રહી—ઓલી રહી." એમ આંગળી કરી કરીને બતાવવા લાગ્યા; તેમ તેમ તે બિચારી વધારે ગભરાવા લાગી. આ ટોળામાંથી જેમ બને તેમ વહેલું છુટાય તે માટે "બરં જાઉન દ્યા આતાં." એમ કહીને તે ચાલવાનો પ્રયત્ન કરવા લાગી, પણ પોલિસદાદા હાથ લાગેલો શિકાર છોડવા ખુશી ન હતા. પેલો જર્મન સાહેબ, જે આ વખતે ટોળા પાસે આવી પહોંચ્યા હતો, તે અંદર આવવાનો પ્રયત્ન કરી રહ્યો હતો.

પોલિસે પંડિતજીને દમ બીડાવ્યો.

"કાયરે બદમાશ, દિવસાઢવળ્યા, છતક્યા ગર્દીત અસા હલકટ પણા કરાવયાસ તુલા લાજ નાહીં વાટલી ? ચલ ઠાણ્યાવર તુલા તુરંગાત નેઉન અડકવિતો ?" એમ કહી તેનો હાથ ખેંચ્યો.

એટલામાં પેલો સાહેબ ત્યાં દાખલ થયો, "એ ગૃહસ્થ બદમાસ નથી. જમાદાર એનો બહુ કીંમતી માલ ચોરાયો છે તેની તે તપાસ કરે છે."

સાહેબની ટોપી પહેરેલો માણુસ આ બદમાસની ભલામણ કરતો આવેલો જોઇ સિપાઈ નરમ થઇ ગયો. પંડિતજીએ પણ કહ્યું—

"અરે જમાદાર ! હું કહું તે તો સાંભળી લ્યો. હું પ્રસિદ્ધ શાસ્ત્રી વિદ્યાસાગર પંડિતનો છોકરો છું..."

આસપાસ ઉભેલા લોકો ખડખડ હસવા લાગ્યા.

"મારૂં નામ સદાનંદ પંડિત. મારા વડીલની એક કીંમતી પેટી હમણાંજ જોતજોતામાં એક ધુપછાંય સાડી પહેરલી દક્ષણી સ્ત્રી ઉડાવીને ચાલતી થઇ છે. તે આટલામાંજ હશે એમ ધારી હું તપાસ કરતો હતો."

"પણ પંડિતજી ! ધુપછાંય સાડી તર સધળાં બાયકાં નેસતાત." પોલિસે કહ્યું. "ત્યાંચં કાય ?"

"તેની એક બીજી પણ નિશાની યાદ છે." સાહેબે કહ્યું.

"હા. તેના ડાબા હાથ પર એક ત્રિશળની નિશાની હતી." સદાનંદે કહ્યું.

"હેં !" પોલિસ ભડકયો. "ત્રિશળ ! અહો પંડિતજી ! તરી તુમ્હી તિલા સોડલી કશાલા ?"

પોતાના હાથ પર સોય જેવી એક વસ્તુનો ઘા કરીને તે બાઇ નાશી ગઇ હતી તે બધું પંડિતજીએ સમજાવ્યું, અને સાહેબે સાક્ષી પૂરી.

"ઠીક આહે ચલા."

પોલિસ, પંડિત અને સાહેબ ત્રણે જણે ચોકી તરફ ચાલવા માંડયું. પેલો તાતીઓ પણ અંતે બધો ખુલાસો થતાં પંડિતને ક્ષમા આપી પોતાની સ્ત્રીનો હાથ બગલમાં મારી ( એમાં કાંઇ અતિશયોક્તિ નથી ! ) ચાલતો થયો.

× × × × ×

સંધ્યાકાળ થઇ ગયો હતો. બી. બી. એન્ડ સી. આઇ રેલ્વેની લોકલટ્રેનો એક પછી એક તડામાર છૂટતી હતી. દરેક નાનાં નાનાં સ્ટેશન પર પણ માણુસોની પુષ્કળ ભીડ થતી હતી.

ચર્નીરોડના અપ પ્લેટફાર્મ ઉપર ડીટેક્ટિવ શ્રીપતલાલ આંટા મારી રહ્યો હતો, પોતાની જુની ઓળખાણુવાળા કલકત્તા ના મિત્ર સદાનંદ પંડિતજી સંકટમાં આવી પડયા હતા (વાંચકો તે જાણે છેજ) તેમણે ટેલીફોન દ્વારા પોતાને કોલાબે બોલાવ્યો હતો.

ટ્રેન આવી પહોંચી. થર્ડક્લાસનો એક ડબ્બો શ્રીપતલાલ ઉભો હતો ત્યાંજ આવી રહ્યો. શ્રીપત તેમાં ચઢી બેઠો, પરંતુ જો તે વિચારમાં ન હોત અને આખો ડબ્બો ધ્યાનથી જોયો હોત તો માલમ પડતે કે એજ ડબ્બાના એક કંપાર્ટમેન્ટમાં ચંદા (વિજલા મોચીની કાયમની આસામી) બેઠી હતી.

તેણે શ્રીપતલાલને જોયો. પ્રથમ તો તે ગભરાઈ, પણ શ્રીપત પોતાની તરફ પૂંઠ કરીને બેઠો એટલે એને કાંઇક શાંતિ વળી. અજબ જેવું તો એ હતું કે ટ્રેન કોલાબા પહોંચી ત્યાં સુધીમાં પણ શ્રીપતલાલે ઊંચું ફેરવી તેની તરફ જોયું નહિ.

કોલાબા ઉતરીને ચંદા તો પોતાનું પોટકું લઇ બીજે રસ્તે થઇને સપાટાબંધ ચાલતી થઇ. શ્રીપતલાલને સ્ટેશનની બહાર નીકળતાંજ પેલી ત્રિપુટીનો ભેટો થયો—પોલિસ, પંડિત અને જર્મન સાહેબ.

શ્રીપતલાલને જોઇ સદાનંદ પંડિતને બહુજ આનંદ થયો. એક બીજાની પૂછપરછ થયા પછી શ્રીપતલાલે જમાદારને કહ્યું:—" નાયક ! હવે એ બન્ને ગૃહસ્થો મારા તાબામાં છે, એટલે તમારે એમની સાથે રહેવાની જરૂર નથી. બન્ને મારી ઓળખાણુવાળા છે, માટે ફીકર કરવી નહિ. "

શ્રીપતલાલના એવા શબ્દો સાંભળી જમાદાર બંનેનો ચાર્જ તેમને સોંપી ચાલતો થયો.

" ચાલો, ત્યારે મને ગુન્હાનું ઠેકાણું બતાવો. "

ત્રણે સમુદ્ર કિનારા તરફ પાછા આવ્યા. પંડિતજીએ ઝુંપડીની પાસે આવી તેની બારી, બારણાં, લોખંડના ગજ ઇત્યાદિ બારીકીથી બતાવ્યું, અને સાહેબે જે બન્યું હતું તેનું અથેતિ વર્ણન કરી સંભળાવ્યું. શ્રીપતલાલ ઝુંપડીની આસપાસ ફરી ઘણુંજ સૂક્ષ્મ નિરીક્ષણ કરવા લાગ્યો: પરંતુ કાંઇ પત્તો લાગ્યો નહિ.

ત્યાંથી પાછા ફર્યા. જતાં જતાં શ્રીપતલાલ પંડિતજીને સ્મિતપૂર્વક પૂછવા લાગ્યો:–" પણ તમને ખાત્રી છે કે તે સ્ત્રીના હાથ ઉપર ડાઘ દેખાયો હતો ? "

" હા. હા. મોટા આંધળાને પણ દેખાય એવો–દેખાયો હતો. "

" અને તે ત્રિશૂળના આકારનોજ હતો ? "

" હાજી, મને તે ચોકૂખો તેવોજ આકાર દેખાયો હતો. હજુ પણ મારી દૃષ્ટિ સમક્ષ તે તરતો હોય એમ લાગે છે ! "

એટલામાં સંધ્યાકાળના ઝાંખા પ્રકાશમાં પંડિતજીએ એક હોડી કોલાબાની દીવાદાંડી તરફથી આવતી જોઇ. તેમાં કોણ હતું ?

એક ધૂપછાંવ સાડીવાળી બાઇ !

પંડિતજીની આંખો અનિમિષ દૃષ્ટિએ તેની તરફ જોવા લાગી. હોડી કિનારે આવીને છૂટી અને અંદરથી સરોજ ઉતરી. પંડિતજી તેની પાસે દોડી ગયા, " અરે આજ રહી તે બદમા......"

આગળ તેનાથી બોલી શકાયું નહિ. કારણ કે ચોરી કરનાર તો એક દક્ષણી બાઇ હતી અને આ તો કોઇ ગુજરાતી સ્ત્રી છે તે જોઇ તે ખમચાયો. શ્રીપતલાલની અને સરોજની દૃષ્ટિ મળી.

" ઓહો, મિસ સરોજ ! તમે હોડીમાં બેસીને સમુદ્ર સહેલ કરવા ગયાં હતાં કે શું ? "

" હા...પણ આ ગૃહસ્થ મને બદમાશ કેમ કહે છે ? હું તો

તેને જોઇનેજ ગભરાઇ ગઈ છું..." સરોજે ગભરાટનો ઢોંગ કરતાં કહ્યું.

અંતે પંડિતજીએ સરોજની ક્ષમા માગી. શ્રીપતલાલે તેમની વચ્ચે પરિચય કરાવ્યો, અને શામાટે પંડિતજીએ એવા અસભ્ય ઉદ્ગાર કાઢયા હતા તે સમજાવ્યું. સરોજે ઉદાર વૃત્તિથી (!) પંડિતને ક્ષમા આપી–પણ પોતે રસ્તામાં દક્ષણી વેશનો ગુજરાતી વેશ કર્યો હતો તે ન કહ્યું.

વાતમાં વાત નીકળી કે, "આજ રાત્રે દ્વારકાંદાસ શેઠને બંગલે ટીપાર્ટીનો ઉત્સવ છે, એટલે મારે ત્યાં જવાનું છે." સરોજે કહ્યું. "તમને તે દિવસે બાએ કહ્યું, ત્યાર પછી તમે એક વાર પણ અમારે બંગલે આવ્યા નથી, હોં."

શ્રીપતલાલ ઉત્તર આપતાં ગુંચવાયો. "આવવાનું હું ઘણુંયે મન કરૂં છું, પણ–"

"પણ તમને કાંઇ અમારા જેવા સાથે સમય ગુમાવવાનું પાલવે ?" સરોજે ટોળ કરી અધુરૂં વાક્ય પૂર્ણ કર્યું.

"ના. ના. એમ શું બોલો છો ?" શ્રીપત જાણે ગળગળો થઇ ગયો. "તમારા જેવા સુશિક્ષિત, સુશીલ જનોના સહવાસમાં રહેવાનું કોને ન ગમે ?"

"ત્યારે આવતા કેમ નથી ?"

શ્રીપતે જવાબ ન આપ્યો.

"આજે આવો ત્યારે. આપણે સર્વ સાથે ઉત્સવમાં જઇશું." સરોજે કહ્યું.

"આજે તો મારાથી......"

"ના તે નહિ ચાલે. આજે તો આવવુંજ પડશે. સાડા નવ વાગે અમે તમારી વાટ જોઇશું હોં."

શ્રીપતલાલથી ફરી ના કહી શકાઇ નહિ.

"ત્યારે નક્કી આવજો હોં. અમે અમારી વાટ જોઇશુંજ. નહિ

આવશો તો હું પછી તમારી સાથે નહિ બોલું. ”

છેલ્લા શબ્દો બોલતાં સરોજે શ્રીપતલાલ તરફ એક વિચિત્ર આકર્ષક કટાક્ષ કર્યું. “ ના. હું ત્યારે તો નક્કી આવીશ. ” એમ શ્રીપત ક્યારે બોલ્યો તેનું એને પોતાને પણ ભાન રહ્યું નહિ.

આમ પેટીની ચોરી તો બાજુએ રહી, અને શ્રીપતલાલને ખારૂં મિઠું આમંત્રણ મળ્યું !

## ૧૬

## “ અરેરે, આમાંથી કયારે છુટાશે ? ”

સાંજે વાળુ કર્યા પછી સરોજ પોતાની ઓરડીમાં આવી ટીપાર્ટીના ઉત્સવમાં જવાને તૈયારી કરવા લાગી. ટેબલ પાસેના એક મોટા આરસા પાસે ઉભી રહીને તેણે પોલકું સજ્યું, માથાની વેણી ઠીક કરી, ગુંદીઆ કુંકુનો ગોળમટોળ ચાંલ્લો કર્યો અને સાદું સ્વચ્છ ઝીણું અંબર પહેરી લીધું.

પછી આરસા સામે આવીને ઉભી રહી. આજે તેણે વિશેષ શણગાર કર્યો હતો, તેથી પોતે વધારે સુંદર દેખાતી હશે એમ તેને લાગ્યું: પણ આરસામાં પ્રતિબિંબ જોઇ તે બોલી ઉઠી:–“છટ્, વધારે કીંમતી પોશાક પહેરવાથી કાંઇ વધારે રૂપાળાં દેખાવાતું નથી...”

“ એમકે ? ”

એ અવાજ કયા કંઠમાંથી આવ્યો હશે ? વાંચનાર !

આજે રાત્રે પાટણવાળા દ્વારકાંદાસ શેઠને ત્યાં ટીપાર્ટીનો ઉત્સવ છે એમ પ્રથમ કહ્યુંજ છે. દ્વારકાંદાસ શેઠ એક મોટા ઝવેરી હતા. તેમની પેઢીમાં દર વર્ષે કરોડો રૂપીઆની ઉથલ પાથલ થતી, અને તેને અંગે શેઠને સાહેબ લોકો સાથે પણ સારો સંબંધ હતો. ટીપાર્ટીનો ઉત્સવ કેટલેક અંશે સાહેબ લોકના બોલ ( Ball ) જેવો થવાનો હતો. કેટલીક મોટા ઘરની પારસણો અને મડમો પણ તેમાં હાજરી

આપવાની હતી.

શેઠને ત્યાં એક મોટા બંગલામાં ઉત્સવને માટે પુષ્કળ તૈયારીઓ થઇ રહી હતી. રમત ગમતનાં અનેક દેશી અને પરદેશી સાધનો—પાનાં, પીંગપોંગ, શેતરંજ, ચેસ, ઇત્યાદિ એક દિવાનખાનામાં ભેગાં કરવામાં આવ્યાં હતાં. એક ઓરડામાં ખાનપાનની સ્વાદિષ્ટ વાનીઓ, મેવો, ચાહ, સોડાલેમન વગેરે તૈયાર મૂકેલાં હતાં. એક ખંડમાં જુદી જુદી વ્યક્તિઓને બક્ષિસ આપવા માટે ફેશનેબલ વસ્તુઓ ટેબલ પર ગોઠવી રાખેલી હતી. નાનાં બાળકોને રસ પડે તેવી પણ કેટલીક રમવાની તેમજ ખાવાની વસ્તુઓ ભેગી કરેલી હતી.

હશે. બાકીનું પછી જોઇશું.

"કેમ, ક્યાં જવાની તૈયારી કરી?" માશીએ ભાણેજને પૂછ્યું.

"આજે ટીપાર્ટીનો મેળાવડો છે તે તને ખબર નથી?"

"ક્યાં?"

"પાટણવાળા શેઠને ત્યાં. આજે ઇન્વીટેશન—કાર્ડ આવ્યું હતું તે તો તેંજ વાંચ્યું હતું, માશી!" સરોજે કહ્યું.

"અરે હા! હું ભૂલી ગઇ. પાટણવાળા દ્વારકાંદાસ શેઠનો કાર્ડ હતો. ચાલ હું પણ તારી સાથે આવવાને તૈયારી કરૂં..."

"અરે વાહ!"

"કેમ? હસે છે કેમ?" માશીએ પૂછ્યું.

"તને હવે ઘરડે ઘડપણ શું શોખ થાય છે! તું એ મેળાવડામાં આવીને શું કરીશ? ત્યાં તો બધા રમત ગમત કરશે. તને કોઇ હરિકીર્તન કે ભજન સંભળાવવાનું નથી. માશી!"

"તે શું રમત ગમત જોઉં નહિ?" માશીએ કહ્યું, "વળી તું એકલી જાય, તે મને ચિંતા નહિ થાય? તારી સંભાળ લેવા માટે..."

"તે હું શું નાની કીકી છું કે હજી મારી સંભાળ લેવી પડે? વળી હું કાંઇ એકલી જતી નથી."

"બા આવે છે સાથે ?"

"હા. તેથીજ કહું છું કે તારે આવવાની અગત્ય નથી, માશી!"

"તોયે મને રમતગમત જોવાનું મન છે એટલે હું તો સાથે આવીશજ."

"ભલે આવ, ત્યારે." સરોજ બોલી. "પણ તું ફુલવાળી ઓઢણી ઓઢવાની છે કે પટાનો સાળુ ?"

"એમ મશ્કરી ન કર. સરોજ !"

"વારૂ, ત્યારે ટાઈમ કયારનો છે ?"

"સાડા નવ; સ્ટાન્ડ ટાઇમ."

"અત્યારે પોણા નવ તો થવા આવ્યા છે, માટે આપણે જલદી જવું જોઇએ. બા શું કરે છે ?"

"હમણાંજ દિવાનખાનામાંથી પોતાના ખંડમાં ગયાં. હું ધારૂં છું કે તે પણ તૈયારીજ કરતાં હશે."

"ત્યારે આવવાની હોય તો તું પણ તૈયારી કરશે કે નહિ ?" સરોજે પૂછ્યું.

"મારે તૈયારી ઝાઝી કરવાની નથી. વારૂ તેં આજે પેલો ચંદનહાર કેમ પહેર્યો નથી ?"

"ત્યાં ઘણાં માણસ ભેગાં થશે અને ગડબડાટમાં કોઇના દાગીના ખોવાય પણ ખરા, એવા ભયથી મેં આજે તે પહેર્યો નથી."

"દાગીના ખોવાય એ બ્હીક તો હંમેશની છે, તેથી શું આપણે તે પહેરવા નહિ ?"

"અને ચોરાય પણ ખરા."

"છટ, છટ, તેમાં શું થઇ ગયું ? સરોજ ! તું આટલી કંજુસ કયારથી થઈ ? લે પહેર."

એમ કહી માણેકમાશી ટેબલ પર પડેલો ચંદનહાર લઇ સરોજને પહેરાવવા લાગી. એટલામાં બૂમ પડી.

"સરોજ ! સરોજ ! ચાલ; કેટલી વાર છે હજુ ?"

"આ હમણાંજ ઉતરૂં છું બા." સરોજે ઉત્તર આપ્યો.

હાર પહેરાવાઇ રહ્યો.

"જો, માશી! બા એટલામાં તૈયાર પણ થઇ ગયાં હવે ચાલ જલદી તું પણ." ચંદનહાર બરોબર પહેરાયો છે કે નહિ તે જોવાને આયના સામે ઉભી રહેતી સરોજ બોલી.

તું નીચે જા, સરોજ, એટલામાં હું આવું છું."

"સરોજ નીચે ગઇ. નંદનબા તૈયાર થઇ દ્વાર આગળ ઉભાં હતાં અને બહાર મોટર વાટ જોયાં કરતી હતી.

"તનેયે તૈયાર થતાં કેટલી વાર લાગે છે?" બાએ કહ્યું. "ચાલ. હવે ઉતાવળે, સવાનવ થયા."

"હું શું કરૂં? બા! માસી આવવાને તૈયાર થાય છે, તેથી મને વાર લાગી."

"શું? માશી પણ આવે છે?"

"હા" સરોજે કહ્યું. "મેં તો ના કહી હતી, પણ—"

"હશે, આવવા દો, એ પણ ત્યાં જોશે તો ખરીને."

એટલામાં માણેક તૈયાર થઇને ઉતરી. ત્રણેને લઇને મોટર ભાં-ભાં કરતી ચાલવા લાગી. તે ઠેઠ જ્યાં નવલરંગી ધનાઢ્ય લોકોનો મેળો મળ્યો હતો, જ્યાં પુર્ણ ભભકામાં રોશની કરી દેવામાં આવી હતી, જ્યાં મિઠાઈ અને ગંડેરીવાળાની બૂમો સંભળાતી હતી, તેવે સ્થળે દ્વારકાંદાસ શેઠને બંગલે જઇને ઉભી. દરવાજા આગળ શેઠ અને શેઠાણી બંને આગતને સ્વાગત આપવા માટે ઉભાં હતા. એક ભૈયાએ મોટરનું બારણું ઉઘાડયું, એટલે ત્રણે ઉતર્યાં. શેઠાણી તેમને આવકાર આપીને અંદર લઇ ગયાં. નંદનબા શેઠાણીની સાથે વાતચિત કરવા લાગ્યાં. સરોજ અને માણેક આમ તેમ ફરવા અને જોવા લાગ્યાં.

ત્યાં પુષ્કળ સ્ત્રીઓ ભેગી થઇ હતી. કેટલાક પુરૂષો પણ આવ્યા હતા. તેમને બેસવા માટે અલગ ગોઠવણ કરી હતી. નાની બાળકીઓ

અને યુવતિઓ સૌ પોતપોતાને અનુકૂળ રમત ગમતમાં લીન થઇ ગઈ હતી. સરોજની કેટલીક સખીઓ–બહેનપણીઓ પણ આવી હતી. સરોજ તેમના તરફ જોતી હતી, એટલામાં માણેકમાશીએ તેના ખભા પર હાથ મૂક્યો.

" કેમ ! "

" પેલું કોણ છે ? જોયું ? "

" હં. એ તો શ્રીપતલાલ. તે આવ્યા છે ? ચાલો ઠીક થયું ! "

" ઠીક શું થયું ? "

" મેંજ એમને અહીં આવવાનું આમંત્રણ આપ્યું હતું. તે આપણા કરતાં વહેલા આવ્યા લાગે છે..."

" તેં એને આમંત્રણ આપ્યું હતું ? સરોજ ! આ તું શું કરવા બેઠી છે ?..."

" કેમ, માશી ! શું કર્યું મેં ? "

" ત્યારે શું. હાથે કરીને શા માટે પગમાં કુહાડો મારે છે ? એની સાથે સંબંધ રાખેલો કોઇ વાર નડશે. મને તો બહુજ ચિંતા થાય છે. એ પોલિસનું માણસ. તેની ઉપર ભરોસો કેમ રખાય ? વળી તે તારા ઉપર તો શંકા રાખીને..."

" તને કોણે કહ્યું માશી ! કે એ મારા ઉપર સંશય રાખે છે ? " સરોજે માશીને આગળ બોલાવા ન દેતાં પૂછ્યું.

" કહેવાનું કોણ હતું ? પણ એનું વર્તનજ એવું છે. જો, અત્યારે પણ એ કેવી વહેમી દૃષ્ટિથી તારા તરફ જૂએ છે ! "

" નારે, માશી ! એતો મને પોતાની પાસે બોલાવવા માટે ઇશારત કરે છે. લે, જરા હું એ શું કહે છે તે સાંભળી આવું. " એમ કહી સરોજે શ્રીપતલાલ બેઠો હતો તે તરફ જવા માંડ્યું.

" મારૂં કહ્યું માન, ત્યાં નહિ જા..."

પણ માશીના શબ્દો તેના મોંમાંજ રહી ગયા. સરોજ શ્રીપત-

લાલ પાસે જઇ વાતમાં પડી. અંતે માશી થાકીને બાજુ પર પડેલા એક કોચ ઉપર બેસી ગઇ, અને પાસે રમત ગમતમાં લીન થયેલી છોકરીઓના તરફ જોવા લાગી.

ત્યાં એક સ્ત્રી આવી હતી. તેણે કાળી ચંદ્રકળા લીલી રેશમી ચોળી અને માથે ગુલાબના ગજરા પહેરેલા હતા. કપાળમાં સૌભાગ્ય ચિહ્ન કાઢેલું, અને પગમાં મખમલની સપાટ હતી. આમ તેમ તે ફરતી પણ તેનું કોઇ ઓળખીતું ત્યાં હોય એમ લાગતું ન હતું. કારણ કે તેને કોઇ બોલાવતું ન હતું: જો કે તે જાતે સર્વમાં ભળવાને પ્રયત્ન કર્યા કરતી.

તેના શરીર પર દાગીના ઝાઝા ન હતા, તોયે તેનો ઠાઠમાઠ, વર્તન, બોલવું, નેત્રના ચમકાર, વગેરે અત્યંત નાટકીય લાગતાં હતાં; અને એટલા ઉપરથીજ પ્રસિદ્ધ નટી મીસ ચંદા વાંચક વર્ગને ઓળખાઇ આવીજ હશે.

ઘણો સમય રમત ગમત ચાલ્યા પછી બાળાઓ થાકી ગઇ; એટલે ઠેકાણે ઠેકાણે ટોળે મળી વાતો કરવા લાગી. કેટલીક સોડા, લેમન, મધુરો શરાબ—ગભરાઇશ નહિ. વાંચનાર ! આપણા હિંદુઓનાજ ઘણા દ્રવ્યવાન ઘરની સ્ત્રીઓને શરાબ જીરવવાની સારી પ્રેક્ટીસ પડેલી હોય છે, એટલે તેમને ભારે પડે એવો ભય રાખવાની તારે જરૂર નથી—વગે નો ઉપયોગ કરવા લાગી.

સરોજ અને શ્રીપતલાલ એક બારી આગળ ઉભાં રહીને કોણ જાણે શાયે વાતો કરતાં હતાં. માણેક માશીને વખત જતો ગયો તેમ તેમ નિદ્રા આવવા લાગી.

“ મારી તો આંખો ઘેરાય છે, સરોજ ! ”

પણ સરોજ સાંભળે એટલી પાસે ન હતી.

માશી ઉઠીને બીજી એક નાની ઓરડીમાં ગઇ. એ ઓરડી તે દિવસે વપરાતી ન હતી અને તેમાં દીવા કરવામાં આવ્યો ન હતો.

થોડુંક ફરનીચર આમ તેમ પડ્યું હતું એક ખૂણામાં આરામ ખુરશી પડી હતી તે પર માશીએ પડતું નાંખ્યું, અને થોડીજ વારમાં ગાઢ નિદ્રા પામી.

મધ્ય રાત્રી થઇ એટલે દિવાનખાનામાં પણ ઘણી બાળાઓ ઘોરવા લાગી. કેટલીક તો પોતાને સ્થાને ચાલી ગઇ હતી, પરંતુ શેઠાણીની સાથે ઘરવટ જેવો સંબંધ ધરાવવાના અભિમાનવાળી સ્ત્રીઓ ત્યાંજ રાત્રિ પસાર કરવાનું માન મેળવવા રહી હતી.

મીસ ચંદાને શિકાર કરવાની એજ તક હતી. તે માણેકગૌરી સુતી હતી તે ઓરડીમાં ગઈ. પહેલાંથીજ કહ્યું છે કે માણેકગૌરીની આરામ ખુરશી એક અંધારા ખૂણામાં પડી હતી, એટલે ચંદાને તે ઓરડી બિલકુલ જનશૂન્ય લાગી.

તેણે નિડરતાથી પોતાની પાસેની મેંશની દાબડી કાઢી. પીંછી અને રંગની શીશી તેણે સાથેજ રાખી હતી. ડાબા હાથ પર પ્રથમ રંગથી બરોબર ત્રિશૂળાકાર કાઢયો. તેને સૂકાવા દઇ, ઉપર મેંશની ભૂકી ભભરાવી તેને ચીંથરાથી દાબી રાખ્યો કે બે મીનીટમાંજ ત્રિશુળનું ચિહ્ન બરોબર સરોજના જેવુંજ ખીલી આવ્યું.

તે લાંછન તૈયાર થતાં ચંદા પોતાનાં સાહિત્યોને એક ગોખલામાં સંતાડી દઇ ધીમે ધીમે દિવાનખાનામાં આવી. પ્રથમ તો એક તીક્ષ્ણ દૃષ્ટિપાતથી તેણે જોઇ લીધું કે ઘોરતી યુવતિઓમાંથી કોઇ જાગૃત છે ખરી ? ખાત્રી થતાંજ મીસ ચંદાએ પોતાનું કામ ચલાવવા માંડ્યું. એક અણીદાર કાચનો ટુકડો તેના ડાબા હાથમાં હતો. તે વડે ખીસ્સું, દોરી, કસ, વગેરે જે કાપવું હોય તે માલિકને ખબર પણ પડે નહિ એવી ગુપ્ત રીતે તે કાપી શકતી.

બે ચાર બાળાની ડોકમાંની કંઠીઓ મેળવવામાં ચંદા સફળ થઇ, પણ એક પાંચમી સ્ત્રી, જે એક ખુરશી ઉપર નિદિધ્યાસનમાં પડેલી હતી તેની ઉપર પોતાનો કાચ અજમાવવામાં ચંદા સપડાઈ.

તેના ગળામાં એક કીંમતી મોતીનો હાર હતો. ચંદાનો હાથ તેને લાગતાં બાઇ ચમકી.

" એ. એ..."

પણ હજુ તેનું નિદિધ્યાસન પૂર્ણ ભાગ્યું ન હતું. ચંદાએ ચાલાકી વાપરી. પોતાના હાથ પરનો કૃત્રિમ ' ત્રિશૂળાકાર ' તેની દૃષ્ટિ સમક્ષ ધરી દીધો અને હાથ પાછો ખેંચી લઇ વીજળીને વેગે પેલી ઓરડીમાં પાછી ભરાઈ ગઈ. પેલી સ્ત્રી એટલામાં પૂરી જાગૃત થઇ ' ત્રિશૂળાકાર ' જોઇને તે ભડકીજ હતી. તેણે પોતાની ખુરશીની પાછળ નજર કરી તો ત્યાં કોઇ ન હતું; પણ તે ઉભી થઇ કે તરતજ તેની ડોકમાંનો તૂટેલો હાર સરી પડયો.

' ચોરી ' ની બૂમ પડી. આખા બંગલામાં હો હો થઇ રહી. ઉંઘમાં પડેલી સર્વ સ્ત્રીઓ ચોરની બૂમ સાંભળી ચમકી ઉઠી. તપાસ કરતાં બીજી પણ કેટલીક બાઇઓના દાગીના ગયેલા માલમ પડયા.

સરોજ અને શ્રીપતલાલ પંડિતજીની પેટી ચોરાયાની વાત કરતાં અટકયાં. હોહા થયેલી જોઇ બારી પડતી મૂકી તેઓ ત્યાં આવ્યાં. શેઠ દ્વારકાંદાસ પણ ત્યાં આવી પહોંચ્યા. શ્રીપતલાલે જેનો હાર તૂટયો હતો તે સ્ત્રીને શાંત પાડીને સર્વ હકીકત પૂછવા માંડી. તેની વાત પરથી માલમ પડયું, કે ચોર એક સ્ત્રીજ છે.

" પણ તેની ખાત્રી શું ? " શ્રીપતલાલે પૂછયું.

" તેણે ગળાને હાથ લગાડયો, ત્યારે તેની બંગડીનો ખખડાટ મને સંભળાયો હતો. વળી તેણે મને હાથ બતાવ્યો તે પર એક કાળું ત્રિશૂળ હતું..."

" હેં ! કાળું ત્રીશૂળ ? " શ્રીપતલાલ ચમકયો.

" હા. ઝાંખા કાળા રંગનું દેખાતું હતું..."

" ત્રિશૂળાકાર ! ! " આસપાસ ફરી વળેલાં બધાંનાં મોંમાંથી એક સાથે ઉદ્ગાર નીકળ્યા.

"હા. તેજ. તેજ."

શ્રીપતલાલને વળી આ નવું કામ આવ્યું. પોતાને ઘેર આવેલા પરોણામાંથી કોઇનું કાંઈ ચોરાય, એ પોતાનેજ લાંછન રૂપ છે એમ દ્વારકાંદાસ શેઠને લાગ્યું, તેથી તેમણે શ્રીપતલાલને આ ચોરને પકડવાને આગ્રહ પૂર્વક વિનંતિ કરી. શ્રીપતલાલે પણ શેઠને ધીરજ આપી. પરંતુ આ ગુન્હેગાર પકડાશે કે નહિ તેની તેને પોતાને પણ ખાત્રી ન હતી. મનમાં તે બબડયોઃ—

" અરેરે, આમાંથી કયારે છૂટાશે ! "

૬૭

## ચોરટીનો કાન!

આ તરફ માણેકગૌરી ઉંઘતી હતી તે ઓરડીમાં મીસ ચંદા પાછી આવી. એ વખતે સામેની એક ઓરડીમાં દીવો સળગેલો હોવાથી ચંદા ઉભી હતી ત્યાં થોડું થોડું અજવાળું આવતું હતું. તે ઝાંખા પ્રકાશમાં ચંદાએ પોતાના હાથ પરના કૃત્રિમ લાંછન પર એક નાની શીશીમાંથી ટરપેન્ટાઇન લગાડયું, અને પછી એક નાની ચીંથરી વડે ઘસીને લુછી નાંખતાં હાથ સાફ–હતો તેવો–થઇ ગયો. ચીંથરી અંધારા ખૂણામાં ફેંકી દીધી.

ચોરીના શ્રમ પડતાં મીસ ચંદા ભય પામીજ હતી. ગભરાટમાં તેને બીજું કાંઇ ભાન ન હતું; પણ જો તેણે ધ્યાન આપ્યું હોત તો માલમ પડતે કે તે રૂમમાં પોતાના સિવાય બીજું પણ કોઇ હતું— અથવા ચોરના ઉપર ઇશ્વરની આંખ હતીજ !

માણેકગૌરીની આંખ મળેલી હતી તે પાપી પોતાનું પાપકર્મ કરવાને આવતાંજ સહજ ઉઘડી. પ્રથમ તો તેને એ બધું સ્વપ્ન હશે એમ લાગ્યું–તો પણ તેને ખાત્રી થઇ નહિ. પોતે, ચંદાના બહાર ગયા પછી, તેને પેલી ચીંથરી યાદ આવી. તે ઝટ ઉઠીને ખૂણામાં ફંફોળવા

લાગી. ચીંથરી હાથમાં આવતાં તેને ખાત્રી થઈ કે પોતે જે કાંઇ જોયું હતું તે સ્વપ્ન તો નહોતુંજ.

ચીંથરી કાળા રંગ અને ટરપેન્ટાઇનથી ખરડાએલી હતી. આ-ણેકૌરીએ ચંદાનો ચહેરો જોયો હતો. પરંતુ તેણે જે કૃત્રિમ ત્રિશૂળ બનાવ્યું તેમાં તેનો ઉદ્દેશ શું હશે અને તેનું પરિણામ શું આવશે તેની તેને સમજ પડી નહોતી. તે પાછી ખુરશીમાં પડી વિચાર કરવા લાગી.

કોનાં કોનાં ઘરેણાં ચોરાયાં છે તેની સર્વ હકીકત શ્રીપતલાલે પોતાની ડાયરીમાં નોંધી લીધી. પછી સર્વ સ્ત્રીઓ પોતપોતાને ઘેર જવાને તૈયાર થઇ, તે વખતે શ્રીપતલાલે સરોજની પાસે જઇ ધીમે સાદે કહ્યું:–" આ તપાસના કામમાં મને થોડી મદદ કરશો ? "

" મદદ ! હું તમને શી મદદ કરીશ ? "

" કરી શકો એમ હો તો કરશોને ? "

" અલબત્ત. એમાં ના કેમ કહેવાય ? " સરોજે મોઢું મલકા-વતાં કહ્યું. " બોલો મારે કેવી રીતે તમને મદદ કરવી ? "

" તમારે બીજું કાંઇ કરવાનું નથી. શેઠાણી સર્વ પરોણાને વિદાયની રજા આપવાને દરવાજા આગળ ઉભાં છે તેમની પાસે જઇને તમે ઉભાં રહો અને દરેક બહાર જતી સ્ત્રીના હાથ ઉપર બારીકીથી નજર રાખો. તેમ કરતાં કોઇ પણ સ્ત્રીના હાથ ઉપર કાળું લાંછન હોવાનો તમને શક આવે તો બેધડક તેનો હાથ પકડો અને ખરેખર લાંછન હોય તો તેની મને સૂચના આપજો. હું અહીંજ બાજુ પર ઉભો છું. "

" ઠીક. "

પોતાના જેવાજ લાંછનવાળી બીજી કેટલી સ્ત્રીઓ મુંબાઇ શહે-રમાં હશે ? તે વિચારે આશ્ચર્ય પામતી સરોજ દરવાજા આગળ શે-ઠાણી ઉભાં હતાં તેમની પાસે જઇને ઉભી. બહાર જનારી દરેક સ્ત્રીના ડાબા હાથ તરફ તીક્ષ્ણ દૃષ્ટિ તે રાખી રહી.

પરંતુ એક એક સ્ત્રી નીકળી ગયા છતાં સરોજને કોઈના પણ હાથ પર લાંછન હોવાની શંકા આવી નહિ. જો કે તેણે નિહાળવામાં પોતાની ફરજ પૂરી બજાવી હતી. ક્યાંથી સંશય આવે ? બનાવટી ત્રિશૂળાકારવાળી બાઈએ તો તે ક્યારનું ભૂંસી નાંખ્યું હતું. શ્રીપતલાલ અત્યંત નિરાશ થયો.

એટલામાં માણેકગૌરી પેલી ઓરડીમાંથી બહાર દિવાનખાનામાં આવી. સઘળી સ્ત્રીઓને જતી રહેલી જોઇ તેને બહુ આશ્ચર્ય લાગ્યું. " સરોજ મને મૂકીને તો જતી રહી નહિ હોય ! "

પણ ના. એટલામાંજ એક બારી પાસે ઉભાં રહેલાં નંદનબા ઉપર તેની નજર પડી. માણેક તેની પાસે ગઇ.

" સઘળાં ગયાં કે શું ? "

" હા. હમણાંજ ગયાં. "

" ત્યારે આપણે હજુ કેમ અહીં...સરોજ ક્યાં છે ? "

" પેલી દરવાજા આગળ ઉભી છે. " નંદનબાએ દરવાજા તરફ આંગળી કરીને કહ્યું, " આપણે જરા મોડાં જઇશું, એમ ઉતાવળમાં કહીને તે ત્યાં જઇ ઉભી. એટલે હું અહીં એની વાટ જોઉં છું. તેને કારણ પૂછવાનો પણ મને વખત મળે તે પહેલાં તો એ દોડી ગઈ... પણ તું આટલો વખત ક્યાં હતી ? "

" પેલી ઓરડીમાં ! "

" ત્યાં શું કરતી હતી ? "

" ઉંઘ આવી હતી મને..."

" અરે વાહરે ! એટલામાં અહીં શું શું થઇ ગયું તેનું તને કાંઈ ભાન છે કે ? "

" શું થયું હતું ? "

" અરે કેટલી બધી ગડબડ થઇ; ચાર પાંચ છોકરીઓના

દાગીના લૂંટયા, ચોરાયા, તેની તપાસ થઈ, હોહો થઇ, અને તેં ત્યાં ઉધ્યાજ કર્યું ? "

" ચોરી થઇ ! કોણે ચોરી કરી ?" માણેક અત્યંત આશ્ચર્યમાં ડૂબતી પૂછવા લાગી.

" કોઈ ત્રિશૂળની નિશાનીવાળી સ્રીએ..."

" હેં ! ત્રિશૂળની નિશાનીવાળી સ્રીએ ? "

" હા. કંઇક એવીજ બૂમ ઉડી છે.

માણેકગૌરીને કાંઇક યાદ આવ્યું હોય તેમ ઉત્સાહ આવ્યો. તે એકદમ સરોજ ઉભી હતી ત્યાં પહોંચી. તેનો હાથ ઝાલી એક બાજુ પર લઇ ગઇ, અને પોતે અર્ધજાગૃતાવસ્થામાં પેલી ઓરડીમાં જે જોયું હતું તે બધુંયે સરોજના કાનમાં કહી દીધું.

" તું આ શું કહે છે ? માશી ! " સરોજ તે સાંભળી આશ્ચર્યથી બોલી, " તેં આવું જોયું તો તરત તેને પકડાવી કેમ નહિ ?"

" મને શું ખબર કે તેનો ચોરીનો ઉદ્દેશ હશે ?"

" વારૂ, હવે ઠીક. હું શ્રીપતલાલને એ કહું......"

" ના. ના. " એકદમ સરોજને આગળ બોલતી અટકાવી તેને શ્રીપતલાલ તરફ જતાં પાછી ખેંચી રાખી. ગભરાતી માશી બોલી, " સરોજ! એને કહીશ નહિ. સરોજ ! તું સમજતી નથી ? આવું ગાંડપણ..."

પણ સરોજ–પોતાનીજ અક્કલને અનુસરનારી સરોજ, માશીનું સાંભળવા ઉભી ન રહી. તેણે તરતજ શ્રીપતલાલને બધી હકીકત સંભળાવી દીધી. તેને પણ અત્યંત આશ્ચર્ય લાગ્યું. માણેકગૌરીને તેણે કેટલાક પ્રશ્નો પૂછ્યા, અને તે બિચારીને તેના ઉત્તરો આપવા પડયા. જે ઓરડીમાં તે ચોરટી સ્રીએ પોતાનું કામ કર્યું હતું ત્યાં જઇને શ્રીપતલાલે તપાસ કરી, તો પેલી રંગની ચોંસરી હાથ લાગી. આથી સર્વની ખાત્રી થઇ કે ત્રિશૂળની નિશાની બનાવટી હતી. શ્રીપતલાલે

તે બાઇનો ચહેરો કેવો હતો તે માણેકગૌરીને પૂછી લીધું.

પછી શ્રીપતલાલે શેઠ અને શેઠાણીને મળીને આજે આવેલા પરોણામાં કોઇ અપરિચિત વ્યક્તિ હતી કે નહિ, તેની ખબર મેળવી, તો માલમ પડયું કે કાળી ચંદ્રકળા પહેરેલી એક સ્ત્રીને કોઇ ઓળખતું ન હતું. તેને કોઇએ ખાસ આમંત્રણ આપેલું ન હતું; પરંતુ તે કોઇના તરફથી–કોઇના પરોણા તરીકે આવેલી હશે એમ માની કોઇએ તેની પડપૂછ કરી નહોતી.

એ પરથી શ્રીપતલાલે ધાર્યું કે એ સ્ત્રી કોલાબામાં રહેનારી નહિજ હોય, અને તેથી તેને રેલ્વે માર્ગે શહેરમાં જવું પડશે, કારણ કે આટલી રાત્રે તે ટ્રામની વાટ જોતી બેસે એવી મૂર્ખી નહિ હોય, એમ ધારી શ્રીપતલાલે સ્ટેશન પર જઇને તેને પકડવાનો વિચાર કર્યો.

તે સરોજની પાસે પાછો આવ્યો.

" સરોજ બહેન ! "–એ શબ્દો બોલતાં તેની જીભ કંઇક અચકાતી હતી–" તમે અને માશીએ મને આજે બહુજ મદદ કરી છે, તે માટે હું તમારો અત્યંત આભારી થયો છું. એ બનાવટી લાંછનવાળી સ્ત્રી આજે મારે હાથ લાગશે એમ મને નક્કી લાગે છે; અને તે માટે મારે અત્યારે સ્ટેશન ઉપર જવું પડશે, તેથી રજા લઉં છું." એમ કહી ઉત્તર સાંભળવાની પણ વાર ન લગાડતાં શ્રીપતલાલે ચાલવા માંડયું. તેના ગયા પછી સરોજ, નંદનબા વગેરે શેઠ શેઠાણીની રજા લઇ પોતાની મોટરમાં ઘેર ગયાં.

શ્રીપતલાલ કોલાબાના સ્ટેશન પર પહોંચ્યો ત્યારે બે વાગ્યા હતા. ડાઉન લોકલ છૂટવાને અર્ધા પોણા કલાકની વાર હતી, તેથી તે એક બેંચ ઉપર ઉતારૂઓની વાટ જોતો બેઠો, અને દરેક આવનારના ચહેરા પર લક્ષ રાખી જોવા લાગ્યો.

ગાડીનો વખત થયો એટલે ઉતારૂઓની ધમાલ થવા માંડી. બરાબર ઉપડવાની વખતે એક સ્ત્રી આવી. તેને શ્રીપતલાલે તુરત, મા-

ગુલગૌરીએ આપેલા ચહેરાના વર્ણન પરથી ઓળખી કાઢી.

"પણ આ તો પેલી ચંદાજ છે !" વધારે ધ્યાન આપી જોતાં શ્રીપતલાલને ભૂતકાળની ઓળખ યાદ આવી. "એ તો પૂરી બદમાશ એણેજ ચોરી કરેલી એમાં સંશય નહિ !"

ચંદા ઉતાવળી ઉતાવળી એક ડબ્બામાં ચઢી બેઠી. શ્રીપતલાલ પણ તેજ ડબ્બામાં ઘુસ્યો. ગાડી ચાલવાની સીટી વાગતાંજ ચંદાની નજર શ્રીપતલાલ ઉપર પડી. તેને અત્યંત ભય લાગ્યો. એ ડીટેકટિવ પોતાની પાછળજ પડ્યો છે એમ તેને નક્કી લાગ્યું, છતાં ધીરજથી તે હિંમત રાખી રહી.

ચર્નીરોડનું સ્ટેશન આવતાંજ ચંદાએ ઝટપટ ઉતરી ટીકીટ–કલેક્ટરની સામું પણ ન જોતાં દાદર ચઢીને રસ્તા ઉપર આવી ચાલવા માંડ્યું, તેની પાછળ ઉતરેલો શ્રીપતલાલ પણ રસ્તા ઉપર આવ્યો.

"એ બાઇ ઉભી રહે" શ્રીપતલાલે ઘાંટો કાઢી કહ્યું.

ચંદા તે સાંભળી ભયભિત થઈ વધારે ઝડપથી ચાલવા લાગી. શ્રીપતલાલે પુનઃ એકવાર બૂમ પાડી. તેને જ્યારે ચંદાએ ગણકારી નહિ ત્યારે તેણે પોલિસની સિસોટી વગાડી.

અર્ધી મીનીટમાં આસપાસથી બેચાર કોન્સ્ટેબલો દોડી આવ્યા અને મીસ ચંદાને ઘેરી વળ્યા.

"ચાલ, થાણા પર" શ્રીપતલાલે કહ્યું. "ચંદા ! હવે વધારે લટપટ કરવાથી કાંઇ વાળવાનું નથી. રસ્તા પર બેઆબરૂ થવું ન હોય તો કાંઈ પણ ન બોલતાં સીધી ચાલવા માંડ."

"પણ મેં શું કર્યું છે ? નકામા મને શા માટે પજવો છો ?"

"તે બધું તને કોર્ટમાં માલમ પડશે. મેં જાતે તને ચોરી કરતાં જોઇ છે. અહીં વધારે ગરબડ કરીશ તો પસ્તાવું પડશે."

ચંદા નિરૂપાય થઇ આગળ ચાલી. પોતાને ફસાવીને આમ મોક-

લવા માટે તેણે મનમાં વીજલા ઉરફે પુંજીલાલ ચોચીને અસંખ્ય શ્રાપ દીધા, જેથી, જો ચંદા ખરી સતી હોત તો બિચારો નિર્દોષ વીજલો બળીને ખાખ થઈ જાત.

પોલિસ થાણા પર પહોંચતાં ત્રણ વાગ્યા. શ્રીપતલાલે સુપરીન્ટેન્ડન્ટ સાહેબને મળીને થોડામાં સર્વ વાત વર્ણવી, અને ચંદાને હાજર કરી દીધી. સાહેબે તેને એક ઓરડીમાં ચોકી હેઠળ મૂકી.

" શ્રીપતલાલ! આ જો તમારી વાત ખરી પડશે, તો આ ત્રિશૂળાકારવાળા બધા કેસનો નિકાલ આવી જશે. "

" કેવી રીતે ? "

" બધાંએ એવાં લાંછન કૃત્રિમ હોવાં જોઇએ એમ લાગે છે. "

" મને તેમ લાગતું નથી, કારણ કે આ ચંદાને તો હું ઘણા સમયથી ઓળખું છું. તેણે માત્ર આ લાંછનથી થતા ખળભળાટનો લાભ લઇને પોતાનું કામ કાઢી લેવાની આ યુક્તિ રચી હશે એમ લાગે છે, છતાં કાલે સવારે તે સર્વ નક્કી થશે..."

સવારે દશ લાગે મીસ ચંદાની તપાસ તથા ઝડતી લેવી એમ ઠરાવી શ્રીપતલાલે સાહેબની રજા લીધી.

## ૧૮

## " કયું જાતી હય કે નહિ? "

બીજે દિવસે સવારે સરોજ, માશી સાથે ચોપાટી પર ફરવા ગઇ. થોડો વખત આમ તેમ ફર્યા પછી માશી તો જલદીથી પાછી બંગલે ગઈ; પણ સરોજને કોણ જાણે શાથી વહેલાં પાછી જવું મુંજ નહિ. તે એકલી ફરવા લાગી.

એક ઠેકાણે એક મદારી માંકડા બકરાનો ખેલ કરતો હતો, ત્યાં સરોજ આવી પહોંચી. મદારીનો ખેલ જોવાનો સરોજને ઘણો ચડસ હતો તેથી તે ત્યાં જોવા ઉભી. બીજા લોકો પણ ત્યાં પુષ્કળ ભેગા થયા હતા.

મદારી કોંકણુ તરફનો હતો તેથી તે કાનડી ભાષા બોલતો હતો અને અનેક તરેહના ચાળાથી, ઇશારતથી, ધાંટાથી અને કેટલીક વાર તો દંડુકાના પ્રહારથી માંકડાની પાસે જુદી જુદીજાતની કળા કરાવતો. માંકડાનું શરીર માર ખાઇ ખાઇને સુકાઇ ગયું હતું અને મદારી એટલો બધો નિર્દય હતો કે પોતે જેની મદદથી પોતાનું રોજરાન નિભાવવા જેટલું કમાતો તેને પેટપૂર ખવાડતો પણુ નહિ.

માકડું એથી હાડપીંજર જેવું થઇ ગયેલું દેખાતું હતું. મદારીએ તેને બકરાના શીંગડા ઉપર ઉભા રહેવાની ઇશારત કરી. પરંતુ ઘણા ખેલ કરી કરીને થાકી ગયેલું હોવાથી તેણે મદારીનો હુકમ માન્યો નહિ, પેલાએ પ્રહાર કરવા માંડયા એટલે બિચારા માંકડાએ ચીસો પાડવા માંડી.

તો પણુ મદારી માંકડાને ફટકા જમાવ્યે ગયો. તેની ચીસો સાંભળી સરોજનું હૃદય દ્રવવા લાગ્યું. તેને તે નિર્દોષ પ્રાણીની અત્યંત દયા આવી અને મદારીની નિર્દયતા માટે બહુજ ક્રોધ ઉત્પન્ન થયો. લોકોને તો માંકડાને માર પડતો જોઇ આનંદ પડતો: પણુ પરદુઃખ ભંજન સરોજ...!

“ આને માટે મારે કંઇક કરવુંજ જોઇએ. ” સરોજ મનમાં બબડી, “ નહિ તો આ પાપી મદારી પેટને માટે થોડા દિવસમાંજ બિચારાનો જીવ લેશે...”

આ વિચાર થતાંની સાથેજ એના હાથ પર ઝણુઝણાટ લાગવા માંડયો.

“ પોતાના પાપી પેટને પોષવા માટે એને આ નિરધાર, અનાથ, મૂગા પ્રાણીને પજવવાનો શો અધિકાર ? પૈસા મેળવવાના શું બીજા સાત્વિક ધંધા નથી ? ”

મદારી તો ડુગડુગી બજાવતો પોતાના ખેલ ચલાવ્યોજ ગયો અને વચ્ચે માંકડાને લાકડીના ઝપાટા પડતાજ ગયા. સરોજ ક્રોધી

નેત્રે સઘળું જોઇ રહી.

ખેલ ખલાસ થયો અને સરોજે દૂર ગઇ, પરંતુ માંકડાના દુઃખ નો વિચાર તેના મગજમાંથી કેમે કર્યો નજ ખસ્યો. તેણે પોતાના હાથ તરફ જોયું તો પેલું ત્રિશૂળ ઝાંખું ઝાંખું દેખાવા લાગ્યું હતું.

"મારાથી તેને છોડાવ્યા વિના નહિજ રહેવાશે. ગમે તે થાય. પણ..." સરોજે ધાર્યું.

ઉન્હાળાનો દિવસ હતો. ગરમી સખત પડતી હતી. મદારી માંકડાને લઇને એક ઝાડ નીચે ગયો અને થોડી વારમાં તેને ઝોકાં આવવા માંડયાં. પોતે ઉંઘે તે વખતમાં માંકડું નાશી ન જાય તે માટ તેણે દોરી પોતાના માથા નીચે દાબી રાખી હતી.

થોડી વારે સરોજ ઝાડની પાછળ છૂપાતી છૂપાતી આવી. મદારીને ગાઢ નિદ્રાએ ઘેરેલો જોઇ તેણે ઝાડના થડની ઓથે રહી, હાથ લંબાવી માંકડાના ડોકમાંથી કડી કાઢી નાંખી અને તેને છૂટો કર્યો. માંકડો છૂટો થયો એટલે કુદકા મારી ઝાડ પર ચડી ગયો અને એક ઝાડ પરથી બીજે ઝાડ કુદતો કુદતો ઘણો દૂર નીકળી ગયો. માંકડા છૂટતાં દોરી ખેંચાઇ તેથી મદારીની ઉંઘમાં વિક્ષેપ થયો. તેણુ જોયું તો માંકડો નાશી ગયેલો હતો. આસપાસ દષ્ટિ કરી તો કોઇ ન હતું. સરોજ એકદમ પાસેના ઝાડોની પાછળ થઇને ઘણે દૂર જઇ એક ગલીમાં પેસી ગઈ. તે વખતે દૈવયોગે પેલા મદારીની નજર સરોજના હાથ ઉપર પડી. તેણે તે પર આઘેથી કંઇક ઝાંખા કાળા ડાઘા જેવું દીઠું.

પોતાનો માંકડો ચોરાયો છે અને તે હવે હાથ નહિજ લાગે એમ જ્યારે મદારીને લાગ્યું ત્યારે તો તે બહુજ ગભરાયો. "હવે હું કેવી રીતે કમાઇશ" એ વિચારે તેને બહુજ દુઃખ થયું તેથી તે બૂમો પાડવા લાગ્યો; પણ તે કાનડી ભાષામાં બોલતો હોવાથી કોઈ સમજે એમ ન હતું. અંતે એક ભલો માણુસ ત્યાંથી પસાર થતો હતો,

ને તેને એક પોલિસ પાસે લઇ ગયો.

ઘણી મહેનતે પેલા મદારીએ સિપાઇને સમજાવ્યું કે મારો માંકડો એક ચોરે ચોરી લીધો છે, તેની શોધ કરો. પોલિસે તેને થાણા પર લઇ જઇ નાયકની આગળ હાજર કર્યો. નાયક જેવી તેવી કાનડી ભાષા સમજતો હતો તેથી તેની સાથે વાતચિત કરતાં ડાબા હાથ પર કાળા રંગના કલંકવાળી કોઇ સ્ત્રીએ તે માંકડો ઉપાડ્યો છે ને બધી વાત બહાર આવી.

મદારીની સાથે નાયક ચોરીની જગા પર આવ્યો; અને કેવી રીતે માંકડો બાંધેલો હતો, ચોર ક્યાંથી આવ્યો તે સર્વ વાતની તપાસ કરી તેણે પોતાની રીપૉર્ટબુકમાં લખી લીધું. ત્યાં ચોરની તપાસ કરી પણ કાંઇ પત્તો લાગ્યો નહિ.

મદારીનું ઠેકાણું પૂછી લઇ નાયકે તેને ચોર જડશે ત્યારે ખબર આપવાનું વચન આપી આશ્વાસન દઇ વિદાય કર્યો; અને આખા કેસનો એક લાંબો રીપૉર્ટ તૈયાર કરી સુપરીન્ટેન્ડેન્ટ સાહેબના ટેબલ પર ગોઠવી દીધો.

×          ×          ×          ×          ×

બીજે દિવસે મીસ ચંદાની તપાસ ચાલી—

" તને પહેલાં કોઇવાર શિક્ષા થયેલી છે કે ? "

" નહિ. બિલકુલ નહિ. મારો ગુન્હો થયા વિના મને શિક્ષા થાયજ કેમ ?—અરે, હું આજ પહેલાં કૉર્ટમાં કે કચેરીમાં પણ કોઇ દિવસ ગઇ નથી. મારે માથે આ શો જુલમ તમે માંડયો છે ? હું આવું પ્રમાણિક માણસ, ને મારા ઉપર આ ભાઇસાહેબે રસ્તા વચ્ચે આવો જુલમ—આવો આબરૂ લેવાનો ઘાટ ઘડયો, તે કેમ સહન થાય ! હું એના ઉપર ફરીયાદ માંડીશ..."

"તે બધું આગળ થઇ રહેશે." શ્રીપતલાલે તેને આગળ બોલતી અટકાવીને કહ્યું, " હાલ તો તું સાહેબ પૂછે તેનોજ જવાબ આપ. "

" કાલે તું કોલાબા કેમ ગઇ હતી ?"

" મારે કામ હતું."

" શું કામ હતું, તે હું પૂછું છું."

" પાટણવાળા દ્વારકાંદાસ શેઠને ત્યાં મેળાવડો હતો ! તેમાં હું ગઇ હતી."

ચંદાએ સારો જવાબ આપેલો જોઇ શ્રીપતલાલ અજાયબ થયો. સાહેબે પૂછ્યું:—

" તેમાં તને આમંત્રણ હતું ?"

" ના."

" ત્યારે વગર બોલાવ્યે કેમ ગઇ હતી ? તેને ઘેર તારી સાથે કોઇને ઓળખાણ છે ?"

" ના ઓળખાણ નથી, પણ હું એક જણની સાથે ગઇ હતી." ચંદાએ નિડરપણે ઠોકયું.

" કોની સાથે ?"

" કોલાબામાં હું પહેલાં જેને ત્યાં નોકરી કરતી હતી તે શેઠાણીની સાથે ગઇ હતી."

" તેનું નામ શું ?"

" ગંગાબ્હેન લખમીદાસ ચોકસી."

સાહેબે નામ લખી લીધું.

" ઠેકાણું ?"

" કોલાબામાં શાક બજાર આગળના પોસ્ટના થાંભલાની પાસેજ બંગલો છે."

સાહેબે ઠેકાણું લખી લીધું. એક કોન્સ્ટેબલને બોલાવી તેને એ ઠેકાણે લખમીદાસ ચોકસીનો બંગલો છે કે નહિ તે ખબર કાઢવા મોકલ્યો.

" દ્વારકાંદાસ શેઠને ત્યાં મેળાવડા વખતે એક ચોરી થઇ છે તેની તને ખબર છે કે ?"

" હાજી. ચાર પાંચ સ્ત્રીઓના ગળામાંથી કંઠી, હાર વગેરે તૂટી ગયા અને કોઇ બાઇએજ ચોરી કરી છે એમ બૂમ ઉડી હતી, તે મેં સાંભળ્યું હતું. વળી તે બાઇના હાથમાં ત્રિશૂળનો ડાઘો છે એમ પણ લોક કહેતાં હતાં. "

" તને ત્યાં કોઈ ત્રિશૂળના કલંકવાળી સ્ત્રી દેખાઈ હતી ? "

" નહિ સાહેબ, " ચંદાએ નિડરતાથી કહ્યું.

" ત્યારે એ ચોરીનો આરોપ તારા પર આવે છે..."

ચંદા એકદમ ગભરાઇ—અથવા ઢોંગ કર્યો.

" કેમ સાહેબ, તે બાઇએ ચોરી કરી તેમાં મેં શું કર્યું ? મારા ઉપર આળ શાથી આવે ? "

" તું ત્યાં વગર બોલાવ્યે કેમ ગઇ હતી ? "

" તેમાં શું થયું ? ચોરી કરનારના હાથ પર કાળું કલંક હતું, તે બધાંએ જાણે છે છતાં આપ મારા ઉપર આરોપ કેમ મૂકો છો ! આવો અન્યાય..."

" પણ તે કલંક બનાવટી હતું એમ પણ બધાં જાણે છે. " શ્રીપતલાલે વચમાં કહ્યું.

" હું તો તે જાણતી નથી. પણ તે બનાનવટી હોય તો મને પકડવાનો..."

તેની તરફ લક્ષ ન આપતાં શ્રીપતલાલે અંગ્રેજીમાં બનાવટી ત્રિ-શૂળની બધી હકીકત—માણેકગૌરી પાસેથી સાંભળ્યા પ્રમાણે—સાહેબને સમજાવી. સાહેબના મગજમાં બધી વાત ઉતરતાં તેમને કહ્યું:—

" ત્યારે તો એની ઝડતી લેવી જોઇએ."

" અલબત્ત " શ્રીપતલાલે કહ્યું.

પોતાની પાસે જે કાંઇ હોય તે સર્વ હાજર કરવાની આજ્ઞા થતાં ચંદાએ હિંમતથી પોતાની પાસેની એક નાની પોટલી ટેબલ પર મૂકી

દીધી. શ્રીપતલાલે તે છોડી, તો ન્યુસપેપરના કાગળમાં વીંટાળેલા એક જૂના બૂટની જોડ નીકળી. શ્રીપતલાલને તેમાં કાંઇ સંશયભર્યું ન લાગવાથી બાજુ પર મૂકી. પછી એક મેંશનું પડીકું, એક ટરપેન્ટાઇનની શીશી અને એક વિલાયતી રંગની ડબ્બી, એક ખરડાયલો રૂમાલ, એક નાની આરસી, અને કાંસકી એટલી વસ્તુ હાથ લાગી. પરંતુ તેમાં શ્રીપતલાલને શંકા ઉત્પન્ન થાય એવું કાંઇ ન હતું.

શ્રીપતલાલ નિરાશ થયો. ચંદાની બધી વસ્તુઓ પાછી પોટલીમાં બાંધી તે વિચાર કરવા લાગ્યો. તેની નિરાશા જોઇ ચંદાને સ્વાભાવિક રીતેજ ઘણો આનંદ થયો. તે વિજયી મુદ્રાથી સાહેબ ભણી જોવા લાગી.

" જો ચંદાએજ ચોરી કરેલી હોય, તો તે પોતાનો માલ કાંઇ ગાડીમાંજ મૂકીને આવે નહિ એ નક્કી, અને ગાડીમાંથી ઉતર્યા પછી તો મેં એને સહજ પણ દૃષ્ટિઆડ થવા દીધી નથી. સતત નજર રાખીને પકડી છે તો એની પાસેનો માલ જાય ક્યાં ?

મુદ્દામાલ એની પાસેથી નીકળવોજ જોઇએ. એની અંગ ઝડતી લેવાય તો પત્તો લાગે એમાં સંશય નહિ. "

શ્રીપતલાલે પોતાનો વિચાર સાહેબને જણાવ્યો. તેમણે પ્રથમ તો આનાકાની કરી. " આ સ્ત્રી ઉપર શંકા લાવવામાં તમે ભૂલ કરી છે, તમે છેતરાયા છો, " એમ પણ સાહેબે કહ્યું. પણ શ્રીપતલાલે ઘણા આગ્રહ સાથે આરોપીની અંગ ઝડતી લેવાની વિનતી કરી ત્યારે સાહેબે તેમ કરવા રજા આપી.

એક સિપાઇ થાણાની કામ કરનારી મજુરણને બોલાવી લાવ્યો. સાહેબે તેને ચંદાની અંગ ઝડતી લેવાની આજ્ઞા કરી. ચંદાએ તે મજુરણ સાથે જવાની આનાકાની કરવા માંડી, એટલે સાહેબે એક ધાંટો કાઢ્યો.

" કહ્યું જાતી હય કે નહિ નહિ ? "

## ૧૯

## વીજલાનો અફસોસ!

ચંદા ડરી ગઇ. મજુરણની સાથે તે તેની ઓરડીમાં ગઇ.

સાહેબને આશા ન હતી. તેમણે શ્રીપતલાલને કહ્યું, " મી૦ શ્રીપતલાલ! તમે આ તપાસમાં ઉંધે માર્ગે જાઓ છો એમ મને લાગે છે. તમે કંઇક ફસાયા છો..."

"કેમ ? "

" આ બાઇએ મારા પ્રશ્નોના ઉત્તર કેવા નિડરતાથી આપ્યા તેને જોયુંને ! "

" પણ તેમાં શું થયું ! "

" તેજ બતાવે છે કે એ નિર્દોષ હોવી જોઇએ. અપરાધી કદી આવી હિંમતથી ઉત્તર આપી શકે નહિ. જો તે બાઇ નિરપરાધી હશે અને વળી સારા ઘરની હશે તો પછી તમને પસ્તાવું પડશે. માટે..."

" અરે, નારે સાહેબ, એ બાઇને હું સારી રીતે ઓળખું છું. તે નાટકવાળણ છે. કદાચ તમારી આલ્બમમાં એનો ફોટો પણ હશે..."

એટલામાં મજુરણ ચંદાને લઇને પાછી આવી.

" એની પાસે કાંઇ નથી, સાહેબ ! "

" હેં ! કાંઇ નથી ! " શ્રીપતલાલે આશ્ચર્યથી પૂછ્યું.

" નાજી. "

" ના. ના. બીજું કાંઇ નથી. તમે મને શું ચોર બોર..."

ચંદાને શ્રીપતલાલે આગળ બોલતાં અટકાવી. " વારૂ, તું મૂંગી રહે. (મજુરણને) ઝડતી લેવામાં તું છેતરાઇ તો નથીને ? "

" નારે સાહેબ, હું છેતરાઉં કેમ ! એજ કામ કરવામાં મેં આખી જીંદગી કાઢી છે, તો હું છેતરાઉં એ બનેજ કેમ ? "

સાહેબે મજુરણને રજા આપી. શ્રીપતલાલે પેલી ડબ્બી હાથમાં લીધી અને ચંદાને પૂછવા લાગ્યોઃ–" આ વસ્તુઓ કેમ સાથે રાખી હતી ? "

" અણીને વખતે કામ લાગે તે માટે. "

" પણ આ મેંશનું શું કામ ? "

" અમે સ્ત્રીઓ કાજળને તો કંઠેજ રાખીએ તે તમને કદાચ ખબર ન હશે..."

એટલામાં શ્રીપતલાલની નજર પેલા જૂના બૂટ ઉપર પડી; તે સાથે વિચારના ઘોડા દોડાવતાં, આગલે દિવસ વીજલા મોચીની દુકાનમાં એક જોડાનું તળીયું ખખડતું હતું તે વાત તેને યાદ આવી. આનું પણ ખખડતું હોય તો ?

" શ્રીપતલાલે તે જોડો હાથમાં લઇ ખખડાવી જોયો; અને તે ખખડયો પણ ખરો !

" જોયું સાહેબ ? " શ્રીપતલાલ સતેજ મુદ્રાથી કહેવા લાગ્યો, " આમાં કાંઇક નીકળશે, જુઓ."

એમ કહી ખીસામાંથી મોટો ચપ્પુ કાઢી તે વડે બૂટના તળીયાના ટાંકા તોડવા માંડયા. ટાંકા તૂટતાં તેમાંથી એક મોતીની અને એક હીગની કંઠી નીકળી પડી. કંઠીનાં ફુમતાં હીર વગેરે કાઢી નાંખીને માત્ર મોતીના દાણાની સેરજ તેમાં ભરવામાં આવી હતી. અંદરની કીમતી વસ્તુઓ કાઢી લઇ ચોક્કસ તપાસ કરી શ્રીપતલાલે તે જોડો બાજુ પર નાંખી દીધો અને બીજા બૂટનું તળીયું ઉખેડવા માંડયું.

સાહેબ તો ચકિત મુદ્રાથી ચંદા તરફ અને શ્રીપતલાલ તરફ વારંવાર જોવા લાગ્યા. ચંદા તો ગભરાઇને બેસીજ ગઇ. તેને શરીરે પ્રસ્વેદના રેલા છૂટયા. આ મુઆ ડીટેકટિવે કયાંથી જાણ્યું ?

અંતે તે વીજલા મોચીનેજ મનમાં ગાળો દેવા લાગી.

બીજા બૂટના તળીયામાંથી પણ બે ત્રણ કંઠીઓ નીકળી. શ્રીપતલાલે પોતાની ડાયરી કાઢી. તેમાં લખ્યા પ્રમાણે તે સર્વ દાગીના મળતા આવ્યા.

" શાબાશ! મી૦ શ્રીપતલાલ!" સાહેબે શ્રીપતલાલને ધન્યવાદ આપતાં કહ્યું, " પણ આ કલ્પના તમારા મગજમાં ક્યાંથી આવી?"

" કાલે સાંજે હું વીજલા મોચીની દુકાને ગયો હતો ત્યાં એક જૂના બૂટના તળીઆમાં કાંઈક ખડખડ વાગતું હતું, અને તે મને પોલું લાગ્યું હતું તે આ વખતે યાદ આવ્યું."

" ત્યારે તો એ મોચી પણ એ ગુન્હામાં સામેલ હોવો જોઈએ?"

" અલબત, સાહેબ!" ચંદા તે વીજલા ઉપર બળી રહી હતી તે બોલી ઉઠી:—" તે મૂઆએજ મને આ ધંધામાં ફસાવી છે. તેને પકડો. મારો કાંઈ અપરાધ નથી, સાહેબ!"

" તે બધું થશે."

" સાહેબ! હવે વિલંબ કરવામાં કાંઇ સાર નથી. જેમ બને તેમ જલદી એ વીજલા મોચીને પકડવો જોઈએ, નહિ તો એ બદમાશ ગમે તેવા બાહોશ માણસને હથેલીમાં ચાંદ બતાવે એવો છે. હું જાતેજ બે ચાર કોન્સ્ટેબલોને લઈને તેની દુકાને અત્યારેજ જાઉં છું."

શ્રીપતલાલ એમ કહી ઉભો થયો, અને દાગીનાને ચોક્કસ બાંધી સાહેબને સોંપી બે ચાર સિપાઇને સાથે લઇ વીજલા મોચીની દુકાન તરફ ચાલવા લાગ્યો. સાહેબે ચંદાને પુનઃ એક ઓરડીમાં કેદ કરી.

× × × × ×

આ તરફ વીજલો સવારથી ચંદાની વાટ જોતો પોતાની દુકાનમાં બેસી રહ્યો હતો. તેને ખાત્રી હતી કે આજે ચંદા ઠીક માલ હાથ કરી આવશે, એટલે તેનું દીલ ઘણા ખુશ મિજાજમાં હતું. " ક્યારે

ચંદા આવે અને તેની પાસેનો માલ જોઉં " એમ ઘણીજ તીવ્ર ઉત્કંઠા તેના હૃદયમાં વારંવાર ઉત્પન્ન થતી.

સવારના સાત, આઠ વાગી ગયા. સાડા આઠ થયા પણ કેમ કોઇ આવ્યું નહિ! વીજલાને ચિંતા થવા લાગી. " તે લુચ્ચી બધો માલ પોતે તો નહિ ખાઇ જાય! "

ઘણો વખત ગયો પણ કોઇ આવ્યું નહિ. ચંદા કંઈ કામમાં રોકાઇ ગઇ હોય તો તે ખબર કાઢવા વીજલાએ પોતાના ભાઇને તેને ઘેર મોકલવાનો વિચાર કર્યો. બીજલો ચંદાને ઘેર જોઇ આવ્યો તો ત્યાં તાળું હતું. હજુ ચંદા ઘેર આવી નથી એમ તેની પાડોશણે ખબર આપી.

હજુ ચંદા ઘેર આવી નથી એ ખબર સાંભળતાંજ વીજલાને વિચાર આવ્યો:–" તે કોઇ ઠેકાણે સપડાઇ ગઇ તો નહિ હોય!"

"અને એમ થયું હોય તો—જો તે પકડાઇ હોય તો–પોતે બધું કબુલ કરી દઇને મને આગળ કરી દે એમાં કાંઇ શંકા જેવું નથી..." વીજલાએ વિચાર કરવા માંડ્યા, " ત્યારે હવે મારે શું કરવું?"

તેણે બીજલાને રસ્તા પર ધ્યાન રાખવાની આજ્ઞા આપી. પણ એ આજ્ઞા પૂરી અપાઇ રહે તે પહેલાં તો બીજલાએ ખબર આપી કે " પાછળની ગલીમાંથી બે પોલિસ આ તરફ આવે છે, અને બે વાડા તરફ જતા લાગે છે. સાવધાન. "

વીજલો ગભરાયો–ચોર હોય તે ગભરાયજ. એ પોલિસો આપણને પકડવા આવે છે એમ કાંઇ બીજલાએ જણાવ્યું ન હતું; પરંતુ ચોરનું હૃદય હમેશાં ફફડ્યાજ કરે છે. ' પોલિસ ' એ શબ્દ કાને પડતાંજ તેનાં રૂંવાં ઉભાં થઇ જાય તે હાંફળો ફાંફળો બની આમ તેમ જોવા માંડે છે. કુદરતી રીતેજ તેનામાં એ ભય ઉત્પન્ન થાય છે, અને તેને પરિણામે પોતેજ પોતાને પકડાવી દે છે.

છતાંએ વીજલાએ હિંમત રાખી છટકી જવાનો એક માર્ગ શોધી કાઢ્યો. જૂના જોડાને રાખવા માટે જે મોટું ખોખું ગોઠવી રાખેલું હતું તેની પાછળની ભીંતમાંથી બે ચાર ઈંટો નીકળી ગયેલી હતી; અને ત્યાં બાકું પાડેલું હતું તે ઢાંકવા માટેજ ત્યાં ખોખું મૂકવામાં આવ્યું હતું. વીજલાને તરત તેનો વિચાર આવ્યો. બીજલાને બહાર દુકાનમાંજ બેસી રહેવાનું કહી તેણે એક ધક્કો મારી ખોખું ખસેડ્યું. ભીંતમાંથી બીજી બે ચાર ઈંટો ગબડાવી પાડી. પોતે નીકળી શકે એવડું બાકું પડતાં તેમાંથી તે પાડોશના વાડામાં ઉતર્યો.

એટલામાં તે ઘરવાળાની બારી ઉઘડી.

“ એઈ! કોણ છે વાડામાં ? ”

વીજલો ગભરાયો. પાડોશીની રજા લીધા વગર ચોરીથી પોતે તેના વાડામાં ઉતર્યો હતો; અને આ તરફ એનાથી દુકાનમાં પાછું જવાય એમ ન હતું એટલે તેને વાડાની વાડ કુદીને બહાર નાશી જવા વિના બીજો ઉપાય ન હતો. તેને લાગ્યું કે હવે લુંટાયા પછી કે. જાય છે ?

“ એઈ, મોચીડા ! વાડામાં કેમ પેઠો છે ? ”

પણ મોચીડાએ તો વાડ કુદીને નાસવા માંડ્યું. બિચારો પાડોશી ન સમજ્યો કે આ આવી રીતે નાશી કેમ જાય છે ? પણ પાંચ મિનીટ રહીને જ્યારે શ્રીપતલાલે અને પેલા કોન્સ્ટેબલોએ તેની દુકાન પર જપ્તી મૂકી ત્યારે તેને આપોઆપ સમજ પડી હશેજને !

ગમે તેમ પણ આ વખત તો વીજલો ફાવ્યો અને શ્રીપતલાલના હાથમાંથી છટકી ગયો.

પોલિસોએ બીજલાને પકડ્યો; પણ તેણે તો પોતે મૂંગો ને મગો હોય તેમજ ઢોંગ કરવા માંડ્યો. તેનું “ એં એં એં– ઉં. ઉં. ઉં...” સાંભળી પોલિસે બે ચાર પહેરાવી દીધી એટલે ઝટઝટ બો-

લવા લાગ્યો, પણ વીજલો ક્યાં નાશી ગયો તેનો પત્તો તે નજ આપી શકયો.

શ્રીપતલાલે પેલો જૂનો જોડો એક ઢગલામાંથી શોધી કાઢ્યો એક પોલિસ પાસે તેના તળીયાના ટાંકા ઉખડાવ્યા. તળીયું પોલું તો હતું, પરંતુ તેમાંથી કાંઇ નીકળ્યું નહિ.

વીજલાની દુકાનની આસપાસ બે ત્રણ કોન્સ્ટેબલ મૂકી દઇ શ્રીપતલાલ તે પોલો બૂટ લઇ થાણા ઉપર આવ્યો. સાહેબને તેણે તે બતાવ્યો અને બધી હકીકત વર્ણવી.

સાહેબે પણ શ્રીપતલાલ માટે એક નવું કામ કાઢી મૂકયું હતું:– " કોલાબા પોલિસ તરફથી તાજેજ આવેલો બંદર–ચોરીનો રીપૉર્ટ સાહેબે તેના હાથમાં મૂકયો.

" આ તો હવે હદજ વળે છે ! " શ્રીપતલાલે તે રીપૉર્ટ વાંચીને કહ્યું, " આ પરોપકારી બદમાશ હવે આપણને કોણ જાણે કયારે જંપવા દેશે ?..."

" પરોપકારી બદમાશ ? "

" હાસ્તો. આ ત્રિશૂળવાળી બાઇના દરેક કામમાં પરોપકારનો ઉદ્દેશ સ્પષ્ટ દેખાય છે..."

" કેવી રીતે ? "

" એ બાઇએ આ માંકડાને ઉડાવ્યો તે કાંઇ તે પોતાની સાથે લઈ ગઈ ન હશે; કારણ કે તે કાંઈ માંકડાનો ખેલ કરી શકે નહિ..."

" અલબત્ત, નહિજ. પણ ત્યારે એણે બિચારા મદારીને વ્યર્થ શા માટે નુકશાન કર્યું ? "

" એ મદારી તે માંકડાને મારતો હોવો જોઇએ. તે બિચારા મૂંગા પ્રાણીને છોડાવવા માટેજ તેણે આ કામ કર્યું છે. "

" પણ ત્યારે ટીપાર્ટીના ઉત્સવમાં દાગીના ચોરવામાં પણ તમે

એનો પરોપકારી ઉદ્દેશ જુઓ છો ! ”

“ નહિજ. તે તો કૃત્રિમ ત્રિશૂળનું કલંક હતું તે આપ કેમ ભૂલી જાઓ છો ? ”

“ હા, બરોબર છે. પણ હવે તમે શો વિચાર કરો છો ? વીજલાની પાછળ પડવાનો કે આ માંકડાની ચોરીની તપાસ કરવાનો ? ”

“ વીજલા મોચીનો આ ભેદી ત્રિશૂળ સાથે હવે કાંઈ સંબંધ નથી. તે અપરાધી છે તે સિદ્ધ થયુંજ છે. હવે તેને પકડવો એ કાંઇ છૂપી પોલિસનું–ડીટેક્ટિવ પોલિસનું કામ નથી. હવે તો માત્ર તેને વિષે પેપરમાં જાહેરખબર તથા તેનો ફોટો આપી મૂકવો જોઇએ. હું તો આ ભેદી ત્રિશૂળવાળી સ્રીને શોધી કાઢ્યા વિના જંપીને બેસી શકું તેમ નથી. તેથી અત્યારેજ કોલાબા તરફ જાઉં છું. ”

સાહેબે અનુમતિ આપી. વીજલાને પકડવા માટે પોતે બીજી તજવીજ કરવા માંડી. બે ચાર મુખ્ય ન્યુસપેપરોવાળાને ટેલીફોનથી જાહેરખબર આપી દીધી તેમજ વીજલાના ફોટાનો બ્લોક કઢાવી છાપવા માટે સરકારી પ્રેસમાં મોકલી આપ્યો.

પોતાની દુકાનની આસપાસ ચોકી બેઠી છે તે દૂરથી જોઇ વીજલાએ ફરી ત્યાં આગળ આવી બીજલાને બચાવવાનો વિચારજ ન કર્યો. આડી અવળી ગલીઓમાં પેસી તે છેક ચોપાટી તરફ નીકળી ગયો, અને અફસોસ કરતો ધીમે ધીમે કિનારેજ ચાલવા લાગ્યો.

## ૨૦

### ‘ કોણ ’નો કહેનારજ.

ભોજન કરીને સરોજ પાધરીજ દિવાનખાનામાં આવી, પાછળ માશી પણ આવી. ત્યાં ત્રીજું કોઇ ન હતું.

“ માશી ! તું જ્યાં ત્યાં મારી પાછળજ કેમ ભમ્યાં કરે છે ! ”

" તારી સંભાળ લેવા માટે.

" છટ્ છટ્. હવે તે હું કાંઇ નાની કીકી છું ? "

" મારા આગળ તો નાનીજ કેની ? " માણેકગૌરીએ જવાબ આપ્યો, " વારૂ. તું અત્યારે શો વિચાર કરે છે ? "

" તે જાણવાનો તને શું અધિકાર છે ? "

" કેમ, મારા ઉપર તને વિશ્વાસ નથી ?

" ના ના. એવું નથી, પણ..."

" કેમ અટકી ગઇ ? "

" આજે હું ફરવા ગઇ હતી ત્યાંથી બહુ મોડી આવી તે તને ખબર છેજ કની ! "

" અને તે માટેજ હું તને પૂછવા માગું છું ને. તું આજે આટલી મોડી કેમ આવી ? હું ધારૂં છું કે વળી તારા 'હાથે' તને ભમાવી હશે."

" એવુંજ કાંઇક બન્યું."

" પણ તે શું બન્યું તે તો કહે ? "

" શું કહું માશી! ? હવે તો આ પીડામાંથી મને કોઇ છોડવે તો ઠીક. " સરોજ બોલી, " જો સાંભળ. "

એમ કહી–એવી શોકમય પ્રસ્તાવના કરી–સરોજે માંકડાને દુઃખ મુક્ત કર્યાની હકીકત માશી આગળ વર્ણવી. માશીએ તે સાંભળીને સરોજને આશ્વાસન આપ્યું.

" સરોજ, એમાં તું ગભરાઇશ નહિ. ગભરાશે તો એ ખટપટીઆ ત્રિશૂળનું જોર બહુજ વધશે અને એકને બદલે અનેક એવા અપરાધો થવાના પ્રસંગ આવશે. "

" ત્યારે મારે શું કરવું તે સમજાવ.

"માત્ર તું શાંતિ રાખ. જ્યારે જ્યારે તારા હાથ પર ઝણઝણાટ થતો લાગે કે એકદમ તું બાગમાં જઇને બેસ, અથવા હોજમાં તરવા

પડ અથવા એવુંજ બીજું કોઇ કામ હાથમાં લે, અને તારા મનને બીજી દિશામાં વાળવાને પ્રયત્ન કર. તારે જોઇએ તો તું એકદમ મારી પાસે આવ. હું તને સારી રીતે વળગાડીશ..."

" એ બધુંયે હું કરું છું: પણ માશી! આવું કોઇ પણ પ્રાણી પીડાતું જોયા પછી મારાથી શાંતિ રાખવાને બેસી શકાતુંજ નથી. કોઇ પણ સ્થળે અનીતિ કે અત્યાચાર મારાથી જોઇ શકાતા નથી, અને એવું કાંઇ જોઉં છું કે તરત આ લાંછન ઉપરથી આવે છે..."

"વારુ. હવે તું એ વિચારજ છોડી દે. પ્રભુએ જે ધાર્યું હશે તે થશે, એમાં મારી કે તારી મરજી ચાલી શકવાની નથી. આપણે તો માત્ર પોલિસનાં માણસો સાથે જેમ બને તેમ સંબંધ ન રાખવો અને દૂર રહેવું એટલું રંભા..."

" જો માશી, વળી તું શ્રીપતલાલ વિષે બોલે છે શું!"

" પણ એમાં હું ખોટું શું કહું છું!"

" ના. શ્રીપતલાલ કાંઇ પોલિસની નોકરીમાં નથી, અને એનો સ્વભાવ કાંઇ પોલિસનાં માણસ જેવો નથી તે મેં જાતે અનુભવ્યું છે.

" તેમાં શું થઇ ગયું, એ હજુ ડીટેક્ટિવ તો છે જ; વળી એને પોલિસ સાથે ઘણો સંબંધ છે કની!"

" એને હોય તેમાં આપણે શું?"

" સરોજ, તે કદાચ તને પકડાવી દે..."

" જો." સરોજ માશીને ધક્કો મારી બોલી, " શ્રીપતલાલને માટે એવું તું કદી મારી આગળ બોલીશ નહિ હોં."

માશી સહેજ દૂર ગઈ. જાણે તેને એક વિચિત્ર વિચાર થઇ આવ્યો હોય તેમ તેના મોં ઉપર પ્રફુલ્લતાનાં ચિન્હો દેખાવા લાગ્યાં, તેના હોઠ સ્ફુરવા લાગ્યા. સરોજ પણ આશ્ચર્યથી તેની સામું જોઇ રહી. બંને પરસ્પર ટગર ટગર જોઇ રહ્યાં. અંતે સરોજ બોલી:—

" કેમ મારી તરફ ડોળા કાઢે છે ? "

માશીએ જવાબ ન આપ્યો, અને સરોજ તરફ જોવાનું ચાલુ રાખ્યું.

" કેમ બોલતી નથી ? મારા તરફ કેમ જોયાં કરે છે ? "

" બોલું ? "

ઉત્તરની આશાએ સરોજ ચૂપ રહી.

" શ્રીપતલાલ સાથે પ્રેમમાં પડી છે..."

" શું ? "

" કાંઇ નહિ. "

" ફરીથી બોલ તો ખરી. "

" બે વાર નહિ બોલાય. "

" શ્રીપતલાલ સાથે પ્રેમમાં પડી છે કોણ ? માશી ! કોણ પ્રેમમાં પડી છે ? "

" તું એમ ગભરાય છે શા માટે ? હું ક્યાં કહું છું કે તું તેની સાથે પ્રેમમાં પડી છે ? હું કાંઇ તારે વિષે કહેતીજ નથી, હોં સરોજ! તું શા માટે અકળાય છે ? "

" ત્યારે કોને વિષે કહે છે ? "

" અરે એ તો અમસ્તુંજ બોલાઈ ગયું. કોઇને વિષે હું કહેતી નથી. "

જો માશી! તું એમ ધારી મશ્કરી કર નહિ, નહિ તો હું બાને કહી દઇશ. બોલ કોણ પ્રેમમાં પડી છે ? "

સરોજને શબ્દો કઢાવવાજ હતા—કદાચ એ શબ્દોથી તેનું હૃદય તો અજ્ઞાત નજ હશે—અને માશીએ એ શબ્દો કહ્યા પણ ખરા.

" લે ત્યારે, ' કોણ' નો કહેનારજ. "

" એટલે ?" સરોજે ગુસ્સે થવાનો ડોળ કરી પૂછ્યું.

" એટલે 'સ'ને કાંઇ નહિ સ, ને માથે ચઢાવ્યા રોજ..." માશીએ હસતાં હસતાં મશ્કરી પુરી કરી.

" શું ઉંઉંઉં ? હું પ્રેમમાં પડી છું ? અને તે પણ શ્રીપતલાલ સાથે ? ઉભી રહે, હું જઇને બાને કહી દઉં છું. "

" બા જાણશે તો..."

બાની પાસે જવાનો ઢોંગ કરતી સરોજને માશીએ હાથ પકડી ખાળી.

" બા જાણશે તો કાંઇ નહિ, પણ મારે એટલું કહેવાનું કે પોલિસનાં માણસનો પ્રેમ બહુ ભયંકર છે. શ્રીપતલાલ સાથે તારે..."

" પણ તું શા પરથી એમ કહે છે કે હું એમની સાથે પ્રેમમાં પડી છું ? "

" હું નથી કહેતી, પરંતુ તારૂં વર્તન કહી આપે છે. સરોજ ! તને એને માટે આટલી બધી લાગણી શાને થાય છે ? "

" તે તો કોણ જાણે. "

" સરોજ, કદાચ પ્રેમ શું, તે તું સમજતી નહિ હશે; પરંતુ તું તેને ચ્હાય છે તો ખરીજ એમાં કાંઇ શંકા નથી. જોને તેને મદદ કરવાને માટે તું કેવી ઉત્સુકતા બતાવે છે ? તેની સાથે વાતચિત કરવામાં તને કેટલો બધો રસ પડે છે ! તેથીજ કહું છું કે તને તેનો પ્રેમ લાગ્યો છે; પણ સરોજ, પોલિસનાં માણસનો પ્રેમ બહુજ..."

" હવે બહુ થયું. હું તને કહું છું કે મારો પ્રેમ તેના ઉપર નથીજ છતાં તું તારૂં ભરડ્યા કરે છે ! મારો પ્રેમ કોના ઉપર છે તે તું શું જાણે ? "

" મને તો બા એમજ લાગે છે. "

એમ કહી માશી ઘરમાં ગઇ અને સરોજ એકલી પડી, તેને વિચાર આવવા લાગ્યા:—" માશી કહે છે કે મારો પ્રેમ શ્રીપતલાલ

પર લાગ્યો છે...તે શું ખરૂં હશે ? "

પ્રથમ તો સરોજ પોતાનું અંતઃકરણુજ સમજી ન શકી. તેને શ્રીપતલાલના વિચાર આવવા લાગ્યા. " શ્રીપતલાલ ઘણાજ ભલા સ્વભાવના છે, સદ્‌ગુણી છે, વળી તે સુંદર પણ છે...મારો પ્રેમ તેની ઉપર જડાયો હશે ?...એની સાથે વાતચિત કરવામાં અને ફરવામાં મને આનંદ પડે છે એમાં કાંઇ ખોટું નથી...મારીએ તે ક્યાંથી જાણ્યું ?...વળી શ્રીપતલાલ હુંશીઆર છે, બુદ્ધિમાન છે, તેમ આનંદી સ્વભાવના પણ છે..."

સરોજને એકાએક વિચાર ઉપજી આવ્યો, " તો બા એને ના કબુલ શા માટે કરે ?...મારો પ્રેમ એના ઉપર જડાય તો તેમાં ખોટું પણ શું છે ? ..ઉલટું શ્રીપતલાલ જેવા તરૂણ મનોહર, ચતુર અને સદ્‌ગુણી પતિ પસંદ કરવા માટે બાને અત્યંત આનંદજ થશે...

પણ શ્રીપતલાલનું અંતઃકરણ જોવું જોઇએ કની ? . નહિ તો કદાચ તે મારા પ્રેમનો તિરસ્કાર કરે તો ?...પ્રથમ તેના અંતઃકરણમાં મારા તરફ કેવી લાગણી છે તે..."

એટલા ઉપર કોઈ ચડતું સંભળાયું. સરોજની વિચાર-માળા તુટી ગઈ. તે ઉઠવા જતી હતી એટલામાં કોણે પ્રવેશ કર્યો !

" ના. ના. ઉઠવાની તસ્દી લેશો નહિ. તમે જ્યાં છો ત્યાંજ સુંદર દેખાઓ છો. હું પણ તમને એક આનંદની વાર્તા સંભળાવવા આવ્યો છું. "

શ્રીપતલાલના વિચાર કરતી સરોજને તેજ ક્ષણે શ્રીપતલાલનો મેળાપ થયો ! આપણા જીવનમાં અનેક વાર એવું બને છે; પરંતુ આપણે તે પર ધ્યાન આપતાં નથી. માત્ર એટલુંજ કહીએ છીએ કે " આવરદા સો વર્ષનો થશે. "

બીજે કોઇ સમયે સરોજે કહ્યું હોત, " ઓહ, શ્રીપતલાલ, ત-

મેજ આવી પહોંચ્યા ? હમણાં હું તમારોજ વિચાર કરતી હતી." વગેરે પરંતુ શ્રીપતલાલનું હૃદય તપાસવાની ઇચ્છાવાળી—શ્રીપતલાલના ઉપર કેવી લાગણી છે તે જોવાની ઇચ્છાવાળી-સરોજથી તેવા શબ્દો કહી શકાયાજ નહિ, શ્રીપતલાલ એક ખુરશી પર બેઠો.

" બોલો. " સરોજે થોડી વારે કહ્યું, " શી આનંદની ખબર લાવ્યા છો ? "

" તમારી કાલની સહાયને લીધે હું એક મહત્વના ગુન્હાને ઉઘાડો પાડી અપરાધીને પકડી શકયો છું; એ વાત તમને કહેવા માટેજ હું આ તરફ ઉતાવળથી આવ્યો છું. "

" ક્યા અપરાધીને પકડયો ? કેવી રીતે પકડયો અને તેમાં મેં શી મદદ કરી ? "

" પેલી બાઈ પકડાઇ..."

" કઇ ? " એ પ્રશ્ન પૂછતાં સરોજને કંઇ કંઈ વિચાર આવ્યા.

" બનાવટી ત્રિશૂળવાળી. "

" ક્યાં પકડાઇ ? કેવી રીતે ? ત્યારે શું મારીએ જે સ્વપ્નમાં જોયું હતું તે બધું ખરૂં પડયું ? "

એ સ્વપ્ન નહિ પણ સત્યજ હતું કે ત્યાં એક બદમાસ બાઇએ બનાવટી ત્રિશૂળની નિશાની ઉપજાવી હતી..."

એમ કહી શ્રીપતલાલે મીસ ચંદાને પકડયાનો સર્વ ઇતિહાસ વિસ્તારથી વર્ણવી સંભળાવ્યો; સરોજને તે સાંભળી અત્યંત આશ્ચર્ય લાગ્યું. પોતાના જેવુંજ ત્રિશૂળનું બનાવટી ચિહ્ન ધારીને લોકો પોતાનું નામ વગોવે એ તેને ન ગમ્યું. સરોજ સ્વાર્થી ઉદ્દેશથી અપરાધ કરતીજ ન હતી. તેના કુદરતી લાંછનના પ્રભાવે તેનાથી અનાયાસેજ કાર્ય થઇ જતું હતું અને તેમાં તે પકડાય એમ બનતુંજ નહિ. તે છતાં પણ દૈવયોગે કદાચ સરોજ એ લાંછનવાળી સ્ત્રી તરીકે પકડાય, તો

પણુ પોતે સર્વ અપરાધો પરોપકારની વૃત્તિથીજ કર્યાં છે એ સીદ્ધ કરી આપતાં એને શિક્ષા થવાનો ઝાઝો ભય ન હતો. પણુ જો આવી રીતે બનાવટી ત્રિશૂળાકારવાળાં બદમાસ મનુષ્યો સ્વાર્થને માટે અપરાધ કરે તો તેથી ભવિષ્યમાં સરોજને નુકશાન થવાનો સંભવ હતો. આથી ચંદાના પકડાવાથી સરોજને ઘણોજ આનંદ થયો.

" પ્રભુએ ઠીકજ કર્યું. પાપનો ઘડો ફુટયા વિના રહેતોજ નથી. એ બાઇએ કૃત્રિમ ત્રિશૂળાકાર ધારણુ કરીને પોતાનો વાંક બીજી કુદરતી ચિહ્ન વાળી સ્ત્રી ઉપર ઢોળી દેવાનો પ્રયત્ન કર્યો, પણુ તે સ્ત્રી તો પરોપકારના અપરાધ કરે છે ખરૂં કની, શ્રીપતલાલ ? "

" અલબત. કુદરતી લાંછનવાળી સ્ત્રીના દરેક કેસમાં–દરેક અપરાધમાં પણુ–બીજાનું કલ્યાણુ કરવાની તેની વ્રત્તિ સ્પષ્ટ દેખાઇ આવે છે, એમાં કાંઈ શક નથી. "

" પછી એ બાઇને ચોકીમાં પૂરી કની ? "

" હાસ્તો. તેને કેમ છોડું ? પણુ–" શ્રીપતલાલ એક બે ક્ષણુ અટકીને બોલ્યો, " મારે તમને ખેદ થાય એવી એક વાત કહેવાની છે. "

" એવી તે શું વાત છે ? "

" તપાસ કરતાં માલુમ પડયું છે કે તમે જેને વારંવાર મદદ કર્યા કરો છો તે વીજલો મોચી આ બાઇની બદમાશીમાં સામેલ છે. વળી તે હંમેશાં ચોરીનો માલ વેચાતો રાખી ખપાવવાનો ધંધો છુપી રીતે ચલાવે છે, એમ પણુ માલુમ પડયું છે..."

" એમ ?! " સરોજે આશ્ચર્યથી પૂછ્યું.

" હા, અને એ કારણુથી તેના ઉપર વારંટ છૂટયું છે, અને પકડાશે એટલે નક્કી એ કેદમાં જવાનો. "

" ત્યારે તો આટલો બધો સમય એણે મને સજ્જડ છેતરી !"

" હા. હું તમને તે દિવસેજ ચેતાવવાનો હતો; પરંતુ એના ઉપરના મારા શક વિષે મને ખાત્રી ન હતી એટલે કાંઇ બોલ્યો નહિ."

" આજે તમે મને ચેતાવી તે ઠીક કર્યું. એ માટે હું તમારો આભાર માનું છું. "

" સરોજ, હજુએ મારો આભારજ માનશો ? "

શ્રીપતલાલ એ શબ્દો કેટલે ધીમે બોલ્યો હતો, તે વાંચનાર તું ત્યાં હાજર હોત તોજ તને સમજાત. જાણે માત્ર તેના હોઠજ ફફડયા! સરોજ શ્રીપતલાલ તરફ જોઇ રહી. શ્રીપત એ વખતે કંઈ ઓરજ લાગણી અનુભવતો હતો. તે ઉઠીને મંદ ગતિએ સરોજની પાસે આવ્યો.

" હજુયે મારો આભારજ માન્યા કરશો કે ? " એમ એ પુનઃ એકવાર બોલ્યો, અને સરોજ તરફ–સ્તબ્ધ થઇ ગયેલી સરોજ તરફ એક હાથ લંબાવવા જતો હતો; એટલામાંજ–

" સરોજ, સરોજ. " અંદરથી બૂમ પડી.

શ્રીપતલાલ ચમક્યો, અને તરત સાવધાન થઇ સરોજની રજા લઈ ચાલતો થયો. તેણે બહાર પગ મૂક્યો કે તરતજ–તે દિવસની માફક—માણેકમાશીએ પ્રવેશ કર્યો.

" જો, સરોજ, હું કહેતી હતી કની કે તમારા વચ્ચે પ્રેમ છે!..."

" તને બીજી કાંઇ વાતજ સુઝતી નથી કે શું ? " સરોજ તે પર ધ્યાન ન આપતાં બોલી, " વારૂ, માશી, હમણાં મને કોણે બૂમ પાડી હતી ? "

"મેં."

" શું કામ હતું ? "

" કંઇ નહિ. "

" એટલે ? કામ ન હતું તો બૂમ શા માટે પાડી ? "

" કામ થઇ ગયું...સરોજ, પોલિસનાં માણસને આટલી બધી

છૂટ આપવાની કે? સરોજ, એ ડીટેક્ટિવ ઉપર તું પ્રેમ રાખે છે તે સારૂં નહિ, હોં. ”

સરોજ ચીડવાઇ.

“ પણ કોણ કહે છે કે હું પ્રેમ કરૂં છું ? ”

“એનો પ્રેમ તારા ઉપર છે તે તો મેં આજ નજરે જોયું...”

“ પણ તેમાં હું શું કરૂં ? કોઈ મારા ઉપર હેત રાખે તેમાં મારો શું વાંક કે ઉપાય ? ”

“ અને તું તેના ઉપર પ્રેમ રાખે છે તે તો હું દરરોજ નજરે જોઉં છું. ” માશીએ પોતાનું અધુરૂં ભાષણ પૂર્ણ કર્યું.

“ જા. જા. ” સરોજે માશીને સહજ ધક્કો મારી કહ્યું. “ મારે વિષે હું વધારે જાણું, કે તું ? ”

## ૨૧

## “ આને ક્યાંક જોયો છે ખરો ! ”

પોતાને વારંવાર કોલાબે જઇ રાત્રિઓ ગાળવી પડતી હતી તેથી શ્રીપતલાલે એક નાનકડી વીશીવાળા સાથે ‘દોસ્તી’ કરી રાખી હતી. તે માણસે પોતાની લૉજમાં શ્રીપતલાલના વપરાશ માટે એક ઓરડો કાઢી આપ્યો હતો, જો કે શ્રીપતલાલ તેને કાંઇ મફત વાપરે એવો ન હતો.

સરોજને બંગલેથી છૂટીને શ્રીપતલાલ આ પોતાના ‘ પથિકાશ્રમ’માં આવ્યો. ઓરડીનું બારણું અંદરથી બંધ કરી તે એક આરામ ખુરશીમાં પડી વિચાર કરવા લાગ્યો. સરોજની મનોહર મૂર્ત્તિ તેનાં મીંચેલાં નેત્ર સમક્ષ આવીને તરતજ ઉભી રહી. અત્યારે જે અણુચિંતવ્યો—ક્ષણિક—પ્રસંગ બની ગયો હતો તે પણ સાંભર્યો.

શ્રીપતલાલને, ટુંકામાં, બીજું કાંઈ કામ સુઝ પડ્યું નહિ. તેને સરોજનાજ વિચારો આવવા લાગ્યા. સરોજ પોતાનો તિરસ્કાર તો નહિ કરે ? એ વિચારે તેનું મગજ ઘેર્યું, અને એ ધ્યાનમાં પોતે ક્યા મહત્વના કાર્ય માટે ઉતાવળ કરીને કોલાબે આવ્યો હતો તે પણ તે ભૂલી ગયો. સંધ્યાકાળ સુધી તે પોતાની ઓરડીમાંથી બહાર પણ આવ્યો નહિ.

સંધ્યાકાળ થઇ ગયો હતો. કોલાબા પોલિસ થાણાનો એક કોન્સ્ટેબલ એ વખતે પોતાની ' ડ્યુટી ' શરૂ થતી હોવાથી ઉપર્યુક્ત પથિકાશ્રમમાંથી થોડોક નાસ્તો કરી બહાર નીકળ્યો. થાણા તરફથી દરેક સિપાઇને વીજલા મોચીનો ફોટો મળી ગયો હતો, અને તે જોવામાં આવે તો તુરત તેને પકડવો એવો હુકમ અપાઇ ગયો હતો. આ કોન્સ્ટેબલ પાસે પણ એક ફોટો હતો. તે પરથી તે વીજલાને પકડી ઇનામ મેળવવાની આશા રાખતો હતો, અને તેનાજ વિચાર કરતો હતો.

તે થોડેક દૂર ગયો એટલામાં એક ફાનસ પાસે ફાટયાં તુટયાં લુગડાં પહેરેલા એક માણસને તેણે ઉભેલો જોયો. તેના તરફ બારીકાઈથી જોતાં આ કોન્સ્ટેબલને તે વીજલા મોચી જેવોજ લાગ્યો. પોતાનો સંશય ખરો છે કે નહિ તે પારખવા માટે તેણે ધાંટો કાઢયો કે, " કોણ હય ! વીજલો ! "

પોલિસનો શબ્દ સાંભળી પેલો માણસ ભય પામ્યો—કારણ કે તે વીજલોજ હતો. તેણે જવાબ ન આપતાં એકદમ ચાલવા માંડ્યું. કોન્સ્ટેબલનો સંશય એથી વધ્યો. તેણે પણ વીજલાની પાછળ ઝડપથી ચાલવા માંડ્યું.

" ઉભો રહે ! કોણ છે ! "

પણ વીજલો ઉભો કેમ રહે ? પોલિસે પણ તેની પાછળ દોડવા માંડ્યું. પરંતુ કસાયલા શરીરવાળા બદમાશ વીજલાને તે પહોંચી વળે એમ ન હતું. તેથી તેણે પોતાની પાસેની પીસ્તોલ કાઢી.

" ઉભો રહે, નહિ તો પિસ્તોલ છોડું છું. "

વીજલો ઘણે દૂર હતો. સિપાઇએ પિસ્તોલનો ઘોડો દાબ્યો અને ગોળી છૂટી; પણ વિજલાનું નસીબ જોર કરતું હશે તેથી કહો, કે સિપાઈ નેમ તાકવામાં કાચો હશે તેથી કહો, પરંતુ ગોળી વીજલાને અડકી નહિ.

રાત્રિને વખતે પિસ્તોલનો બાર સાંભળીને આસપાસ રહેતા લોકો મોટા રસ્તા પર ધસી આવ્યા. કેટલીક સ્ત્રીઓ ફડાફડ બારીઓ ઉઘાડી ડોકીઆં કરવા લાગી, પરંતુ મ્યુનિસિપાલ ફાનસો દૂર દૂર હોવાને લીધે તેમજ બંને ઘણા વેગથી દોડતા હોવાથી કાંઇ દેખાયું નહિ.

શ્રીપતલાલે પણ પિસ્તોલનો અવાજ સાંભળી બારીએથી ડોકું કાઢયું, અને કાંઈ ન સમજાતાં તે નીચે આવ્યો. કાંઇક નવાજુની થઇ છે એમ તેને ચોક્કસ લાગ્યું. એક બે માણસને પૂછતાં માલમ પડયું કે અમુક દિશામાં બે માણસ દોડતાં ગયાં છે. શ્રીપતલાલે પણ ઉતાવળે તે દિશામાં દોડવા માંડયું.

વીજલો દોડવામાં ચપળ હતો ખરો, પરંતુ તે આખો દિવસ ચાલી ચાલીને થાકી ગયેલો હતો તેથી તેનો વેગ ધીમે ધીમે મંદ પડવા લાગ્યો. તેને પાછળ આવતા સિપાઇનાં પગલાં સંભળાવા લાગ્યાં, એટલે તેને ભય લાગવા માંડયો. આ સિપાઇ દાદાને કાંઇક યુક્તિ કરીને હથેલીમાં ચાંદ બતાવવો જોઇએ, નહિ તો આજ તો આવીજ બન્યું છે એમ તેને નક્કી લાગ્યું, અને તે સાથેજ એક વિચાર તેને સુઝયો. એટલામાં પેલા સિપાઇએ ફરીથી ગોળી છોડી અને તે પણ ખાલી ગઇ.

આથી વીજલાની ખાત્રી થઇ ગઇ કે આ સિપાઇ નેમ તાકવામાં શિખાઉજ છે. એટલે તે દૂરથી ગોળી છોડવાની ઘણી ધમકી આપ્યા છતાં જરા પણ ગભરાયો નહિ. ત્રીજીવાર ગોળી છૂટી એટલે વીજલાએ ઢોંગ કરવા માંડયો.

"એ, એ, બાપરે ! મરી ગયો રે..." એમ બોલતો તે એક-દમ જમીન પર પડ્યો–પણ પડતી વખતે પોતાને ઝાઝું વાગે નહિ તે માટે બહુ સાવધતા રાખી હતી. સિપાઇ બિચારો તે જોઇને ગભરાયો. પોતાની ગોળીથી આ બિચારાનો પ્રાણ ગયો હશે એ વિચારે તેને બહુજ ભય લાગ્યો. કારણ કે વીજલો મોચી દેખાય તો તેને પકડવો એટલીજ માત્ર આજ્ઞા મળી હતી. તેને મારી નાંખવાનો હુકમ ન હતો. એટલુંજ નહિ પણ આ માણસ કદાચ વીજલો ન હોય તો !

"મારે હાથે આનું ખૂન થયું કે શું ?" એ વિચારે ભયભીત થયેલો સિપાઇ તેની પાસે આવ્યો વાંકો વળી તે મુએલો છે કે જીવતો તે તપાસવા લાગ્યો. એટલામાં વાઘની પેઠે ફાળ મારી તે ઉઠ્યો અને સિપાઇને ડોકીમાંથી ઝાલી ભોંય પર પટકી તેની છાતી પર ચઢી બેઠો.

વીજલાના શરીરના ભાર પોતાના ઉપર આવતાંજ પોલિસ બિચારો તરફડીયાં મારવા લાગ્યો. તેનો જીવ ઉપરનો ઉપર અને નીચેનો નીચે રહી ગયો. વીજલાએ તેના હાથમાંથી પિસ્તોલ લઈ ઘોડો ચઢાવી તેના કપાળ સામે ધરી અને દોડી પણ ખરી. પરંતુ દૈવયોગે તેમાંની બધી કારતુસ ખાલી ગયેલી હોવાથી સિપાઇ બચી ગયો. વીજલાએ ચીઢવાઇને પિસ્તોલ તેના કપાળ પર ઠોકી દીધી. કોન્સ્ટેબલ બિચારો બેશુદ્ધ થઇ ગયો. એટલામાં દોડી આવતા કેટલાક માણસોનાં પગલાંનો અવાજ સાંભળતામાં વીજલો ઉઠીને નાસવા લાગ્યો.

થોડીજ વારમાં શ્રીપતલાલ ત્યાં આવી પહોંચ્યો. કોન્સ્ટેબલને રસ્તામાં બેશુદ્ધ થઇ પડેલો જોતાંજ તેને સર્વ બીના આછી આછી સમજાવા લાગી. તેને મારીને કોઇક હમણાંજ નાશી ગયું એમ માલમ પડતાં શ્રીપતલાલે કોન્સ્ટેબલનો નંબર જોઇને વીજલાની પાછળ તે ગયો તે રસ્તે દોડવા માંડ્યું. થોડી વારે બીજાં માણસો ત્યાં આવી પહોંચ્યાં. તેમણે સિપાઇને શુદ્ધિમાં આણ્યો એટલે તે ધીમે ધીમે થાણા

પર પાછો ગયો.

વીજલો દોડતો દોડતો સમુદ્ર કિનારે પહોંચ્યો. શ્રીપત પણ તેની પાછળજ હતો. વીજલો થાકી ગયેલો હતો છતાં પણ સમુદ્ર કિનારા ઉપર સંતાઇ જવાની જગ્યા મળે ત્યાં સુધી દોડયા વિના તેનો છૂટકો ન હતો. હજુ તેણે પોતાની પૂંઠ લેનારને ઓળખ્યો ન હતો. પરંતુ શ્રીપતલાલે તો ચંદ્રના પ્રકાશમાં તેને પારખી કાઢયો હતો.

વીજલાને આખા દિવસનો અપવાસ હતો. તેને પીવાને પાણી પણ મળ્યું ન હતું એટલે આગળ વધવાનું તેને બહુજ કઠણ થઇ પડયું. તે બિચારો નિરાશ થયો. એટલામાંજ એક ખડક જોવામાં આવ્યો. તેથી તેને ઉત્સાહ આવ્યો. તે ઝટ લઇ ખડક પર ચઢી ગયો. શ્રીપતલાલ પણ તેની પાછળ ચઢવા લાગ્યો. એટલામાં વીજલાએ પાછા ફરીને શ્રીપતલાલને એક ધક્કો માર્યો.

આગળ વધવાનાજ જોમમાં આવેલા શ્રીપતને ઓચિંતો પાછો ધક્કો લાગતાં તેના શરીરની સમતોલના જતી રહી અને તે પાછળ ઉછળ્યો. ખડકની નીચેજ પાણી હતું. સમુદ્રમાં ભરતી પણ ચઢતી હતી એટલે ઘુઘવાટ પુષ્કળ થતો હતો. શ્રીપતલાલને લાગ્યું કે હવે તો સો વર્ષ પૂરાં થઇ જવાનાં. તે પડતાં પડતાં જે કાંઇ હાથમાં આવે તે પકડવાને પ્રયત્ન કરવા લાગ્યો.

સુભાગ્યે ખડકની નજીક આગળ કેટલાક વેલાઓ ઉગેલા હતા તે શ્રીપતલાલના હાથમાં આવ્યા. પરંતુ તેની મદદથી કાંઇ ઉપર પાછું ચઢાય એમ ન હતું. શ્રીપતનાં કપડાં પાણીથી તરબોળ થઇ ગયાં. આવો ભયંકર પ્રસંગ કદી એના ઉપર આવ્યો ન હતો તેથી તેનું હૃદય ધ્રુજવા લાગ્યું. આવી સ્થિતિમાં—માત્ર વેલાઓના આધારે લટકી રહેવામાં—ઘણો વખત જીવી શકાય તેમ ન હતું. કોઇ એ બાજુ પર આવી ચઢે એવું સ્થાન પણ ન હતું—કે શ્રીપત કોઇની મદદ માટે બૂમ પાડે. વીજલો તો કયારનો પોતાને રસ્તે પડયો હતો. હવે જીવ-

વાની આશાજ નથી એમ ધારી શ્રીપત " ઓ પ્રભુ ! ઓ હરિ ! " એમ ખોખરે સાદે બબડવા લાગ્યો.

પૂર્ણાનંદ નામનો એક સંન્યાસી તે સ્થાનની પાસેજ એક ઝૂંપડી બાંધીને રહેતો હતો. તે ત્યાં થોડા સમય પરજ આવેલો હતો, અને તેનું પૂર્વ જીવન કોઇને ખબર ન હતું. તે પોતાના નામનો પત્તો ભાગ્યેજ કોઇને આપતો. આખો દિવસ તે પોતાની ઝૂંપડીમાં ભરાઇ રહેતો. રાત્રે કોઇક વાર શહેરમાં પા અડધો કલાક જઇને પોતાના ભોજનની વસ્તુઓ લઇ આવતો. આસપાસ રહેતા માછી લોકોને તે કોઇવાર બોધ આપતો અને તેઓ પણ આનંદથી નવરાશને સમયે થોડો વખત એની ઝૂંપડીમાં આવી બેસતા.

શ્રીપતલાલ ખડક પરથી પડયો તેજ સમયે સંન્યાસી પૂર્ણાનંદ ત્યાંથી પસાર થતો હતો. શ્રીપતલાલની બૂમ તેણે સાંભળી. કોઇ પાણીમાં પડયું એમ માલમ પડતાંજ સંન્યાસીનું પરોપકારી હૃદય પીગળી ગયું, અને પોતાના હાથમાંની વસ્તુઓને તુરત જમીન પર નાંખી તેણે ઝભ્ભો ઉતારી પાણીમાં ભૂસકો માર્યો. પોતાને તરવાની ટેવ સારી ન હતી છતાં પણ તે શ્રીપતલાલને જોઇએ એટલી મદદ કરી શકે એમ હતું.

મદદ આવેલી જોતાંજ શ્રીપતલાલને હિંમત આવી. તેણે એક હાથ વેલાઓને છોડી દઇ સંન્યાસી તરફ લંબાવ્યો. પૂર્ણાનંદે તે હાથ કિનારા તરફ ખેંચ્યો અને ખડકની એક ખાંચ ઉપર વળગાડી આપ્યો. શ્રીપતલાલે હવે પોતાનું બધું જોર કાઢયું. એક આંચકો મારી પોતાનું આખું શરીર પાણી બહાર કાઢયું. પૂર્ણાનંદે પાછળ ટેકો આપ્યો એટલે તે ખડક ઉપર ચઢી શકયો.

સંન્યાસી પણ તે પછી ઉપર ચઢી આવ્યો. તે બહાર આવતાંજ ઉપકૃતતાથી અભિભૂત થઇ ગયેલો શ્રીપત તેને વળગી પડયો. પોતાને જીવતદાન દેનારનો શી રીતે આભાર માનવો તે તેને સમજા-

યુંજ નહિ.

"તમે મને આજે જીવાડયો છે..." શ્રીપત અંતે જેમ તેમ બોલ્યો, "તમારો હું શી રીતે ઉપકાર માનું ?"

"મારો ઉપકાર માનવાની જરૂર નથી. ઉપકાર પ્રભુનો માનો." સંન્યાસીએ ઉત્તર આપ્યો.

"આપ કોણ છો ? કયાં રહો છો ?"

"સંન્યાસીને ઘર શાનું ?"

"પણ આપનું નામ શું છે ? આપના વડેજ મને આજે ફરી જીવન મળ્યું છે...હું આપના ઉપકારના ભારથી દબાઇ ગયો છું. આપનું નામ કહો."

"હું મારૂં નામ કોઇને કહેતો નથી."

"મારા જેવા માટે તે બહુજ અગવડ ભરેલું થઇ પડે છે. હવે મારે આપને શી રીતે બદલો વાળી આપવો..."

શ્રીપતલાલે ઘણા આગ્રહથી સંન્યાસી પૂર્ણાનંદનું નામ ઠામ જાણવાને પ્રયત્ન કર્યો, પરંતુ સંન્યાસીએ તે જણાવવા નાખુશી બતાવી. શ્રીપત વધારે હઠ કરી શકયો નહિ. અંતે તેના ઉપકારનો બદલો વાળવાની એક રીત તેને સૂઝી આવી.

"આ મારા નામનું કાર્ડ આપની પાસે રાખો. આપ કોઇવાર ભયમાં આવી પડો અને મદદની જરૂર હોય ત્યારે આ નામ પર મને ટેલીફોન કરજો." એમ કહી શ્રીપતે પોતાના નામનું કાર્ડ તેને આપ્યું.

"શ્રીપતલાલ ગુર્જર" સંન્યાસીએ ચંદ્રના પ્રકાશમાં કાર્ડ પરનું નામ વાંચ્યું. અને–

તેજ વખતે શ્રીપતલાલને એક વિચાર આવ્યો:–

"આ માણસને મેં પહેલાં કોઇ સ્થળે જોયો છે !"

પરંતુ તેને ક્યાં જોયો છે તે સંભારવાને ઘણુએ પ્રયત્ન કર્યા છતાં તે યાદ નહિજ આવ્યું. સંન્યાસી તો કાર્ડ લઇ પોતાની વસ્તુઓ ઉપાડી ચાલતો થયો હતો; પણ શ્રીપતલાલના ક્ષોભિત મગજમાં "આ માણસને મેં કયાંક જોયો છે !" એ વિચાર ઘોળાયાજ કર્યો.

૨૨

## લાંબી દાઢીવાળો સંન્યાસી.

શ્રીપતલાલને ખડક પરથી ગબડાવી પાડી વીજલો ઉતાવળે નાસવા મંડયો. માર્ગમાં એક ઉંડી ગુફા જેવું આવ્યું, તેની અંદર તે ભરાઇ ગયો અને તેણે અર્ધ નિદ્રામાં, સ્વપ્નમાં તથા ગભરાટમાં રાતની રાત પસાર કરી......

પાપીને નિદ્રા કયાંથી આવે !

સવાર પડી. દહાડો ચઢતાં તે ઉઠીને બેઠો થયો. તેનું આખું શરીર કળતું હતું. ગઇ રાત્રિનો અથાગ શ્રમ, દોડતાં થયેલી ઈજાનો દુખાવો, અને આખી રાત્રિ ઉઘાડામાં કાઢી સહન કરેલી અત્યંત શરદી એ ત્રણેથી તેના શરીરમાં ઘણીજ મંદતા આવી ગઇ. અધુરામાં પૂરૂં તેને ચોવીસ કલાકમાં કાંઇજ ખાવાનું મળ્યું ન હતું.

ધીમે ધીમે તે ગુફાની બહાર આવ્યો ને આમ તેમ જોવા લાગ્યો, તો દૂરથી બે માણસો પરસ્પર વાતચિત કરતા અને પોતાની ગુફા તરફજ આવતા તેની દૃષ્ટિએ પડયા. થોડીવાર લક્ષપૂર્વક જોતાંજ તેણે બંનેને ઓળખ્યા; એક હતો શ્રીપતલાલ ડીટેક્ટિવ; અને બીજો તેનાજ નીચે છૂપી પોલિસનું કામ કરનાર ડીટેક્ટિવ વિઠ્ઠલ હતો. વીજલો પાછો અંદર ભરાઇ ગયો.

" અરેરે ! આ લોકોએ તો મારો જીવજ લેવાનો વિચાર કર્યો છે કે શું ? " વીજલો બબડવા લાગ્યો, " એ લોકોએ આખી રાત

મારી શોધમાં આટલામાંજ ભમ્યાં કર્યું હોય એમ લાગે છે..."

વીજલાથી ઘણો વખત ગુફામાં ભરાઇ રહેવાયું નહિ. કારણ કે ભૂખ કકડીને લાગી હતી એટલે 'ચારો ચરવા' તેને બહાર નીકળ્યા વિના છૂટકો ન હતો. તેણે ફરીથી એકવાર ડોકીયું કર્યું તો એક સ્થાને બે સ્ત્રીઓ વાતચિત કરતી બેઠેલી તેના જોવામાં આવી અને એક પુરૂષ તેમની તરફ જતો જણાયો. તીક્ષ્ણ નજરે જોતાં વીજલાએ સરોજને અને માણેકમાશીને તો ઓળખ્યાં. પરંતુ પેલા પુરૂષની પોતાના પ્રતિ પીઠ હોવાને લીધે તે કોણ હશે તે સમજાયું નહિ.

× × × × ×

આજે સાંજે સમુદ્ર કિનારા પર ખાવાનું લઇ જઇ " વનભોજન " કરવું એવું સરોજે આગલી રાત્રે મા સાથે રકઝક કરીને કબુલ કરાવ્યું હતું અને સરોજની 'જીદ' જોઇને બાએ પણ તેને સંમતિ આપી હતી. તે પ્રમાણે ' વનભોજન ' માટે કયું સ્થાન યોગ્ય થઇ પડશે અને ક્યાં સારૂં એકાંત મળી શકશે તે ઠરાવવાને સરોજ માશી સાથે ત્યાં ફરવા આવી હતી. ઘણો સમય આમતેમ ફર્યા પછી વિશ્રાંતિ લેવા માટે તેઓ એક સ્થળે બેઠાં.

" આપણે આ સ્થાનજ નક્કી કરીશું. "

" હું તો આ જગ્યાએ વનભોજન કરવું યોગ્ય ધારતી નથી. " માશીએ કહ્યું. " મને તો આમ ખુલ્લી જગામાં જમવું એજ ગમતું નથી..."

" મને તો આ ગમતું નથી ને મને તો તે ગમતું નથી, એ બધાંનો હવે ક્યારે અંત આવશે, માશી ? હું જાણું છું કે હું જે પસંદ કરૂં તેમાં તું ખોડ કાઢ્યા વિના રહેવાનીજ નથી......અરે, પણ પેલું કોણ આવે છે ? " સરોજે આંગળીથી બતાવ્યું. માશીની નજર શ્રીપતલાલ ઉપર પડતાંજ તે ભડકી.

" વળી એ ક્યાંથી અહીં આવી ચઢયો ? ચાલ, ચાલ. સરોજ, ઉઠ. આપણે એકદમ ચાલી જઇએ અહીંથી..."

" કેમ, શું છે ? "

" પોલિસનું માણસ..."

" એસ છાની હવે. "

એટલામાં શ્રીપતલાલ છેક પાસે આવ્યો અને સરોજ સાથે મોં મલકાવ્યું. માશીના મનમાં વધુએ ચટપટી થઇ; પરંતુ હવે શું કરે ?

" કેમ, આજે સવારમાં ફરવા નીકળ્યાં છો ? " શ્રીપતલાલે માશી તરફ દૃષ્ટિ ફેંકતાં પૂછ્યું.

" હા. હું તો રોજ સવારે ફરવા નીકળું છું. " સરોજે ઉત્તર આપ્યો, " પણ, અરરર, આ શું થયું છે ? આટલું બધું ક્યાં કેવી રીતે વાગ્યું ? "

" એ તો તમારી સહાયવાળા વીજલા મોચીની પ્રસાદી. "

" એટલે ? "

" તેની સાથે થયેલા પ્રેમાલિંગનની નિશાની. "

" ત્યારે શું તમારે તેની સાથે ઝપાઝપી થઇ હતી ? કાલે તો તમને કાંઇ ન હતું ? આજે અત્યારમાં ક્યારે તેની સાથે દ્વંદ્વયુદ્ધ કરી આવ્યા."

શ્રીપતલાલે તેમને સર્વ વૃત્તાંત અથેતિ કહી સંભળાવ્યું. તેને સજ્જડ વાગેલું જોઇને માશીને પણ તેના તરફ સહાનુભૂતિ ઉત્પન્ન થઈ, પણ સરોજ તો બધું સાંભળી રહ્યા પછી હસવા લાગી.

" ત્યારે આ ગળામાં તમે રૂમાલ બાંધ્યો છે તે શું તેના આલિંગનની યાદગીરીમાંજ કે ? "

" હાસ્તો. "

" અને આ હોઠ સુજી ગયા છે તે તેના ચુંબનની નિશાની હશે ખરૂં કની ? "

" ચુંબનની નિશાની તો ખરી, પરંતુ વીજ્‌લો મારા ઉપર એટલો બધો મોહ્યો ન હતો. એ તો પેલો અણીદાર ખડકની સાથે મારે નવિન પરિચય થયો, તેના આવકારદાયક ચુંબનની એ અવશિષ્ટ લહેજત છે. " શ્રીપતલાલે જે રંગમાં પ્રશ્ન પૂછ્યો તેજ રંગમાં ઉત્તર આપ્યો.

" પછી તમે તે સંન્યાસીની વધારે શોધ ન કરી ? " મારીએ પ્રશ્ન પૂછ્યો.

" ના. મને સમયજ મળ્યો ન હતો. પોતાનું કામ પુર્ણ કરી મેં આપેલું કાર્ડ તથા પોતાની પોટલી લઇને તે ચાલતો થયો. મને તેણે પોતાનું નામ પણ ન કહ્યું...પણ તે પોટલી લઇને આ તરફ જતો હતો, એટલે હું ધારૂં છું કે તે આટલામાંજ એકાદ ઝુંપડીમાં રહેતો હશે, અને તે તપાસ કરવા માટેજ હું સવારમાં આ તરફ આવ્યો છું."

" તે સંન્યાસી ગોરો સરખો એકવડા બાંધાનો હતો ? " સરોજે વચમાં પુછ્યું.

" હા. "

" અને તેણે દાઢી છાતી સુધી વધારેલી હતી ખરૂં કે ? "

" હા. હા. શું તમે તેને ઓળખો છો ? તે ક્યાં રહે છે તે તમને ખબર છે ? " શ્રીપતલાલે આનંદથી ઉછળી પૂછ્યું.

" નારે, હું તેને ઓળખતી નથી; તેમ તે ક્યાં રહે છે તે પણ ખાત્રીથી કહી શકું તેમ નથી: પરંતુ કાલે સાંજે અમે અહીં ફરવા આવ્યાં, તે વખતે એક ઝુંપડીના બારણા આગળ એક સંન્યાસી જેવાં વસ્ત્ર ધારણ કરેલો માણસ આંટા માર્યા કરતો હતો. તેનો દેખાવ તમે

કહ્યા છો તેવોજ હતો. અમને જોતાંવારજ તે એકદમ ઝુંપડીની અંદર જતો રહ્યો. "

" ત્યારે તેની ઝુંપડી કયાં છે તે તમને યાદ છે કની ? "

" હા. પણ ચોક્કસ જગા યાદ નથી. "

એટલામાંજ બીજા બે પુરૂષો ત્યાં આગળ આવ્યા. શ્રીપતલાલની સાથે તેમની નજર મળતાં હાથ ઉંચા કરી તે બોલ્યા, " સાહેબજી. " શ્રીપતલાલે પણ ડોકું નમાવી ઉત્તર દીધો. સરોજ તથા માશીએ ધાર્યું કે આ કોઈ બીજા ડીટેક્ટિવો હશે.

હતું તો તેમજ. તે બને છુપી પોલિસ ( ડીટેક્ટીવ ) ખાતામાં ઘણા સમયથી કામ કરતા હતા. અત્યારે સુપરીન્ટેન્ડેન્ટ સાહેબે તેમને ખાસ કામે મોકલ્યા હતા.

" કેમ, આજે અત્યારમાં આ તરફ ? " શ્રીપતલાલે તેમાંના એક તરફ વળીને પૂછ્યું.

" અમે આ તરફ એક મહત્વના કામ માટે આવ્યા છીએ. " તેણે જવાબ આપ્યો. "સાહેબે તમારા ઉપર પણ એક પત્ર મોકલ્યો છે."

" એવું શું મહત્વનું કામ છે ?" એ પ્રશ્ન સરોજ તથા માશીના સમક્ષ પૂછવા કરતાં થોડે દૂર જઇ વાતચિત કરી લેવી યોગ્ય ધારી શ્રીપતલાલે થોડા સમય માટે સરોજની રજા લીધી, અને બને ડીટેક્ટિવો સાથે થોડે દૂર જઇ વાતચિત કરવા લાગ્યો. સરોજના શ્રીપતલાલ સાથેના વધતા જતા સંબંધથી ભય પામતી માશીએ ત્યાંથી ઝટપટ ઉઠી જઇ ઘેર ચાલ્યાં જવા માટે સરોજને અત્યંત આગ્રહ પૂર્વક સમજાવી; પરંતુ સરોજ ક્યાં સમજે એવી હતી !

આ તરફ ત્રણ જણામાં વાતચિત થવા લાગી; " તમે શા કાર્ય અર્થે અહીં આવ્યા છો ? અને સાહેબે મને શો સંદેશો મોકલ્યો છે ?"

" પેલો પેપર-મિલવાળો કનૈયાલાલ મારવાડી હતો તેને તો

ઓળખો છો કની ?"

"હા. ઘણીજ સારી રીતે."

"અને તેનો ભાગીદાર મનમોહન વકીલ...?"

"તેને પણ ઓળખું છું."

"એ મનમોહન વકીલે મિલના હિસાબોમાં પોણા લાખનો ઘોટાળો વાળ્યો છે, અને તે માટે કનૈયાલાલ મારવાડીએ તેના ઉપર ફરીઆદ નોંધાવી છે. તે પરથી તેના ઉપર વારંટ છુટતાં તે ઘર છોડી નાશી ગયેલો છે..."

"તે શું તમે તેને અહીં પકડવાની આશા રાખીને આ તરફ આવ્યા છો ?" શ્રીપતે પૂછ્યું.

"હા. તપાસ કરતાં એમ માલુમ પડ્યું છે કે તે મનમોહન વકીલ કોલાબામાંજ દરીઆ કિનારે એક ઝુંપડી બાંધીને સંન્યાસી થઇ રહે છે. તો તે કયાં રહે છે તેનો તપાસ કરવા માટે અમે આવ્યા છીએ..."

"વારૂ, પણ સાહેબે મને શું લખ્યું છે ?"

"અમને એ કાર્યમાં મદદ કરવા વિષેજ." એમ કહી તેણે એક ચિઠ્ઠી શ્રીપતલાલના હાથમાં મુકી. તેમાં "આ ચિઠ્ઠી લાવનાર બે પોલિસનાંજ માણસો છે, તેમને તેમના કાર્યમાં મદદ કરશો." એટલુંજ માત્ર લખેલું હતું. શ્રીપતલાલે તે વાંચીને ગજવામાં મુકી.

"પણ એ વકીલ અહીં ઝુંપડીમાં રહે છે એમ તમે શા પરથી જાણ્યું ?"

"એક માછી તરફથી અમને એ ખબર મળી છે; એટલુંજ નહિ પણ તેણે અમને તેની ઝુંપડી બતાવવાનું પણ કબુલ કર્યું છે. તે હમણાં આવી પહોંચશે. પણ સાહેબ, આ તમને શું થયું છે ? કોઇ સાથે દ્વંદ્વયુદ્ધ થયું કે શું ?" શ્રીપતલાલને કપાળ ઉપર વાગેલું

હતું તે તરફ આશ્ચર્યથી જોતાં પેલાએ પૂછ્યું.

"હા. જબ્બર દ્વંદ્વયુદ્ધ થયું હતું. કાલે વીજલા મોચીની પુંઠ પકડી હતી તેનું આ ફળ મળ્યું છે."

"એમ !"

"હારે. તે મારા હાથમાં આવેલો છટકી ગયો." શ્રીપતલાલે આગળ ચલાવ્યું, માત્ર એકજ જણની મદદ હોત તો કાલે હું તેને છટકવા દેત નહિ. હવે તમે મનમોહન વકીલને પડતો મૂકી પ્રથમ તે-નેજ પકડવાનો પ્રયત્ન કરો તો ઠીક."

"પણ સાહેબનો હુકમ આ પ્રમાણે છે એટલે અમે લાચાર છીએ. વકીલને પકડયા પછી અમે વીજલાની ખબર લઇશું."

એમ કહી તેઓએ શ્રીપતલાલની રજા લીધી; અને સામેથી પેલો માછી આવતોજ હતો તેને તેઓ જઇ મળ્યા શ્રીપતલાલ સરોજની પાસે આવ્યો.

"કેમ શ્રીપતલાલ, શી ખટપટ હતી !"

"ખટપટ તો છેજ, અને તે દુઃખદાયક પણ છે."

"જરા સ્પષ્ટ રીતે બોલોને ?"

"કાલે જેણે મને પ્રાણદાન આપ્યું તે, બીજું કોઇ નહિ: પરંતુ વારંટ છુટવાથી નાશી છુટેલો મનમોહન વકીલજ છે એમ મને લાગે છે. તેણે પોતાના ભાગીદાર કનૈયાલાલ મારવાડીની મિલના હિસાબમાં ઘોટાળો વાળ્યો છે, અને તેથીજ તેને નાસવું પડ્યું છે..."

"આ બે ડીટેકટીવો ત્યારે તો તેને પકડવા જતા હશે ?"

"હા. તેમને સુપરીન્ટેન્ડેન્ટ સાહેબનો હુકમ મળેલો છે." શ્રીપતલાલે ઉત્તર આપ્યો. "મને પ્રથમથીજ લાગતું હતું કે મેં એ માણસને કોઇ સ્થળે જોયો છે."

" ત્યારે મનમોહન વકીલ અહીં રહે છે તેની આ ડીટેક્ટિવોને ખબર પડી છે ખરૂંને ? "

" હા; એટલુંજ નહિ પણ તે કિનારા ઉપર ઝુંપડી બાંધીને સંન્યાસીનો વેશ ધારણ કરી રહે છે એ પણ તેઓએ જાણ્યું છે અને તેથી એક માછીને સાથે લઇ તેઓ તેને પકડવા જાય છે."

" અરેરે ! શ્રીપતલાલ, જેણે-જે પરોપકારી મનુષ્યે થોડાજ વખત પર તમારા પ્રાણ બચાવ્યા તેને આમને આમ તમે પકડાવાજ દેશો ? આવું કૃતઘ્નીપણાનું કામ તમારાથી થઇ શકશે ?......એ બનેજ કેમ ? "

" સરોજ, તે મનુષ્યનો મારા ઉપર અત્યંત ઉપકાર થયો છે તે કાંઇ હું વિસરી જતો નથી, અને તેટલા માટેજ મેં આ ડીટેક્ટિવોને વાતમાં ઘણા રોક્યા, પણ એ મેં ન્યાય વિરૂદ્ધ કાર્ય કર્યું એમજ મને લાગે છે. ન્યાયની બાબતમાં પ્રમાણિકપણે વર્તવા માટે હું સરકાર સાથે વચનથી બંધાયો છું એટલે મનમોહન વકીલને નાસવામાં મારાથી મદદ થઈ શકે નહિ. હું વચનબદ્ધ થયેલો છું..."

" પણ હું ક્યાં વચનબદ્ધ છું ? " સરોજ વચમાં બોલી ઉઠી. " શ્રીપતલાલ, હું હમણાંજ તે પરોપકારી સંન્યાસીને નાશી જવાની સુચના દઇ આવું છું. "

" ના. ના. ના. ના. સરોજિની. " શ્રીપત આશ્ચર્ય ચકિત થઇ બોલ્યો. " તમે એવું કાંઇ સાહસ કરીને તમારી જાતને જોખમમાં નાંખશો નહિ. હું બીજી અનેક રીતે એ સંન્યાસીને મદદ કરીને મારા ઉપરના ઉપકારનો બદલો વાળી શકીશ."

પણ સરોજે તે સાંભળ્યું નહિ.

" સરોજ, બેટા તું શા માટે આવી નકામી ખટપટ માથે વહોરી લે છે ? ચાલ, ઉઠ, આપણે ઘેર જઇએ ! બહુ વખત થઇ

ગયો છે..." જો કે માત્ર સવારના આઠજ વાગ્યા હતા તોયે માશીએ એ પ્રમાણે બહાનું કાઢ્યું, અને સરોજનો ડાબો હાથ પકડી ઉભી થઇ. તેને મનમાં ભય લાગ્યો કે રખેને એજ વખતે સરોજના હાથ પરનું ત્રિશૂળ દેખા દે અને તે શ્રીપતલાલની દૃષ્ટિએ પડે ! તેથી તે પોતાના વસ્ત્રનો પાલવ શ્રીપતલાલની દૃષ્ટિ આડે રાખી સરોજને ઘર તરફ ખેંચી જવાનો પ્રયત્ન કરવા લાગી.

" માશી, તું આવી ખેંચાખેંચ ન કર. આ મનમોહન વકીલના સંબંધમાં પ્રસિદ્ધ થયેલી ખરી હકીકત મેં 'હિંદુસ્તાન' પત્રમાં વાંચી હતી. તે પરથી માલમ પડે છે કે તે અપરાધી તો નથીજ. ઉલટું " કનૈયાલાલે મિલમજુરોના પગાર ખાઇ જવા માટે જુદા ચોપડા બનાવ્યા તે તેણે ના કબુલ કર્યા અને કનૈયાલાલની દુષ્ટતાને ઉઘાડી પાડી. એ પ્રસંગ પરથી ક્રોધે ભરાઇનેજ કનૈયાલાલે મારા ઉપર ખોટી ફરીઆદ માંડી છે " એમ મનમોહન વકીલે ચોકખું જાહેર કર્યું હતું. જ્યાં કનૈયાલાલે પોલિસને ફોડેલા હોવાથી તેનું કોઇએ સાંભળ્યું નહિ." આ સર્વ સત્યજ છે અને તેથી મનમોહન વકીલને અત્યારે નાશી છુટવાની સૂચના કરવી એમાં કોઇ પણ જાતનો અન્યાય નથી...તેથી હું જાઉંછું તેની પાસે..."

એમ બોલી, શ્રીપતલાલના પ્રત્યુત્તરની વાટ ન જોતાં, તેમજ માશીના અનુરોધને ન ગણકારતાં સરોજે ચાલવા માંડ્યું. ખરેખર તેના ડાબા હાથ ઉપર ઝણઝણાટ લાગવા માંડ્યો હતો, અને થોડીજ વારમાં ત્રિશૂળાકાર સ્પષ્ટ દેખાશે એમ લાગવાથી સરોજે શ્રીપતલાલ પાસે વધુવાર ઉભા રહેવાનું યોગ્ય ધાર્યું નહિ.

શ્રીપતલાલ ચકિત દૃષ્ટિથી જોઇ રહ્યો. માણેકગૌરી તો સ્તબ્ધજ થઇ ગઇ. તેને લાગ્યું, " અત્યારેને અત્યારેજ બધો ભેદ સ્ફોટ થઇ જશે કે શું ? "

## ૨૩

## ત્રિશૂળધારિણીનો હુમલો !

સરોજ ત્યાંથી નીકળીને વચમાં કોઇ પણ સ્થળે ન થોભતાં પાધરી તે સંન્યાસી રૂપ મનમોહન વકીલની ઝુંપડી પાસે જઇ પહોંચી. એક તરફથી પેલા બે ડીટેકટિવો અને એક માછી ઝુંપડીનીજ દિશામાં આવતા તેની દષ્ટિએ પડયા, એટલે તેણે જેમ બને તેમ ઉતાવળથી પોતાનું કાર્ય કરી લેવા વિચાર કર્યો.

ઝુંપડીનું આગળનું દ્વાર બંધ હતું. તે ઉઘાડવાને પ્રયત્ન પણ ન કરતાં સરોજ પાછળ ગઇ. ત્યાં એક નાની બારી હતી. તેમાંથી સરોજે ચઢીને અંદર પ્રવેશ કર્યો. ટટ્ટી ભરીને તેના બે ખંડ પાડવામાં આવ્યા હતા. સરોજે પ્રવેશ કર્યો તે ખંડ મનમોહન સૂવા માટે વાપરતો હતો. તેમાં અત્યારે કોઇ ન હતું.

સરોજે બીજા ખંડમાં પ્રવેશ કર્યો. ત્યાં મનમોહન પૂજાના કામમાં રોકાયલો હતો. સરોજને જોઇ પ્રથમ તો તે ભય પામ્યો. આમ એકાએક પોતાની ઝુંપડીમાં ધસી આવનાર કોણ હશે તેનો તે વિચાર કરવા માંડે તે પહેલાંજ સરોજે ગભરાટથી કહ્યું:–" મનમોહનલાલ, નાસો નાસો, જલદીથી આ સ્થાનને છોડી દ્યો. પોલિસ તમને પકડવા આવે છે."

મનમોહન પણ ગભરાટમાં સરોજ તરફ તેમજ ઝુંપડીના દ્વાર તરફ વારા ફરતી જોવા લાગ્યો. પોતે આટલો ગુપ્ત વેશ ધારણ કરીને આવે નિર્જન સ્થળે વસતો હોવા છતાં પોલિસે તે કેમ જાણ્યું એ તેને સમજાયુંજ નહિ, અને વળી આ તરૂણ છતાં આટલી હિંમતવાળી સ્ત્રી કોણ હશે તથા તે શા માટે મદદ કરવા આટલી ઉત્સુકતા રાખતી જણાય છે તે વિચારે તો તેનું મગજ ભમવાજ લાગ્યું. " એ શત્રુ હશે, કે મિત્ર ? "

મનમોહનને વિચારમાં પડી સમય ગુમાવતો જોઇ સરોજે હાથની ચપટી વગાડતાં ફરીથી કહ્યું:—" અરે, તમે શો વિચાર કરોછો ? જલદી તૈયાર થઇ જાઓ અને આ બારીમાંથીજ કુદીો મારી બહાર નીકળી જાઓ. ત્યાંથી કાલે રાત્રે જ્યાં પેલા શ્રીપતલાલને તમે પાણીમાંથી કાઢ્યા હતા તે ખડક સુધી જઇ ડાબા હાથ પર વળી જજો. જો આગળને રસ્તે જશો તો પોલિસ સામાજ મળશે. "

પોતાની આટલી બધી વાત જાણનાર અને એક ખરા હિતસ્વી તરિક આવી સમયસૂચકતા આપનાર આ યુવતિ કોણ હશે તે સમજવુંજ જોઇએ એમ મનમોહનલાલને લાગ્યું ખરું: પરંતુ તેમ કરી શત્રુના હાથમાં સપડાવું તે ભયંકર થઇ પડે એમ પણ તેને લાગ્યું. તેથી તેણે સરોજની સૂચના પ્રમાણેજ શયનખંડની બારીએ ચઢીને ભૂસકો મારી દીધો.

મનમોહનલાલની પાછળ હું પણ એજ પ્રમાણે કુદીને નીકળી જાઉં એમ પ્રથમ તો સરોજે ધાર્યું: પરંતુ તેમ કરવાથી સિપાઇઓ તુરતજ અમારી પુંઠ લેશે, એ વિચારે તેને અટકાવી. કોઇ પણ રીતે એ ડીટેક્ટિવોને અહીં થોભાવી રાખી મનમોહનને નાસી જવાનો પૂરતો સમય આપવાની કાંઇ યુક્તિ કરવી જોઇએ.

જોખમમાં આવેલી સરોજને તેજ વખતે કુદરતે એક યુક્તિ સુઝાડી. મનમોહનલાલ સુવા માટે ઘાસજ વાપરતો હતો; તેમજ એક ગોખા ઉપર એક ખ્યાસતેલનો ખડીઓ પડેલો હતો. એ બે વસ્તુ પર નજર પડતાંજ સરોજના ત્રિશળે જોર કર્યું અને તેની મુદ્રા સતેજ થઇ.

ડીટેક્ટિવો એ વખતે ઝુંપડીની છેક પાસે આવી પહોંચેલા હતા. અને દ્વાર ઉઘાડવાને માટે પ્રયત્ન કરી રહ્યા રતા. તે થોડીજ વારમાં ખડખડપાંચમ થઇ રહેલાં બારણાંને તોડી પાડી અંદર આવશે એમ લાગતાંજ સરોજે ઘાસ અને 'તેલ' નો હસ્તમેળાપ કરાવી દીવાસળી

ચાંપી દીધી એટલે આગનો ભભુકો થયો. ઘાસ કાંઇ થોડું ન હતું. તે સળગતાં શી વાર ? ધુમાડો નીકળવા લાગ્યો. સરોજે હવે બારી પર ચઢી બહાર ઉતરવા માંડયું. તેજ ક્ષણે ઝુંપડીનું દ્વાર ભાંગ્યું અને પેલા બને જણાએ અંદર પ્રવેશ કર્યો.

આગલા ખંડમાં તો કોઇ ન હતું; પરંતુ પાછલા ખંડમાં હોળી સળગેલી હતી. ધુમાડાથી આંખ ભરાઇ જતી હતી. તેઓ બિચારા છેક નાશીપાસ થયા. એટલામાં એક જણની દૃષ્ટિ બારી તરફ ગઇ. કંઇક જોઇને તે ભડકયો.

બંગડીઓ પહેરેલો હાથ અને તે પર ભેદી ત્રિશૂળ !

" ઓઓઓઓ ! આ શું ! ? ભેદી ત્રિશૂળાકાર !"

" હેં ! શું છે ? "

બીજાએ તે પ્રશ્ન પૂછયો, તે પહેલાં તો તે હાથ અદૃશ્ય થઇ ગયો...સરોજ બહાર ઉતરી પડી.

" હમણાં મેં આ બારી પર એક સ્ત્રીનો હાથ જોયો, અને તે પર પેલાના જેવોજ ભેદી ત્રિશૂળાકાર હતો..."

" નક્કી ? ખરેખર ? "

" હા હા. તે સ્ત્રી આ બારીએથી બહાર કુદી પડી લાગે છે. આપણા રસ્તામાં પણ એ બાઇ આવીને ઉભી ! કોણ જાણે કેવા રાક્ષસી છાતીવાળી સ્ત્રી હશે !..."

" તેમાં ગભરાય છે શું ? ચાલોની એક કામમાં બે કામ થશે તે કાંઇ દૂર ગઇ ન હશે, આટલામાંજ હશે. તેને પણ સાથે પકડી કાઢીશું એટલે બેવડું ઇનામ મળશે..."

પણ એ બેવડું ઇનામ તેમના નસીબમાં લખેલું હોય ત્યારેને !

તેઓએ આટલી વાતચિત કરી તે દરમ્યાન તો છાપરાને ઝાળ લાગી, અને ચારે તરફની ટટ્ટીઓ સળગવા માંડી. વાંસડા–કામડાં અને

તાડછાંના ઘરને બળતાં કેટલી વાર લાગે !

પવનનો ઝપાટો લાગતાં ધુમાડાનો ભભુકો એક ડીટેકૃટિવના મોં પર આવ્યો. તે ગુંગળાવા લાગ્યો. જાનમ મેળવવાની તેની આશા મનમાંજ રહી ગઇ, અને તે બેશુદ્ધ થઇને જમીન પર ત્યાંજ પડ્યો.

તેના સાથીએ તેને ઝાલી લીધો તે સળગતા ઘાસના ઢગલા ઉપર પડતો પડતો બચ્યો. ધુમાડાથી ઝુંપડું ભરાઇ ગયું હતું. પોતાના સાથીને ખાંધ પર લઇ પેલો દ્વાર શોધવા લાગ્યો. એટલામાં બહાર ઉભેલો પેલો માછી " આગ લાગી, આગ લાગી; દોડોરે દોડો " એમ મોટેથી બૂમ પાડવા લાગ્યો. થોડી વારમાં પાંચ પચીસ માણસ ભેગું થઇ ગયું.

ઘણી મહેનતે પેલા બે બહાર નીકળી શક્યા. બેશુદ્ધ થયેલા સાથીને સમુદ્ર કીનારા પર સુવાડ્યો. ત્યાં ખુલ્લી હવાથી તે શુદ્ધિમાં થોડો થોડો આવવા લાગ્યો. ભેગા થયેલા માછીઓએ પાણી વગેરે લાવીને આગ બુઝવવાનો પ્રયત્ન કરવા માંડ્યો પોતાને વારંવાર ઉપદેશ આપનાર સંન્યાસીને પોલિસોએ જીવતા સળગાવી મૂક્યા હશે એમ તેમને પ્રથમ તો લાગ્યું. એટલુંજ નહિ પણ પોતાની ઝુંપડીઓ પાસે હતી તે કદાચ સળગે એ ભયથી તેઓ આગ બુઝાવવાને તનતોડ મહેનત કરે એમાં નવાઇ શી ?

મનમોહન વકીલને નાશી છુટવાનો પૂર્ણ અવકાશ મળ્યો. સરોજ તે જોઇ આનંદ પામતી ધીમે ધીમે નાશી બેઠી હતી તે સ્થાન તરફ ચાલવા લાગી. પોતે મનમાં ધાર્યા પ્રમાણે સર્વ કામ યથાસ્થિત પાર પડ્યું તેથી તેના હૃદયને અપૂર્વ શાંતિ મળી. તેના હાથ પરની બળતરા કમી થઇ ગઇ. ત્રિશળાકાર અદૃશ્ય થઇ ગયો, અને તેનું અંતઃકરણ ઉલ્લાસપૂર્ણ બન્યું.

ધુમાડાના ગોટા, લોકોની બુમો અને ભડકા જોઇને દૂર બેઠેલાં શ્રીવતલાલ અને માણેકગૌરીનું ધ્યાન પણ તે તરફ ખેંચાયું. તે શું

હશે એ વિષયની પોતાની ઉત્સુકતા પોષવા માટે તેઓ બંને ઝુંપડી તરફ ચાલી નીકળ્યાં. માર્ગમાંજ તેમને સરોજ મળી.

" શું થયું ? " શ્રીપતલાલે ભયભિત સ્વરે પૂછ્યું.

" કાંઇ નહિ. " સરોજે ઉત્તર આપ્યો.

" એટલે ? " માશીએ ગભરાતાં પૂછ્યું.

" એમજ કે હું તે ઝુંપડી સુધી પહોંચું તે પહેલાં તો પેલા ડીટેક્ટિવો તેમાં ધુસ્યા હતા. મને લાગે છે કે મનમોહન વકીલે તેમની સાથે જવાને ના પાડી હશે તેથી એ બંનેએ તે બિચારાની ઝુંપડી સળગાવી દીધી અને–અને તેને જીવતો બાળી મૂક્યો..."

" હેં ! " બંને શ્રોતા આશ્ચર્ય અને કરૂણાયુક્ત સ્વરે બોલ્યા.

" એમજ લાગે છે. પછી થોડીવારમાં તો આખું ઝુંપડું સળગ્યું. પેલો માછી બહાર ઉભો રહીને આગની બુમ પાડવા લાગ્યો. ઘણાં માણસો ભેગાં થઇ ગયાં, છતાં પેલા ડીટેક્ટિવો બહાર નીકળેજ નહિ. અંતે જ્યારે છાપરૂં સળગ્યું ત્યારે એક જણ બીજાને ખાંધે પર લઈ બહાર આવ્યો, ને નાશી ગયો. મને લાગે છે કે તે પાપીઓએ બિચારા સંન્યાસીને પુરેપુરો બાળી નાંખ્યો હશે..."

" અરેરે ! " માશીએ ઉદ્ગાર કાઢ્યા.

" પછી મારાથી ત્યાં ઉભા ન રહેવાયું, એટલે તમારી તરફ પાછી આવી. કોણ જાણે ત્યાં શું થયું હશે ! ભગવાન એ નિર્દોષ વકીલને બચાવે તો સારૂં."

" ચાલો. હું ત્યાં જઇને તપાસ કરૂં છું. " બધું સાંભળી રહ્યા પછી શ્રીપતલાલે કહ્યું.

" ત્યારે હું પણ તમારી સાથે આવું છું. " સરોજે કહ્યું.

" હવે તારે જવાનું શું કામ છે " માશીએ સરોજને અટકાવતાં ધીમે સાદે કહ્યું:–" ગાંડી થઇ છે કે શું ? હાથે કરીને શામાટે

કૂવામાં પડવા જાય છે. બહુ આગળ પડવામાં આપણા ઉપરજ શક અને સંકટ આવી પડશે. ચાલ ઘેર..."

"માશી, હું કરૂં છું તે યોગ્યજ કરૂં છું. અત્યારે હું એમની સાથે ન જાઉં તો મારા ઉપરજ શક અને સંકટ આવી પડે એમ છે. જો મારો હાથ કેવો સ્વચ્છ છે. તું નકામી મને શિખામણ આપવાનું ડહાપણ ન કર. ભય રાખનારની ઉપરજ ભય આવી પડે છે. માટે તું ઘેર જતી રહે."

પણ સરોજને આમ એકલી છોડીને જવાની તેની હિંમત ન ચાલી. ઘેર જઇ નંદનબાને શું જવાબ દે ? તેથી તે પણ સરોજની સાથે ચાલી.

ત્રણે જણ ઝુંપડી પાસે આવ્યાં. એ વખતે આગ તો લગભગ હોલવાઇ ગઇ હતી. સમુદ્રકીનારા ઉપર પેલા બે ડીટેકટિવોને જોઇને ત્રણે જણ તેમની પાસે ગયાં. બેશુદ્ધ થયેલા ડીટેકટિવને ભાન આવતું હતું. તે શ્રીપતલાલને જોઇને બેઠો થયો.

"અરે, આ આગ કેવી રીતે લાગી ? તમે મનમોહનને પકડયો કે નહિ ? આ તારો સાથી બેશુદ્ધ કેમ થઇ ગયો ?..." વગેરે અનેક સવાલો શ્રીપતલાલે એક સાથે પૂછયા.

"અમે શું કરીએ ? શ્રીપતલાલ સાહેબ. અમે તે ઝુંપડીમાં ઘુસ્યા પણ તેના આગળના ખંડમાં કોઇ ન હતું. બીજા ખંડમાં પ્રવેશ કીધો તો ત્યાં તો મોટી આગ લાગેલી. તે ખંડમાં એક સ્ત્રી હોવી જોઇએ, કારણ કે તેની બંગડીનો અવાજ મેં સાંભળ્યો હતો."

"પછી મનમોહન વકીલનું શું થયું ?"

"તે તો ત્યાં હતોજ નહિ. પેલી સ્ત્રી તો ઘાસ ઉપર દીવાસળી ચાંપી આગ લગાડી પાછળની બારીએથી કુદકો મારી નાશી ગઇ!"

"તમે તે બાઇને પકડી કેમ નહિ. કદાચ મનમોહન પોતેજ

સ્ત્રીનો વેશ લઇને નાઠો હોય તો ? ”

“ તે બાઇ પકડાય એમ ક્યાં હતું ? પ્રથમ તો અમને એમ લાગ્યું કે સ્ત્રીને હાથ કેમ અડકાડાય ? પણ પાછળથી તે બાઈ ઓળખાઈ...”

“ મનમોહનેજ વેશ ધારેલો હતોને ? ”

“ અરે, ના, ના જ્યારે તેણે બારીએથી કૂદકો માર્યો, ત્યારે તેના હાથ ઉપર ત્રિશૂળાકાર ચિહ્ન જોવામાં આવ્યું હતું...”

“ ત્રિશૂળાકાર ચિહ્ન ! ” શ્રીપત આશ્ચર્યથી બોલી ઉઠયો

“ ત્રિશૂળાકાર ચિહ્ન! ” સરોજ કૃત્રિમ આશ્ચર્યથી બોલી ઉઠી.

માશીનું હૃદય ધડકવા લાગ્યું કદાચ હમણાં સ્ફોટ થઇ જશે તો !

“ હા; ખરેખર. મેં મારી નજરે તે બાઇના હાથ ઉપર જોયું હતું. જો ત્યાં આગનો ધૂમાડો થયો ન હોત તો આજે તેને અમે પકડ્યા વિના રહેત નહિ ”

“ ત્યારે શું આગ પણ તેણેજ લગાડેલી ? ”

“ હા, હા. તેના સિવાય બીજું કોઈ દેખાયું ન હતું. ”

“ ઓ મારે ! એ ત્રિશૂળાકારવાળી બાઇ કોણ જાણે ક્યારે જ-પીને બેસશે ? ”

“ જોયું સરોજની ! ” શ્રીપતલાલ બહેન શબ્દ બોલતાં અચકાયો. “ અંતે મનમોહન વકીલ બચી ગયો ખરો. ”

“ તમે તેણે કેવું લુગડું પહેરેલું હતું તે જોયું હશેને ? ” શ્રીપતલાલે પેલા ડીટેક્ટિવને પૂછ્યું.

સરોજ અને માશી ચમક્યાં—અરે ગભરાયાં.

“ આગના ધૂમાડાને લીધે હું તે બરાબર જોઇ શકયો નહિ, પણ ધાર્યું કરીને આ બહેનનાં લુગડાંના રંગ જેવોજ તેનાં લુગડાંનો રંગ

હતો એમ કંઇક સાંભરે છે." એમ કહી તેણે સરોજ તરફ આંગળી કરી.

"મારા જેવીજ સાડી પહેરી હતી !" સરોજ ચતુરાઇથી ઉત્તરમાં હસતાં બોલી, "ત્યારે હું તો નહિ ?"

પેલા બે ડીટેકટિવોને કાંઇક સંશય આવ્યો તો ખરો, પણ શ્રીપતલાલ બોલી ઉઠયો:—"ના...રે. તમે ક્યાંથી હો. તમે તો મારી સાથે હતાં."

માશીને સરોજની ચતુરાઇ માટે અત્યંત આનંદ તથા અભિમાન ઉપજ્યું. તેને પણ લાગ્યું કે સરોજ અહીં આવી તેમાં કાંઇ ખોટું થયું નથી. હજુ શ્રીપતલાલને સરોજ માટે કાંઈ શંકા ઉત્પન્ન થઇ નથી એમ તેની ખાત્રી થઇ. પરંતુ જો સરોજ તેની સાથે ઝાઝો સંબંધ રાખે તો સંશય ઉત્પન્ન થાય એવો ભય તેના હ્રદયમાંથી હજુ ગયો નહિ.

પોતાને માટે શ્રીપતલાલને કાંઇ શંકા નથી એવી ખાત્રી થતાં સરોજે તેની રજા લીધી અને માશી સાથે તે ઘર તરફ વળી. તેના ગયા પછી એક ડીટેકટિવ બોલ્યો, "મને તો આ બાઈ પરજ વહેમ આવે છે."

"જા, જા. ગાંડો થયો છે કે શું ?" શ્રીપતલાલે કહ્યું, "એને તો હું સારી રીતે ઓળખું છું. ઘણા ખાનદાન કુટુંબની છોકરી છે. એટલે એના હાથ ઉપર 'ભેદી ત્રિશૂળ' ક્યાંથી હોય ?"

## ૨૪

## વનભોજન !...ભૂઉક્ત !

નિશ્ચિત થયા પ્રમાણે સાંજે ત્રણ ચાર વાગે પાંડુને ભોજન સામગ્રી સાથે મોકલવામાં આવ્યો; અને પછી થોડીવારમાંજ નંદનબા,

માણેકગૌરી અને સરોજ પોતાની બ્રુમ ગાડીમાં બેસીને નીકળ્યાં.

ગાડી કીનારે જઇ ઉભી રહી. ત્રણે જણાં નીચે ઉતર્યાં. પોતે પસંદ કરેલી એકાંત જગ્યા નંદનબાને બતાવવા માટે અધીરી થયેલી સરોજ બાનો હાથ ઝાલી તે તરફ દોરવા લાગી. પાંડુ પણ તેજ વખતે ત્યાં આવી પહોંચ્યો. તે માથા પર ખાદ્ય પદાર્થોના ડબ્બા, ટોપલી અને હાથમાં ઠંડા પાણીનો ચંબુ ઉંચકી તેમની પાછળ ચાલવા લાગ્યો.

" આ રહી તે જગ્યા. " આંગળી વડે બતાવતાં સરોજ બોલી, " જુઓ બા; કેવું એકાંત છે ! "

" કોઇ આવે એમ તો નથીજ. " માશીએ કહ્યું.

" સારી જગ્યા છે. આ તરફ રસ્તો નથી એટલે માણસોની આવ જા થોડી છે. "

" હા...ચાલરે પાંડુ. હવે તું તારી ગુડ્સ ટ્રેઇનને જરા ઝડપની ચાવી આપ " સરોજ બોલી. " આપણે અહીંજ બેસવાનું છે, માટે તું ખાવાનું હેઠળ મૂકી ખાવાને માટે પાંદડાં શીવી નાંખ. "

પાંડુએ ભાર ઉતાર્યો. વડનાં પાંતરાં ઘેરથી આણ્યાંજ હતાં તે શીવીને પત્રાળીઓ બનાવવા લાગ્યો. ત્રણે જણ નીચે બેઠાં. સરોજે સવારના બનાવની વાત કાઢી અને વર્ણવવા માંડી. મનમોહન વકીલની, તેના સંન્યસ્તની, ઝુંપડીને આગ લાગ્યાની તથા બેદી ત્રિશૂળવાળી સ્રીની, સર્વ વાત સરોજે નંદનબા આગળ એક ત્રાહિતના શબ્દોમાં વર્ણવી દીધી.

નંદનબાને તે ઝુંપડી જોવાની ઉત્સુકતા થઇ. તેમણે કહ્યું:— " ક્યાં છે તે ઝુંપડી, સરોજ ? "

" મારી સાથે આવો તો બતાવું. આટલામાં, પાસેજ છે તે. " સરોજે ઉભાં થઈ કહ્યું.

"હવે તો આખી ઝુંપડી બળીને રાખ થઇ ગયેલી હશે"

"હાસ્તો."

"તોયે હું તે જોઇશ તો ખરી. આં પાંડુ પત્રાળી તૈયાર કરીને બધું ફ્રુટ સમારી રહે એટલામાં તો પાછું અવાશે કની ?"

"હા રે. જરા પણ વાર લાગવાની નથી."

ત્રણે સ્ત્રીઓએ ઉઠીને પુર્ણાનંદ સંન્યાસીની ઝુંપડી તરફ ચાલવા માંડયું. તેમના ગયા પછી પાંડુએ આસપાસની જગ્યા વાળીને સાફ કરી. અને ત્યાં એક મોટી શેત્રંજી પાથરીને બેસવાની સોઇ કરી. વળી તે ખાવાના ડબ્બા છોડીને સાથે આણેલાં ઢાંકણાંમાં હલવો, મગજ, ચેવડો, બદામ, કેળાં વગેરે છુટું પાડવા લાગ્યો. તે થયા પછી પાંડુ એક બાજુ પર બેસી ફ્રુટ સમારવા લાગ્યો.

પાંડુ બહુ ઘરડો થયો હતો એમ પહેલાં કહ્યુંજ છે. તેની આંખે ઓછું દેખાતું નહિ. ફળોમાં ઇયળ ચાલી ન જાય તે માટે તેને ઘણી વાર ધારી ધારીને જોવું પડતું. તેના કાન પણ કંઇક બહેરા થયા હતા. મોટેથી વાત કર્યા સિવાય તે સમજી શકે એમ ન હતું.

વીજલો મોચી જે ગુહામાં સંતાઇ રહેલો હતો તે પાસેજ હ-તી. ભૂખથી અને તૃષાથી તેનો કંઠ મળી ગયો હતો. બે દિવસ થયાં તેને કાંઇ ખાવાનું મળ્યું ન હતું. તેનો જીવ આકુળવ્યાકુળ થઇ ગયો હતો. હવે તો તે કોઇ લૈયાજીની આંખમાં ધુળ નાંખીને પણ પુરી-પકોડા ચોરી લેવાને તૈયાર થઇ ગયો હતો. ભુખ્યો શું ન કરે ?

તેણે બહાર ડોકીયું કાઢયું તો પાસેજ એક ઘરડો નોકર ઉજા-ણીને માટે સામગ્રી તૈયાર કરતો દેખાયો. મગજ અને હલવો જોઇને તેના મોંમાં પાણી છુટયું.

"ગમે તેમ કરીને મારે આ ડોસા પાસેથી ખાવાનું મેળવવુંજ જોઇએ...બે દિવસનો ભૂખ્યો માણસ ચોરી કરે તો તેને પરમેશ્વરે

પણ માફ કરવું જોઇએ..."

વીજલો બહાર નીકળ્યો તો ડોસાથી થોડે દૂર ત્રણ સ્ત્રીઓ પણ દેખાઇ તે જરા અચકયો. પરંતુ સ્ત્રીઓ ડોસાથી દૂર જાય છે એમ જોઇ તેને હિંમત આવી. તે ધીમે પગલે પકવાન્નની પાસે આવ્યો પાંડુની પાછળ આવી ઉભો રહ્યો.

ડોસાનું ધ્યાન રોકાયલુંજ છે એમ જાણી તેણે બાજુ પર પાથરેલી શેત્રંજી એકદમ ઉઠાવીને પાંડુની ઉપર ઢાંકી તેને ગબડાવી પાડી નીચેથી શેત્રંજીના લબડતા તાંતણા વિંટાળી દીધા અને એક પળમાં મગજ અને હલવાનો ડબ્બો લઇ દોડી ગયો. પોતાની ગુફાના ખડક પાછળ જઇ ભરાઇ ગયો. તેનું દીલ ધ્રુજવા તો લાગ્યું, પરંતુ ઘણા વખત સુધી કોઇ એની પાસે આવ્યું નહિ તેની ખાત્રી થઇ કે " મને કોઇએ જોયો તો નથીજ."

પાસેજ એક નાનો ટેકરો હતો. વીજલાએ તે પર ચઢીને જોયું તો પાંડુએ શેત્રંજીની બહાર જેમતેમ પોતાનું ડોકું કાઢયું હતું. અને દૂર ગયેલી સ્ત્રીઓ પણ પાછી વળતી હતી તે દેખાઇ. તેમાંના કોઇનું પણ ધ્યાન પોતાના તરફ નથી એમ ખાત્રી થતાં તે આમતેમ કોઇ સુરક્ષિત–નિરાંતે બેસીને ઉજાણી કરાય એવું–સ્થાન હોય તે શોધવા લાગ્યો.

ટેકરાની પેલી બાજુ પર સમુદ્રનાં પાણીની પાસેજ એક એવી એકાંત જગ્યા દેખાઇ ખરી. તે તરફ વીજલો ઉતાવળે ઉતાવળે જવા લાગ્યો. હાથમાં આવેલું કયારે ખાઈ નાંખું અને ક્ષુધાદેવીને ભોગ આપું એમ તેના મનમાં ચટપટી થઇ રહેલીજ હતી.

પણ તેનાથી ખવાયજ કેમ ? ઉતાવળે ચાલતાં માર્ગમાં એક પત્થરની ઠોકર વાગી અને વીજલાનું ભારે શરીર ઉથલી પડયું. તે ઉંધે માથે પડયો. નાક છુંદાઇ ગયું. કપાળ પર વાગ્યું. હાથમાંનો ડબ્બો ધડાક કરતો ગબડી પડયો. ઢાંકણું તેના હાથમાં રહી ગયું.

ડબ્બો ગબડીને પાણીમાં પડયો તેની સાથે ઘણી મિઠાઇ પણ જતી રહી. થોડીક કિનારા પર પડી હતી તે પણ પાણીની છોળ આવતાં ધોવાઈ ગઇ. માત્ર હલવાની એક ટુકડી અને ઢાંકણું ચોરના નસીબમાં રહ્યાં !

ચીઢવાઇને વીજળાએ ઢાંકણું પણ સમુદ્રમાં દૂર ફેંકી દીધું. ( પેટ ભરેલું હોત તો હલવાની ટુકડીની પણ તેજ અવસ્થા કરતે. ) ક્રોધમાંને ક્રોધમાં તે પેલા પત્થરને હજારો ગાળો દેવા લાગ્યો.

જ્યારે ગાળો દેતાં થાકયો ત્યારે તે ફરીથી એકવાર પ્રયાસ કરવાનો વિચાર કરવા લાગ્યો. " હજુ કાંઇ ડોસાએ મને જોયો નથી. પેલી સ્ત્રીઓ ત્યાં આવી પહોંચે તે પહેલાં ધાપ મારૂં તો કાંઇ મળે ખરૂં." તે ગુફા તરફ પાછો આવવા લાગ્યો.

પાંડુએ મહામહેનતે પોતાના શરીર પરથી શેત્રંજી દૂર કરી, અને ગભરાયલી નજરે તે આમતેમ જોવા લાગ્યો. આસપાસ તો કોઈ નહતું, પરંતુ પોતાના હલવા મગજનો દાબડો ચોરાયલો દેખાયો. આ કેવો દૈવી ચમત્કાર હશે તે તેને સમજાયુંજ નહિ; તે બબડવા લાગ્યો, " મી મ્હણુતોજ હોતો કી હા ખડકામધીં ભૂત આહે...તો હી બહીન સાહીબાની ગણુકારલે નાહીં. હું કાય કરૂ ?..."

એટલામાં સરોજ વગેરે ત્યાં આવી પહોંચ્યાં.

"કેમ ? અલ્યા પાંડુ, તું શેત્રંજી ઓઢીને નાશ કરવાનો વિચાર કરતો હતો કે શું ?"

પાંડુ તેની સામેજ જોઇ રહ્યો. કાંઇ જવાબ આપી શકયો નહિ. એટલામાં માણેકગૌરીની નજર ખાવાના તરફ ગઇ અને તેમાં હલવાનો ડબ્બો ન જોતાંજ બોલી ઉઠી, " અરે પાંડુ તે હલવાનો ડબ્બો ક્યાં છે ? "

" અરે, તે ક્યાં ગયો ? પાંડુ, કોઇ ચોરી ગયું કે શું ? " નંદ-

નબાએ કહ્યું.

" તે ઘેઉન ઘેલા. હું કાય કરૂં ? "

" કોણુ ઘેઉન ગેલા ? "

પાંડુએ ગુફાના ખડક તરફ આંગળી કરી.

" ત્યાં કોણુ છે, તારો દાદો ? સરોજ ચીઢવાઈને બોલી. હલવો તેને અત્યંત ભાવતો હતો અને તે ચોરાયલો જોઇ તેને વનભોજનની બધી મઝા ગયેલી લાગી.

" મી સાંગતો નોહતો કી તે ખડકામધી ભૂત આહે ? "

" ભૂઉઉત ? "

" અરે, જા. જા. મૂઆ, ભૂત કેવું હોય અહીં ? " સરોજ બોલી.

નંદનબાએ પાંડુનું ચિત્ત ઠેકાણે આણી ધીમેથી શું થયું તે પૂછ્યું. ડોસાએ પોતાને જે વીત્યું હતું તે કહી સંભળાવ્યું, "...હલવા તર ભૂતલોકાલા ફાર આવડતો. તે મારા પર જાળ ટાકુન ઘેઉન ગેલો. મી કાય કરૂં તેમાં ? "

" અરે, ગાંડા એ કાંઇ ભૂતબૂત ન હતું. કોઇ બદમાશજ આમ તેમ રખડતો હશે તે તને ઝાપટ મારી ગયો. "

" પણુ મી કાય કરૂ ? "

" કાય કરૂં, શું ? હમણાં જઇને પોલિસને ખબર આપીએ છીએ. આમ ધોળે દિવસે ઉઘાડામાં ચોરી થાય તો શહેરની પોલિસનો ઉપયોગ શું ? જા, તુંજ, પાંડુ પાસેના થાણા પર જઇને ખબર આપી આવ. એટલામાં હું ગાડીવાન પાસે જઇને તપાસ કરૂં છું. સરોજ, માણેક, તમે બંને અહીંજ બેસો અને ધ્યાન રાખો કે રહ્યું છે તેમાંથીયે કાંઈ ઉડી જાય નહિ. " એમ કહી નંદનબાએ ગાડી ઉભી હતી તે તરફ ચાલવા માંડયું.

પાંડુ ધીમે ધીમે લીંડતો પોલિસથાણા તરફ ગયો. બાને ત્યાંજ

બેસી રહેવાનું કહી જાતેજ ગાડીવાળા પાસે જઈ તપાસ કરવાનો સરોજને વિચાર આવ્યોજ હતો, પરંતુ તેવી સૂચના કરવાનો સમય મળે તે પહેલાં બા ગાડીવાળા પાસે પહોંચી ગયાં હતાં.

પાંડુ અને બા ગયા પછી સરોજ રક્તનેત્રે આમ તેમ જોવા લાગી. પોતાનોજ માલ ચોરવાની હિંમત કરનાર બદમાશને શિક્ષા દેવા માટે તેની આંખમાં ખુન્નસ ભરાયું, અને હાથ પર ઝણુઝણાટ થવા લાગ્યો. "ધોળે દિવસે આમ ચોરી થાય તે કેમ સહન કરાય ?" તે બબડી. ધીમે ધીમે બેડી ત્રિશૂળ સરોજના ડાબા હાથ પર ખીલવા લાગ્યું.

એ વખતે વીજલો છુપાતો લપાતો તે ખુલ્લી જગા પાસે આવી પહોંચ્યો. ઉજાણીના માલ પર ફરીથી હાથ અજમાવવાને માટે તે આવ્યો હતો. હજુ સરોજ તેને જોઈ શકતી ન હતી, પણ વીજલાએ તેને આઘેથી ઓળખી. પોતાની સામેજ ઉભી રહેલી તરૂણ સ્ત્રી તે બીજું કોઈ નહિ પણ પોતાના ઉપર અનેક વાર ઉપકાર કરનાર "સરોજિની બહેનજ" છે એમ જાણતાં તે એકદમ ચમક્યો. હવે શું કરવું તેની તેને સમજ પડી નહિ. તે વિચાર કરવા લાગ્યો.

વીજલો જો કે પક્કો હરામખોર અને બધા માગનો અનુભવી હતો, તોપણ અણીને સમયે સરોજે પોતાના ઉપર કરેલા ઉપકાર, તેનો ઉદાર અને દયાળુ સ્વભાવ અને મમતાને તે ભૂલી શક્યો નહિ. "આવી બહેનનું મેં નુકશાન કર્યું, તે ઠીક નહિ." એવી ભાવના તેના કઠોર હૃદયમાં પણ ક્ષણભર ઉત્પન્ન થયા વિના રહી નહિ.

"હું એના પગ પકડીને માફી માગી લઉં !" એવો પણ તેને વિચાર આવ્યો. તે ઉત્સુક દૃષ્ટિથી સરોજ તરફ જોવા લાગ્યો. કંઇક પાસે આવ્યો...

"અરરર ! આશું ?"

જાણે ચમક્યો હોય, ભય પામ્યો હોય, વિજળીનો આઘાત લાગ્યો હોય તેમ વીજલો કાંઇક વસ્તુ જોઇને પાછો હઠયો. તે ફરી બબડયો, " અરરર ! આ શું ?...સરોજ બહેનના હાથ ઉપર ભેદી ત્રિશૂળ ! "

## ૨૫

## ત્યારે સરોજ કોણ ?

પવનથી ઉડતી ચાદર ઉપાડી લઇ ઘડી કરી માશીએ એક બાજુ પર મૂકી. બીજો બધો સામાન પણ સમેટી લીધો. તે પૂરૂં થતાં તે બોલી:–" કોણ મુઉં, ડબ્બો ચોરી ગયું હશે ? "

એ પ્રશ્ન કાંઇ સરોજને પૂછાયો ન હતો; તોયે તે વચમાં બોલી ઉઠી:–"તે મને શું ખબર ? "

" એવી તે તેની શું દાઢ સળકી ગઈ હતી કે ચોરી કરીને પણ પકવાન ખાવાનું મન થયું ?...મેં કાલે રાત્રે કેટલી મહેનત કરીને મગજનું દળ શેકયું ! તારેજ માટે ખાસ કરીને મેં સોલાપુરી ચેવડો બનાવ્યો !...આવું જાણતી હોત તો બનાવવાની મહેનત લેતેજ નહિ...જે મુઓ લઇ ગયો હશે, તેને પચવાનોજ નથી, જા. " માણેકગૌરીએ શાપ દીધો !

" વાહવા, માશી, " સરોજ હસતી હસતી બોલી " બહુ રૂડો શાપ દીધો. જોઇએ છીએ હવે તે સતીનો નિવડે છે કે શંખણીનો ! "

" અરે, મશ્કરી શું કરે છે સરોજ, " માશીએ જરા ચીઢવાઇને કહ્યું. " તને તો બધોજ વખત સરખો લાગે છે કે શું ?... મુઆને મારી નજરે તો પડવા દે પછી તેનું પેટ ફાડીને ખાધેલું કાઢું છું બહાર. જોજે તો ખરી. હસે છે શું ? "

" હસું નહિ તો શું કરૂં ? તારી અક્કલ ઓછી થતી જતી

લાગે છે. તેનું ખાધેલું ઓકાવીને શું તુ તે ફરી ખાવાની છે ? ”

“ હવે છાની બેસ, સરોજ. ”

“ પણુ જો તો ખરી, તુ બોલે છે તે. ગયું તો ગયું. હવે પૈર જઇને શું ફરીથી બનાવી શકાવાનું નથી ? ”

“ વાહ ! ગયું તો ગયું બોલવામાં તને કાંઇ તકલીફ પડે છે ? જેને કરવું પડે તેને ખબર પડે. ” માશીએ કહ્યું “ સરોજ, આવી વાનીઓ તો દેવોને પણ દુર્લભ થઇ પડે દેવોને ! ”

“ અને તેથીસ્તો, દેવોએ તે ડબ્બો અલોપ કરી દીધો ! જો જો પેલા એક દેવ તારો ડબ્બો લઇને આકાશ માર્ગે ઉડી જાય છે... પકડ તેને ! ”

એમ બોલતાં સરોજે આકાશ તરફ હાથ ઉંચો કર્યો. તેમ થતાંજ તે પરના ત્રિશૂળપર માણેકગૌરીની નજર પડી. “ ઓ, ઓ, ઓ ભગવાન ! ” તે ભયભિત સ્વરે બોલી ઉઠી અને સરોજનો ડાબો હાથ પોતાના બંને હાથની વચ્ચે લઇ ઢાંકી દીધો.

પોતાના હાથ ઉપર કાળું ત્રિશૂળ સ્ફુરવા લાગ્યું હતું તેની અત્યાર સુધી સરોજને ખબર ન હતી. માશીને એકાએક આ પ્રમાણે કરતી જોઈ તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. “ શું છે ? શું છે, માશી ! ”

“ કાંઇ નથી. ” એમ ઉત્તર આપી સરોજનો હાથ વધારે ઢાંકી માશીએ છાતી સાથે દબાવ્યો. સરોજ કારણ સમજી, તેને પણ અત્યંત ભય લાગ્યો.

“ હાય હાય, ” સરોજ ખિન્ન સ્વરે બોલી, “ એ તો પાછું દેખાવા લાગ્યું ! ઓ મા રે...! ”

“ ગભરા નહિ, સરોજ. ”

“ એ મને મરતાં સુધી છોડવાનું નથી કે શું ? ” એમ બોલી સરોજ “ ઓ માશી ” એ શબ્દો ઉચ્ચારતાં માણેકગૌરીને વળગી

પડી અને રડવા જેવી થઇ ગઇ. માશીએ તેને આશ્વાસન આપ્યું.

સરોજ, ગભરાવાથી શું વળવાનું છે ? એ તારા પિતાનો—દામુનો—વારસો તને ઉતર્યા વિના તો રહેવાનોજ ન હતો. હવે માત્ર તેને દૂર કરવો એ આપણી ફરજ છે. ”

“ હેં એં એં એં ? સરોજ બહેન દામા ચંબુની દીકરી છે ?” વીજલો સાંભળીને બબડયો, ચમકયો. “ એ શું ? ”

“ ઓ પ્રભુ, મેં શું પાપ કર્યાં હશે કે મને એ ચંબુ કુટુંબમાં તેં અવતાર આપ્યો ? ” સરોજ આકાશ ભણી દૃષ્ટિ ફેંકતાં બોલી.

વીજલાની ખાત્રી થઈ ગઇ કે, “ એમાં કાંઇ શક નથી. આ સરોજ આપણા દામુનીજ દીકરી છે. તો પછી આપણે શી પરવા છે ?”

તે ધીમે ધીમે પાસે આવ્યો, અને સરોજને બૂમ પાડી. સરોજ અને માણેકગૌરી બંને ચમકયાં. વીજલો વધારે પાસે આવ્યો એટલે સરોજે તેને ઓળખ્યો.

“ કોણ વીજલો ? ” સરોજ બોલી, “ અલ્યા, તેં મને આટલાં વચનો આપ્યાં હતાં છતાં આખરે આવી રીતે વર્ત્યોને ? ”

“ કેવી રીતે ? ”

“ પાછી પેલી ચંદા પાસે ચોરી કરાવી કની ? ”

“ કોણે ? ”

“ તેં. ”

વીજલો ખડખડ હસવા લાગ્યો. તે જોઇ માણેકગૌરી સરોજને હાથ ઝાલી પાછળ ખેંચતી કહેવા લાગી:—“ ચાલ ચાલ, સરોજ, તું તારે. એ મુઆ સાથે બોલવામાં કાંઇ ફાયદો નથી...જો તો ખરી... કેવો મુઓ ખીખી દાંત કાઢે છે, અને નિર્લજ્જપણે આપણા તરફ જુએ છે ! ચાલ, આપણે જતાં રહીએ. ”

બન્ને પાછાં ફરવા લાગ્યાં. વીજલો ફરીને તેની સામે આવી ઉભો. સરોજને, દામુની દીકરી તરીકે ઓળખ્યા પછી તેના પગમાં જોર આવ્યું હતું. બે હાથ પહોળા કરીને માણેકગૌરીને તે અટકાવવા લાગ્યો.

" હાં હાં, માશી, એમ શું કરો છો ? એવી તે શું ઉતાવળ છે ? હજુ તો બા આવ્યાં નથી ! અને હું કાંઇ પારકો નથી. દામુ મને પોતાના ભાઈ જેવોજ ગણતો, એટલે તેની છોકરી તે મારી ભત્રીજી થાય, એટલે છોકરીજ કહું તોયે કાંઇ હરકત નહિ..."

એ ભયંકર શબ્દો સાંભળી સરોજિનીના હોશકોશ ઉડી ગયા. " અમારી વાતો એ મુઆએ સંતાઇને સાંભળી ! " સરોજે બે હાથ વડે પોતાનું મોં ઢાંકી દીધું. માણેકગૌરીના પગ ભયથી ધ્રુજવા લાગ્યા. તો પણ હિંમત એકઠી કરી તે બોલીઃ-" જા રે મુઆ, કાંઈ બોલતાં વિચાર કરે છે કે નહિ ? "

" કેમ, મેં શું ખોટું કર્યું છે ? સરોજબહેન દામુની છોકરી છે તેમાં ખોટું શું છે ? "

" જા, જા; તને કોણે કહ્યું એવું ? "

" તમે હમણાં એમ વાતો કરતાં હતાં. "

" જા, જા...ચાલ બહેન સરોજ, આપણે ઘેર જતાં રહીયે. એ હરામખોર પાછળ પડયો છે..."

" પણ માશીબા, સરોજ મારા મિત્ર દામુની છોકરી ન હોય તો પેલું ભેદી ત્રિશૂળ એના હાથ પર ક્યાંથી આવે ? " એમ કહેતાં વાજલાએ સરોજના હાથ તરફ આંગળી કરી.

માશી ગભરાઇ. તેણે ઝટ સરોજનો ડાબો હાથ પોતાના હાથમાં લઇ લીધો અને કલંક ન દેખાય તેમ ઢાંકી સરોજને ઘર તરફ જવા માટે ખેંચવા લાગી.

" અરે માશીબા. " વીજલો ફરી બોલ્યો:–" એમ ઉતાવળ શું કરો છો ? સરોજબહેન પોતાના અપવાસી કાકાને એકલા છોડીને કેમ જશે ?...ખરેખર, જે છોકરી આટલી દયાળુ, પરોપકારી, તુરંગમાંથી છૂટનારા ગરીબ લોકોને હંમેશ મદદ તથા આશ્વાસન આપનારી, તે જાતેજ આટલી ઉસ્તાદ ઉઠાવગીર હશે એવી કોઇને કલ્પના પણ આવે કે ? "

સરોજથી હવે ન રહેવાયું.

" ચૂપ કર હવે, વીજલા. બોલ તારે શું જોઇએ છે? "

" મારે ?...મારે તો માત્ર વખતોવખત ખાવાનું જોઇએ પીવાને થોડું પાણી જોઇએ, નિરાંતે સૂવાની જગ્યા જોઇએ, અને–"

" અને શું ?"

" આ પોલિસ પાછળ પડેલા છે તેમનાથી મારૂં રક્ષણ કરવું એ તારીજ ફરજ છે કની ? "

" ચલ ચલ. નીકળરે મુઆ, હરામખોર " માણેકગૌરી ક્રોધથી બોલી ઉઠી, " તારા બાપનું અમે દેવુ કર્યું છે, કેમ ? "

" તેમ હું ક્યાં કહું છું ! "

" જા. ત્યારે રસ્તે પડ. અહીંથી કાંઇ મળવાનું નથી. "

" મરજી તમારી. પોલિસ મને પકડશે ત્યારે હું પણ બધી હકીકત તેને કહી દઇશ. " વીજલાએ બેદરકારીથી કહ્યું.

'પોલિસ' શબ્દ સાંભળતાંજ સરોજ ગભરાઇને આમતેમ જોવા લાગી, તો દૂરથી નંદનબા અને પાંડુ તે તરફ આવતાં દૃષ્ટિએ પડ્યાં. તે સાથેજ સરોજથી ભીતિયુક્ત ઉદ્‌ગાર નીકળી ગયા.

વીજલાએ પણ તે તરફ વળીને જોયું તો નંદનબા પાંડુ સાથે આવતાં માલુમ પડ્યાં, એટલે તે હસતાં હસતાં બોલ્યો, " ઠીક છે



માણેકગૌરી અને સરોજે ક્રોધથી વીજલાને કહ્યું કે:–" ચલ ચલ. નીકળ રે મુઆ, હરામખોર. તારા બાપનું અમે દેવું કર્યું છે, કેમ ?"

હવે બા આવ્યાં એટલે તેમનેજ હું બધી હકીકત કહું છું. પછી હું કહું છું તે ન્યાય છે કે અન્યાય તે તેજ ઠરાવશે. ”

સરોજે આ પીડાને ગમે તે રસ્તે ટાળવીજ જોઇએ એમ ધાર્યું. તેણે કંડીઆમાંથી કેટલાંક ફૂળ લઇને વીજલાના તરફ ફેંક્યાં. “ લે વીજલા, હવે ગાંડો થા નહિ. અત્યારે તો આટલું લઇને ચાલ્યો જા. કોઇ ઠેકાણે ભરાઇ બેસ અને રાત્રે નવ વાગે અમારા બંગલાની પાછળ સ્નાનગૃહ આગળ આવજે, એટલે તને પુષ્કળ ખાવાનું આપીશ. જા હવે. ”

“ બહુ સારૂં. ”

એમ કહી જેટલાં મળ્યાં તેટલાં ફૂળ લઇ વીજલો (અત્યારે તો) માણેકગૌરી તરફ આંખમીંચામણું કરતો ચાલ્યો ગયો.

સરોજ ખિન્ન અને નિરાશ થઇ સ્તબ્ધ ઉભી રહી. માણેકગૌરી તેની પાસે આવી પ્રેમાળ સ્વરથી કહેવા લાગીઃ—“ બેટા સરોજ, હવે સાવધ થઇ જા. થઇ ગયું તેની ઉપર વિચાર કરીશ નહિ...જો...બા આવી પહોંચ્યાં. તારી આ સ્થિતિ અને તારા હાથ પરનું ત્રિશૂળ તેની નજરે પડશે તો બહુ ખોટું થશે, તે ખબર છે ને ? ”

“ અલબત્ત માશી. ” સરોજે કહ્યું, ગમે તે થાય પણ બાને તો આ વિષે ખબર પડવીજ ન જોઇએ...પણ હવે એનો ઉપાય શું ?...મને શ્રીપતલાલનો પણ આટલો બધો ભય કદી લાગ્યો નથી... પણ આ દુષ્ટ વીજલો તો ક્યારે શું કરશે તે કાંઇ કહી શકાય નહિ... એ નીચની ચપટીમાંથી છૂટવાને કાંઈ ઉપાય બતાવ, માશી. ”

“ તેની શી પરવા છે ? તેની શી ગુંજાશ છે ? એ મુવાનો તો હું સહજમાં ઉપાય કરી નાંખીશ. તેને માટે તું ચિંતા કરીશ નહિ. ”

માશીના પ્રેમાળ શબ્દો અને આશાભર્યા ઉત્તેજનથી સરોજનો ભય ઘટવા લાગ્યો. તેનું મન શાંત થયું, અને થોડીજ વારમાં તેના હાથ પરનું કલંક અદૃશ્ય થઈ ગયું.

પાંડુ અને બા ત્યાં આવી પહોંચ્યાં.

"કેમ તમને કાંઇ પત્તો લાગ્યો?"

"ના રે બહેન, ગાડીવાળા પાસે તપાસ કરી અને પાંડુ પોલિસને લઇને પણ તપાસ કરી આવ્યો, પણ આટલામાં કોઇ માણસ બહારથી આવ્યું હોય એમ લાગતું નથી. કોઇ ઠેકાણે પત્તો લાગતો નથી. તમે કોઇને આ બાજુ પરથી આવતાં જતાં જોયું હતું ?"

"ના, બા. અહીં કોઇ આવ્યુંજ નથી. અમે ક્યારનાં આસપાસ નજર રાખી રહ્યાં છીએ...પણ ચોર હોય તે ફરીથી શા માટે આવે !"

"અજબ જેવી વાત છે !...ખાવાનું ચોરાયું તે કાંઇ મોટી વસ્તુ નથી." નંદનબા બોલ્યાં, "પણ તે કેવી રીતે ચોરાયું તેજ આશ્ચર્ય ભરેલું છે."

"ડબ્બાની ઝાઝી કીંમત નહિ હશે, પણ અત્યારે મને તેની અતિશય કીંમત લાગે છે. ભૂખથી મારો જીવ સૂકાઇ જાય છે."

"જતોજ હશે. સરોજ, જોને તારૂં મોં કેવું ઉતરી ગયેલું દેખાય છે ?" બાએ કહ્યું, "આવી રીતે ધોળે દહાડે મુંબાઇ શહેરમાં ચોરી થાય તે કેમ ચાલે ?"

"પણ હું કહું છું કે હવે જલદી પાછાં ચાલો ઘેર. આજના વનભોજનમાં અપશુકન થયા હશે..."

"મી તર સાંગતોચ હોતો કી લા ખડકામધી ભૂત રહાતોચ આહે, પણ તુમીં ગણુકારલેં નાહીં..."

"હવે બેશ." સરોજ ચીઢવાતાં બોલી, "એક અપશુકનની વાત કાઢી તો બીજાએ ભૂતની વાત ઉખેડી. એમાંથી શો ફાયદો નીકળવાનો છે !...હવે ચાલો ઘેર, કે ઝટ જઇને ચૂલો ફૂંકાય.

"ચાલો ત્યારે...પાંડુ, આ બધું ઉચકી લે."

બાની આજ્ઞા થતાં પાંડુએ ખાવાનાનું પોટલું બાંધી દીધું. સર્વ પાછાં બંગલે આવ્યાં.

ઘેર આવીને રસોયાને ફરી રાંધવાની આજ્ઞા અપાઈ ગઇ. બા દિવાનખાનામાં એક આરામ ખુરશીમાં પડયાં, અને વનભોજનના વિઘ્ન ઉપર વિચાર કરવા લાગ્યાં. સરોજ પાધરી પોતાના ખંડમાં ગઇ. અંદરથી તે બારણું દેવા જતી હતી એટલામાં માશી આવી પહોંચી. બંનેયે અંદર જઇ દ્વાર બંધ કર્યું.

એકાંત મળતાંજ માશી ભાણેજના મન ઉપરના પ્રતિબંધ દૂર થયા. બંને પરસ્પર વળગી આંસુ પાડવા લાગ્યાં. સરોજ તો રડવા લાગી.

થોડી વારે બંનેનો શોકમય ઉભરો શાંત પડયો. સરોજ ખિન્ન કરૂણામય સ્વરે બોલી:—"માશી તેં આ શું કર્યું.

માણેકગૌરી કાંઇ બોલી નહિ. સરોજના મોં તરફ જોઇ રહી. તેની આંખોમાં આંસુ હતાં.

" માશી, એવું કરીને તેં મારા ઉપર ઉપકાર કર્યો, કે મને વધારે દુ:ખમાં નાંખી ? " સરોજે પૂછ્યું.

પોતાનો હાથ લંબાવી માણેકગૌરીએ ધીરે રહી સરોજનો ડાબો હાથ પોતાના હાથમાં લીધો.

## ૨૬

## વીસ વર્ષની વાતો.

વાંચનાર, એ હાથની વિચિત્રતાની કથા હવે તારે જાણવાનો સમય આવ્યો છે, તો ધ્યાન આપ. સાતમા પ્રકરણમાં જે વાત એ માશીભાણેજે તારાથી છૂપાવી હતી તેનો અત્યારે સ્ફોટ કરી નાંખીએ છીએ:—

" વીસ વર્ષ પહેલાં સરોજ, એક વાર *ભાઇસાહેબ અને બા સાતપુડા પર્વત તરફ જવાને નીકળ્યાં. ભાઇસાહેબને એન્જીનીયરીંગ ખાતામાં નોકરી હશે, તેથી ત્યાં લોખંડની ખાણુના કારખાનામાં જવું પડતું હતું એમ પ્રથમ મારી ધારણુ હતી.

" એ વખતે બા સગર્ભા હતાં એટલે હું પણુ સાથે ગઇ હતી. તેમના મહિના ભરાઇ ગયા હતા, તેથી ભાઇસાહેબે તેમને પ્રવાસનો શ્રમ ન લેવા માટે ઘણું કહ્યું પરંતુ ' તમારા વિના મને અહીં ચેન પડશે નહિ તેમજ આટલે લાંબે પ્રવાસે હું તમને એકલા જવા દેવાની હિંમત કરી શકતી નથી. ' એવાં અનેક કારણુ બતાવી આગ્રહ કરી તેમણે સાથે જવાની હઠ લીધી. એટલે ભાઇસાહેબે તેમને અને મને સાથે લીધાં હતાં.

" ખાણુ જ્યાં હતી ત્યાં બધે જંગલ જેવુંજ હતું. અમારે ત્યાંજ રહેવાનું હતું. આસપાસ ભીલ લોકોની વસ્તી. ઠેકાણે ઠેકાણે સારી સગવડ જોઇને મજુરોને રહેવા માટે ઝુંપડાં અને ચોતરા બાંધેલા હતા. બે ચાર ધર્મશાળાઓ પણુ હતી. એવી એક ધર્મશાળામાં અમે રહેવા લાગ્યાં.

અમે રહેતાં હતાં તેની નીચેજ દામેશ્વર જગજીવન મુકાદમ નામના એક માણુસનું ઘર હતું. તે પોતાની સ્ત્રી અને બે વર્ષના એક છોકરા સાથે ત્યાંજ રહેતો હતો. જાતે ઘણો ભલો માણુસ હતો. અમારી સાથે તે બહુ લાયકીથી વર્તતો..."

સરોજે વચમાંજ પૂછ્યું:–" પણુ બાપુને એટલે બધે દૂર જંગલમાં નોકરી લેવાનું કામજ શું હતું ? "

" તે કાંઇ નોકરીને અર્થે ગયા ન હતા, તે મને પાછળથી ખબર પડી હતી. ત્યાં એક નવી ખાણુ નીકળી હતી તેમાં ભાઇસાહેબે

* નંદનબાના પતિ.

ચાર આની ભાગ રાખ્યો હતો. મુંબાઇના બીજા એક શેઠીઆએ પણ તે ખાણમાં ભાગ રાખેલો હતો અને તે પણ તેજ વખતે ખાણ જોવા આવ્યો હતો અને અમે રહેતાં તેજ ધર્મશાળામાં ઉતર્યો હતો.

જંગલના ભીલ લોકોને એ વાતની ખબર પડી. ખાણ ખરીદવા આવનાર શેઠીઆની પાસે પુષ્કળ રોકડ હશે એમ તેમણે ધાર્યું. રાત્રિ પડી અને મધ્યરાત થઇ એટલે તેમણે ધર્મશાળા ઉપર દરોડો પાડયો. નંદનબાની પ્રકૃતિ, મુસાફરીના શ્રમને લીધે અત્યંત શિથીલ થઇ ગઇ હતી. તેમાં આ અચાનક સંકટ આવી પડતાં તે એકદમ ગભરાઇ ગયાં.

દામેશ્વર અને ભાઇસાહેબ પોતાની બંદૂક લઈને તૈયાર થઇ ગયા, અને દરોડાખોરની સામે થયા. ભીલો સંખ્યામાં થોડા હોવાથી ગભરાઇ ગયા. તેમની પાસે ધારીમાં સિવાય બીજું કાંઇ હથીઆર ન હતું એટલે તેમનાથી બંદૂક આગળ ટકી શકાયું નહિ. તે નાસવા લાગ્યા અને ભાઇસાહેબ તથા દામુ તેમની પાછળ પડયા.

એ સર્વ ધાંધલ અને બૂમાબૂમ તથા અવાજો સાંભળી નંદનબાની છાતીમાં ધક્કો લાગ્યો અને તેમને વેદના થાય લાગી. તે વખતે મારા સિવાય બીજું કોઇ પાસે ન હતું અને ત્યાં કોઇને બોલાવવાની પણ સગવડ ન હતી..."

"કેમ ? દામેશ્વરની વહુ હતી ક્ની ?"

"હું કહેવાનું ભૂલી ગઇ કે તે પણ આ વખતે બાની સ્થિતિમાંજ હતી એટલે તે મદદ આપી શકે એમ ન હતું: ઉલટું તેનેજ મદદ જોઇએ એમ હતું..."

"વારુ. પછી ?"

"થોડી વારેજ બાને પ્રસવ થયો. પરંતુ દુર્દૈવે તે બાળક જન્મતાની સાથેજ મરણ પામ્યું અને બા બેશુદ્ધ થઈ ગયાં. મેં તે બાળક

ઉપાડીને એક લુગડામાં વિંટાળી બાજુ પર મૂક્યું. બાને પણ ઉંચકી-ને તેમના બિછાના પર સૂવાડયાં, અને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કર-વા લાગી.

એટલામાં દાદર ઉપર ધબધબ પગલાં સંભળાવા લાગ્યાં. ચોરોજ ઉપર આવ્યા કે શું ? એવી પ્રથમ મને ભીતિ લાગી. હું એક બાજુ પર સંતાઇ જવાને પ્રયત્ન કરતી હતી ત્યાં બે માણસે એક બાઇને બેશુદ્ધ સ્થિતિમાં ઉંચકી લાવી ત્યાં સૂવાડી. તેમની પાછળ એક બીજી બાઇ પણ આવી, તેના હાથમાં રૂમાલમાં વિંટાળેલું એક નવું જન્મેલું બાળક હતું, અને કેડમાં બે ત્રણ વર્ષનો છોકરો હતો.

તે બંનેને તે બાઇએ ત્યાંજ મૂકયાં. પેલા માણસો તો ક્યારના ચોરોની સાથે લડવા માટે પાછા ચાલ્યા ગયા હતા. આ નવા બાળકને તેની મા પાસે રમતું મૂકી તે બાઈ મારા તરફ વળીને બોલી:–'બહેન. આ દામુભાઇની વહુને હમણાંજ પ્રસવ થયો છે પણ પ્રસૂતિની વેદનાને લીધે તે બિચારી મૂર્ચ્છા પામી છે. તેના ઘરમાં બીજું કોઈ નથી તે તમે જાણોજ છો. હું તેની સાથે આવી હતી. પરંતુ હવે મને વધારે વખત રહેવાની સવડ નથી. એનો ધણી આવે ત્યાં સુધી એને અને આ બે બચ્ચાંને સંભાળજો- હું જાઉં છું ' એમ કહી તે દાદર ઉતરી પડી.

આવી રીતે બાળકને મૂકી જનાર બાઇ કોણ હશે, તથા દામે-શ્વરની સ્ત્રી સાથે તેને શું સગપણ હશે તે વિષે હું તેને કાંઇ પૂછું તે પહેલાં તો તે નીચે ઉતરી પડી અને ચાલતી થઇ.

નંદનબા હજુ શુદ્ધિમાં આવ્યાં ન હતાં. તેવામાં આ બીજી પી-ડા આવી પડતાં હું તો ગભરાઇ. ધીમે ધીમે મને હિંમત આવી. દામુની સ્ત્રીના શરીર તરફ નજર જતાં તેનું શરીર જરા પણ હાલતું દેખાયું નહિ. મને શક પડયો. પાસે જઇ હાથ લગાડી જોયો તો તે ઠંડું ગાર !

ખરેખર! દામુની સ્ત્રી મરણ પામેલી હતી.

મને અત્યંત ભય લાગ્યો. એટલામાં પેલું બાળક રડવા લાગ્યું. મેં તેને ઉંચકી દીવા પાસે આણ્યું, તો તે એક સુંદર આકૃતિવાળી ગૌરવર્ણી છોકરી હતી, એમ માલમ પડ્યું...માલમ પડ્યુંજ, અને–કોણ જાણે ક્યા નક્ષત્રના પ્રભાવથી એક વિચિત્ર—ભયંકર—કલ્પના મારા મગજમાં ઉત્પન્ન થઇ..."

"એટલે ? માશી, તે છોકરી હુંજ કે ?" સરોજ વચમાં ધીર-ગંભીર અવાજે બોલી.

"તું ચૂપ રહે. બધું સાંભળી લે પહેલાં. મને વિચાર આવ્યો કે એક તરફથી નંદનબાનું બાળક મરણ પામ્યું છે અને બીજી તરફથી આ બાળકીની મા મરણ પામી છે. તો એ બેની અદલાબદલી કરી હોય તો ? આ પહેલાં નંદનબાની ઘણી સુવાવડ અફલ ગઇ હોવાથી આ વખતે પોતાનું બાળક જીવતું જોઇ તેને ઘણો આનંદ થશે...વળી આ છોકરીની મા ગુજરી ગયેલી છે તો તેની બરોબર સંભાળ કોઇ લેવાનું નથી. તે નંદનબાની પાસે રહેશે તો તેની ઘણી કાળજી લેવાશે અને પોતાની એકની એક પેટની દીકરી માની બા તેની બહુજ સંભાળ લેશે. તો અદલાબદલી કરવામાં ખોટું શું ?

અદલાબદલી નહિ કરૂં તો ?—તો નંદનબા શુદ્ધિમાં આવતાં પોતાના મૃત્યુ પામેલા બાળક માટે શોક કરશે. બાળક છોકરીનો બાપ પાછો આવે કે ન આવે, તો તે પણ રવડી રઝળીને કે ધાવણ વિના મરી જશે અથવા નંદનબા તેને કદાચ પાળે તોયે પેટની પુત્રી જેવા હેતથી નહિજ.

એ બધા વિચારો એક ક્ષણમાં મારા મગજમાંથી પસાર થઇ ગયા, અને ગમે તેમ–પણ મને તે વખતે અદલાબદલી કરવી એજ ઠીક લાગ્યું...અને મેં કરી.

તને નવાઇ લાગે છે—તને મારા ઉપર ક્રોધ આવે છે—સરોજ,

પરંતુ એમાં કાંઈ ખોટું ન થાત—એમાં કાંઈ પણ ખોટું ન થાત, જો—"

"શું જો—?"

"જો દામુના હાથ પરનું ત્રિશૂળ આનુવંશિક ન હોત તો..."

"એટલે ?" સરોજ બોલી ઉઠી. "ત્યારે શું હું ખરેખર દામા ચંબુની દીકરી છું ? દામા ચંબુની ! પેલા બદમાશ કેદી દામુડાની !...હેં !"

"હા. સરોજ, શાંત થા. તું..."

"ત્યારે શું આ બધું—આ બંગલો, આ ઐશ્વર્ય, આ સંપત્તિ, આ વૈભવ—કાંઈ મારા નથી ?...હાય !...હાય !..." સરોજે નિઃશ્વાસ મૂક્યો.

"એ બધું તારૂંજ છે, સરોજ. તું કેમ ગભરાય છે ? બાને તારા સિવાય બીજું કોણ છે ? જ્યાં સુધી તેમને કાને આ વાત ગઈ નથી ત્યાં સુધી તો તું તેમનીજ પુત્રી છે એમ ખાત્રી રાખ. આવડી આખી દુનિઆમાં હું અને તું સિવાય ત્રીજું કોઇ આ વાત જાણતું નથી, એટલે બાને કોણ કહેવા જનાર છે ? માટે તે વિષે તારે ચિંતા કરવાની જરૂર નથી..."

"વારૂ. પછી શું થયું હતું તે તો કહી નાંખ, કે ભયંકર કથાનો અંત આવે."

"મૂએલા બાળકનું શરીર લાવીને દામુની સ્રીના શરીર પાસે મૂક્યું અને રમતી બાળકીને સરોજ, તને—ઉંચકીને બા પાસે લાવી મૂકી. થોડીજ વારમાં બાને શુદ્ધિ આવી. તે બેઠાં થતાંજ મેં છોકરીને તેમના ખોળામાં મુકી દીધી. અહાહા ! કાચની પૂતળી જેવી સુંદર તને જોઇને તેમને કેટલો બધો આનંદ થતો હતો !

થોડી વારમાં લુલ્લડ શાંત પડી ગયું લાગ્યું. મારામારી વધી હતી તેથી બંને પક્ષના ઘણા માણસો જખમી થયેલા હતા. દુર્દૈવે અમારા

ભાઇસાહેબને પણ ઘા વાગ્યા હતા. દામુએ બે ત્રણ જણ બીજાની મદદથી તેમને ઉંચકી લાવી એક કોચ ઉપર સૂવાડયા. તે શુદ્ધિમાં તો હતા, પરંતુ રક્તસ્રાવ ઘણો થયાને લીધે અશક્ત થઇ ગયા હતા.

દામુએ મને તેમની હકીકત કહી. એટલામાં તેની નજર પોતાની સ્ત્રીના શબ તરફ ગઇ, અને એકદમ તેની પાસે આવ્યો. મેં દુઃખમય ચહેરે તેની સ્ત્રી તથા નવા જન્મેલા બાળકના મૃત્યુ સમાચાર સંભળાવ્યા. તેણે જાતે, બંનેનાં શરીર તપાસ્યાં. ખરેખર મરણ પામ્યાં છે, એમ ખાત્રી થતાં તે કેટલીકવાર સુધી ડોળા ફાડીને જોઇજ રહ્યો. મોટો છોકરો એ વખતે ઉંઘી ગયેલો હતો.

મેં મને ખબર હતી તેટલી હકીકત દામુને સંભળાવી. હલ્લો કરનાર ભીલ ઉપર તેને ઘણોજ ક્રોધ આવ્યો. અને તે બબડયો:—“ખરેખર મરીજ ગઈ!...”અને એ શબ્દો બોલતાંની સાથે તેનો ચહેરો વિકરાળ દેખાવા લાગ્યો. એટલામાં તેના ડાબા હાથ ઉપર કાળો ત્રિશુળનો આકાર દેખાવા લાગ્યો અને મારૂં હદય ધ્રૂજવા લાગ્યું.

પછી તેણે પોતાની સ્ત્રીના કપાળ ઉપર એકવાર ચુંબન લીધું. પોતાના ઉંઘતા છોકરાને ઉડાવી લઈ તે જંગલી ભાષામાં કાંઇ બબડતો બબડતો ત્યાંથી એકદમ ચાલ્યો ગયો તે પાછો દેખાયોજ નહિ. તેની સ્ત્રીને તથા પેલા બાળકને બીજા લોકોએ ઠેકાણે પાડયાં.

થોડા દિવસમાં નંદનબાની તબીઅત તો સુધરી ગઇ; પરંતુ ભાઇસાહેબના જખમ કારી થવા લાગ્યા. કારખાનાના સર્વ ડાક્ટરોએ ઘણા પ્રયત્ન કર્યા, પણ તે રૂઝાઇ શક્યા નહિ, અને અંદરથી સડવા લાગ્યા. એ વખતે બાએ ઘણુંએ ધન ખર્ચી નાંખ્યું. પરંતુ ભાઇસાહેબની પ્રકૃતિ સુધરી શકી નહિ. અને પંદરેક દિવસ રિબાઇને તેમણે સ્વર્ગવાસ કર્યો.

બાને ઘણું દુઃખ થયું; પરંતુ તેથી શું વળે! ભાઈસાહેબની

ક્રિયા ત્યાંજ પૂર્ણ કર્યા પછી છોકરીને લઇ અમે બંને મુંબાઇ પાછાં આવ્યાં. અહીં આવ્યા પછી તેનું નામ પાડ્યું–'સરોજ'..."

"તે તો મને ખબર છે, માશી" સરોજ બોલી, "પણ હવે મારે શું કરવું ? આ ભેદી ભયંકર ત્રિશૂળની શૂળમાંથી કેવી રીતે છુટવું ? બાને ખબર પડશે તો તે તારો ને મારો બંનેનો જીવ લઇ નાંખ્યા વિના રહેશે નહિ. હું એક હલકા માણસની છોકરી–તેને તેં લુચ્ચાઇથી આવા કુળવાન ઘરમાં ગોઠવી દીધી તે માટે બા તારા ઉપર ફરીયાદ..."

"સરોજ, વળી તું કેમ ભૂલી જાય છે ?" માશીએ તેને આગળ બોલતાં અટકાવી કહ્યું, "તને મેં એકવાર તો કહ્યું કે આ વાત આપણા બે સિવાય ત્રીજું કોઈ જાણતું નથી. તો બાને ખબર પડશેજ કયાંથી ? તું તો નહિ કહેને ?...ગભરા નહિ, સરોજ; તને કોઇ કાંઇ કહેવાનું નથી...કદાચ બા જાણે તોયે તેમનું તારા ઉપર એટલું બધું હેત છે કે..."

"હશે, ત્યારે એ વાતને પડતી મૂક હવે, મારૂં તો મગજ કંટાળી ગયું છે એ કથાથી."

"તો હવે હું બોલતી પણ નથી, એ વિષે માત્ર એટલુંજ ધ્યાન રાખજે કે તારા વર્તનમાં કાંઈ આડું તેડું ન થઇ જાય કે જેથી બાને શક પડે. તું તારા હૃદયમાં પરાઇ હોવાની ભાવના ઉત્પન્ન થવા દઇશ નહિ."

× × × × ×

હવે સરોજને બરાબર ઓળખી હશે, વાંચનાર ?

"હવે આ વીજલાનું શું કરવું તે કાંઇ મને સમજાતું નથી. સરોજ થોડીવારે બોલી, "તું કાંઇ ઉપાય બતાવ ત્યારે."

"તેનો એક ઉપાય છે."

" શું ?"

" આપણે અહીંથી જતાં રહીએ–પાછાં શહેરમાં રહેવા જઇએ."

" પણ તેથી તો ઉલટું એ મુઓ પોલિસની પાસે જઇને બધી વાત ફોડી આપણનેજ પકડાવી દે ત્યારે ?"

" અરે છટ્ છટ્. એનામાં પોલિસની પાસે જવાની શી હિંમત છે ! પોતાની જીંદગીને માટે તો એને પોલિસને જોતાંજ નાસવું પડે છે તો એ પોલિસને શું વાત કરી શકવાનો છે ? માત્ર વારંવાર આપણી પાસે આવીને આપણને ધમકાવ્યા કરે, એટલુંજ..."

" તેનો પણ કાંઇ ઉપાય કરવો તો જોઇએને ?"

" તે તો આપણે શહેરમાં રહેવા જઇએ એટલે એનાથી થવાનુંજ નથી."

" ત્યાં પણ એ આવે તો ?"

" ત્યાં પોલિસના પંજામાં આવવાની એનાથી હિંમત થશેજ નહિ. અહીં જેમ તેમ બિચારો ખડકમાં સંતાઇ રહે છે તે ખબર છે કની ?" માશીએ કહ્યું, " માટે જરૂર ગમે તેમ કરીને શહેરમાં પાછા જવાની ગોઠવણ કરવી જોઇએ."

" બા ચીઢવાશે."

" કેમ !"

" મારાજ આગ્રહથી તેમણે અહીં રહેવા આવવાનું કબુલ કર્યું હતું અને અહીં આવ્યાને પુરા પાંચ દિવસ તો થયા નથી. એટલામાં જવાની વાત કરીશું તો તે કેમ માનશે ?"

" ગમે તેમ થાય તો પણ તેમની પાસે મનાવવુંજ પડશે. બીજો ઉપાય દેખાતો નથી. હું તને મદદ કરીશ. તું જરા સીક હોવાનો ઢોંગ કરજે એટલે તરત આપણું કામ પાર પડી જશે."

એટલા વખતમાં ફરીથી રંધાઇને જમવાની વખત થઇ ગઇ હતી. સરોજ તથા માશીએ જેમ તેમ પેટ ભરી લીધું. બાકી વધ્યું હતું, તે એક ટોપલીમાં ભરી માણેકગૌરી ન્હાવાની ઓરડીની બારીએ લઇને ઉભી રહી. નવના ટકોરા થતાંજ વીજલો ત્યાં આવી ઉભો.

ટોપલી લઇ તેને પૂછ્યું:-" કાલે કયારે આવું ?"

" રાત્રે આજ વખતે."

" વારૂ." કહી વીજલાએ ચાલવા માંડયું. એટલામાં કાંઇ વિચાર આવતાં પાછો ફરી તે બોલ્યો, " માશી, એ પથરા પર આખી રાત પડી રહેવાથી મારાં હાડકાં દુઃખે છે અને ઠંડી લાગે છે, માટે મને કાંઇ ઓઢવાને આપ... નહિ તો અહીંજ મારી સૂવાની વ્યવસ્થા કરી આપ."

" થોડા દિવસ ધીરજ ધર. તે પછી હું નક્કી તને સગવડ કરી આપીશ. ત્યાં સુધી લે આ કામળી ઓઢજે." એમ કહી માણેકગૌરીએ એક જુની કામળી લાવીને તેના તરફ નાંખી. તે લઇને વીજલો આનંદ પામતો ચાલતો થયો.

માશીએ સરોજની પાસે જઈ વીજલાનું કાસળ આજ તો ગયું તે વિષેની ખબર આપી, ત્યારે તેનું ઉદ્વિગ્ન મન શાંત થયું.

૨૭

## " પેટીઆંનો રાક્ષસ ! "

નવિન ઉત્પન્ન થયેલા આ સંકટને લીધે આખી રાત્રિ સરોજે જાગૃતાવસ્થામાંજ કાઢી. તેને નિદ્રા આવી શકીજ નહિ, અને તેથી બીજે દિવસે તે માંદી હોવાનો ઢોંગ કરવાની જરૂર ન પડતાં કુદરતી રીતેજ માંદી દેખાવા લાગી. તેની આંખો રાતી થઇ ગઇ હતી અને મોં સુકી ગયું હતું. શરીરમાં સુસ્તી–શિથીલતા આવી ગઇ હતી, અને

ઉત્સાહ મંદ પડી ગયો હતો.

સ્નાનવિધિ થયા પછી નિયમ પ્રમાણે દિવાનખાનામાં સર્વ ચાહ માટે ભેગાં થયાં, તે વખતે નંદનબાની નજર તેના ઉપર પડી.

" સરોજ, તું આજે આમ કેમ દેખાય છે ? "

" કેમ, કેવી દેખાઉં છું બા ? "

" જોને તારું મોં કેવું સૂકી ગયું છે. આંખો રાતી થઇ ગઇ છે, અને શરીર પણ..."

" કેવું સુસ્ત દેખાય છે. સરોજ, " માશીએ વચમાં બોલવા માંડયું, " રાત્રે તને ઉંઘ આવી હતી કે નહિ ? "

" ઉંઘ તો પૂરી ક્યાંથી આવે ? અહીં આ પાસેજ મોટો દરીઓ આવેલો છે. તેની ભરતીના ઘુઘવાટા સાંભળીને મને એવો ભય લાગે છે કે રાત્રે–"

" અરે, ગાંડી, એમાં તને શો ભય લાગે છે ! સમુદ્ર પાસે રહેનારને વળી મોજાંના અવાજનો ભય લાગતો હશે ? કદાચ તારું માથું દુઃખતું હશે..."

" મને શું થાય છે તેની મનેજ સમજ પડતી નથી, આ ઘડીમાં મારું માથું દુઃખે છે, તો ઘડીમાં સળેખમ થાય છે. રાત્રે ઉંઘ આવતી નથી. ભૂખ લાગ્યા જેવું લાગે છે પરંતુ હું ખાવા બેસું છું તો અન્ન મોંમાં પેસતું નથી. મનમાં પણ એટલો બધો ઉદ્વેગ રહે છે..."

" સરોજ, તું ચિંતા બહુ કર્યા કરે છે તે એ બધાંનું કારણ છે. હમણાં હમણાં તું વિચારમાંને વિચારમાં ડૂબ્યો કરે છે અને આનંદમાં રહેતી નથી, તેથી. ખરુંને માણેક ? "

" હાસ્તો. તેથી પણ તબીઅત બગડે છે. હમેશાં યુવાવસ્થામાં તો આનંદમાંજ રહેવું જોઇએ. "

" એમ કાંઈ નથી, બા. " સરોજ બોલી, " મને લાગે છે કે

આ દરીઆ કીનારાની હવા મને માફક આવતી નથી. "

" અરે, એવું તે હોય ? " નંદનબાએ કહ્યું, " ઘણાં માણસો માંદાં થાય ત્યારે દરીઆ કીનારાની સ્વચ્છ હવાથી સારાં થાય છે, ત્યારે તું તેથી ઉલટુંજ કહે છે. "

" પણ બા " માણેકગૌરી બોલી, " કેટલાંક માણસોને ખારી હવા માફક આવતી નથી અને ઉલટાં વધારે માંદાં પણ થાય છે. એટલે સરોજ બહેન, કહે છે તે ખરૂં પણ હોય. "

" પણ સરોજ કેટલું સ્વચ્છંદે વર્તે છે ! તેથી તેની પ્રકૃતિ બગડે એમાં શી નવાઇ ? "

" શું હું સ્વચ્છંદે વર્તુછું, બા ? "

" મનમાં આવે ત્યારે ખાવું, મનમાં આવે ત્યાં ફરવા જવું. સમુદ્રના કીનારા પરજ દોડાદોડ કરવી, એવું એવું, મેં તને કેટલીયે વાર કહ્યું પરંતુ તું ધ્યાનમાં કયાં લે છે ? " નંદનબાએ કહ્યું, "એવું એવું કરવાથીજ શરીરની પ્રકૃતિ બગડે છે, સરોજ. "

" ગમે તેમ પણ મને કોલાબે આવ્યા પછી કાંઇ ગોઠતુંજ નથી. " સરોજે કહ્યું. તેના મનમાં એમજ થતું કે ક્યારે બા જાતેજ શહેરમાં પાછાં જવાની વાત કાઢે !

" એમ હોય તો પાછાં શહેરમાં રહેવા ચાલો. " ઉત્સુક થયેલી માશીએજ વાત કાઢી. સરોજે ટેકો આપ્યો.

" વળી પાછાં શહેરમાં ! " નંદનબાએ સહજ ચીઢવાઇને કહ્યું. " તમને કાંઇ ધંધો છે કે નહિ ! અહીં આવ્યાને પાંચ દિવસ તો પૂરા થયા નથી, અને એટલામાં પાછું જવું છે ? "

માણેકગૌરીએ જવાબ ન આપ્યો. સરોજે ફરી એકવાર આગ્રહ કર્યો કે, " બા, અહીં તો મને નથીજ ગમતું. મારી તબીઅત સારી રહેવાની નથી. દરીઆની હવાથી મને શરદી થાય છે. તે બધું આરાથી

કેમ સહન થાય બા. હવે તો પાછાં શહેરમાંજ ચાલો, તો ઠીક."

થોડી વાર સુધી બાએ જવાબ આપ્યો નહિ. વિચાર કર્યો. અંતે બોલ્યાં:–"ઠીક છે. તમારી એમ મરજી છે તો શહેરમાં ચાલો. મારૂં શું જવાનું છે ? પણ હું નથી ધારતી કે ત્યાં જવાથીજ તારી તબીઅત સુધરે."

આવી અડધી પણ રજા મળતાં મારીભાણેજ આનંદ પામ્યાં. તેમને જોઇતું મળ્યું.

"ત્યાં જવાથીજ સારૂ ન થાય તો પણ ત્યાં ડાકટરની દવા કરવાનું ઠીક થઇ પડશે."

"અને મને શહેરની વસ્તીને લીધે ગમશે પણ ખરૂં." સરોજે કંઇક ઉલ્લાસમાં આવી કહ્યું.

"ઠીક છે. ત્યારે, ચાલો આજે સાંજેજ."

એમ કહી નંદનબા ઉઠ્યાં અને એક આરામખુરશી પર પડી ન્યુસપેપર વાંચવા લાગ્યાં. સરોજ અને માણેકગૌરી ઉઠીને એકાંતમાં મળ્યાં.

"કેમ હવે ઠીક થયું ને ?"

"હા. પણ એથી પણ આ વીજળીનો ભય ટળશે કે નહિ તે શક ભરેલું છે."

"અરે ત્યાં એનાથી અવાશેજ નહિ. તે તું ખાત્રીથી માનજે, સરોજ." માશીએ કહ્યું.

જમ્યા પછી પાંડુને સરસામાન બાંધી લેવાની આજ્ઞા અપાઇ ગઇ. જેવી રીતે આવ્યાં હતાં તેવીજ રીતે ઘણુંખરૂં રાચરચીલું લઇને પાછાં જવાનું હતું, એટલે બે ખટારા ભરાય એટલો સામાન થાય એમ હતું. માણેકગૌરીએ મોટા પેટારામાં સામાન ભરીને બે ખટારા ભાડે કરી લાવવાની પાંડુને સૂચના આપી દીધી.

સાંજે પાંચેક વાગે ગાડી આવીને બંગલાના ઓટલા આગળ

ઉભી રહી. નંદનબા, સરોજ વગેરે તૈયારજ હતાં. ઘેર જઈ રાત્રે વાળુ કરવા માટે કોરૂં ભોજન બનાવી રાખેલું હતું, તેના ડબ્બા પાંડુએ ગાડીમાં ગોઠવી દીધા. ત્રણે જણુ ગાડીમાં બેઠાં,

" પાંડુ, મારો સામાન બધો ચોક્કસ સાચવીને લઇ આવજે: કાંઇ ભાગશે તુટશે કે ખોવાશે તો હું તારી ખબર લઇ નાંખીશ હો. " સરોજે બારીમાંથી ડોકું કાઢી કહ્યું.

" અને બંગલાનાં બારી બારણાં સાવચેતીથી બંધ કરી માળીને કુંચી આપીને સામાનનાં ગાડાંની સાથે તું આવજે. " નંદનબાએ પાંડુને સૂચના કરી.

" અને રસોડામાંનો કોઇ સામાન રહી જાય નહિ તે ધ્યાન રાખજે, પાંડુ. " માશીએ કહ્યું.

ગાડી ચાલવા માંડી. પાંડુએ નીચા વળી ત્રણેના હુકમને માથે ચઢાવ્યા.

વીજલાને બે દિવસના અપવાસ હતા, એટલે માશીએ બે ટંકને માટે 'પુરતુ" આપેલું ખાવાનું તે એકે ઝપાટે ઉડાવી ગયો. સાંજે તો પાછા ભૂખ્યા રહેવાનુંજ થયું. રાત્રે છેક નવ વાગે સરોજને બંગલે જવાય ત્યારે બીજું ખાવાનું મળે, ત્યાં સુધી અગીઆરસ પાળવાની !

ક્યારે રાત પડે અને સરોજના બંગલાની પાછળ જાઉં એમ વીજલો ઘડીએ ઘડી ગણુનો બેઠો હતો. અંતે રાત પડી પણુ ખરી. વીજલો પોતાની ગુહામાંથી બહાર નીકળ્યો, અંધકારમાં લપાતો લપાતો સરોજના બંગલા આગળ આવ્યો. ત્યાં તો ખટારાના ખડખડાટ તેને કાને પડયા. તેણે જોયું કે ખટારા બંગલાના બારણામાં ઉભા રહ્યા છે. તે શા માટે આવ્યા હશે તેનો તે વિચાર કરવા લાગ્યો અને ધીમે ધીમે સ્નાનગૃહની બારી પાસે આવી ઉભો.

ભીંતના તેમજ છાજલીના ઓથાને લીધે કોઇ તેને જોઇ શકયું

નહિ. પાંડુ સામાન પેટીમાં ભરવામાં અને ગાડાવાળાઓ તે પેટી ઉંચકી લાવી ખટારામાં ગોઠવવામાં રોકાયલા હતા. એટલામાં વીજલાની નજર માળ પર ગઇ, તો બધી બારી બંધ. તે ચારે તરફ ફરી વળ્યો તો એક પણ બારી ઉઘાડી તેના જોવામાં આવી નહિ.

"આ શું ? એ લોકો ચાલ્યાં ગયાં કે શું ?" વીજલો બબડયો, "મને છેતરીને સરોજ ચાલી ગઇ ?...એ લોકો ક્યાં ગયાં હશે ?... મારે તેમને શોધી કાઢવાંજ જોઇએ."

એટલામાં પાંડુના બે ત્રણ શબ્દો એને કાને પડ્યા. "હો હો. ચર્નીરોડ ટ્રામબેલ જન્કશાચુકે શેઉન જાયચા હે, મી એકદાં નો સાંગીતલા, સુણુલા નાહીં ?"

"હાં હવે સમજ્યો. એ લોકો પાછા શહેરમાં રહેવા ગયા લાગે છે અને આ પાંડુ તેમનો સામાન પણ લઇ જાય છે...જો, લુચ્ચી સરોજ !...તેણે મારું કાસળ કાઢવા માટેજ આ રસ્તો લીધો એમાં શું પૂછવું ?"

એમ કહી વીજલો વિચાર કરવા લાગ્યો. એટલામાં રસોડાની એક બારી ઉઘાડી રહી ગઇ હતી તે પર વીજલાની નજર પડી. વૃદ્ધ પાંડુ તે દેવાની ભૂલી ગયો હતો.

"આ સારો લાગ છે." કંઇક ઉંડા વિચારમાંથી જાગૃત થઇને વીજલો બબડયો, "જો એમ બને તો હું સરોજને બતાવી આપું કે તું મને છેતરનાર કોણ ?"

એટલામાં પાંડુ ખટારાવાળાને લઇને રસોડામાં આવ્યો, અને એક મોટી પેટી લઇ જવાની તેમને સૂચના કરી. ગાડાવાળા તે પેટીને લઇ જવા લાગ્યા. પાંડુ માળ ઉપર સરોજની ઓરડી તરફ ગયો.

આ તરફ ગાડાવાળા પેટી લઈ ગયા કે તરતજ વીજલાએ બારીમાંથી પ્રવેશ કર્યો. રસોડામાં ઉભો ન રહેતાં તે પાંડુને શોધવા

માળ પર ગયો તો ત્યાં ડોસો એક મોટો પેટારો ઉઘાડી તેમાં સરો-જનો સામાન ગોઠવતો માલમ પડયો. એક પોટકી ઉપાડીને પાંડુ તે પેટીમાં મૂકવા જાય છે, એટલામાં વીજળીની પેઠે વીજલાએ આવી તેની ડોકી પકડી ભોંય પર પાડયો, અને પહાડ જેવો પોતે વૃદ્ધ નિર્દોષ નોકરની છાતી ઉપર ચઢી બેઠો.

“ખબરદાર, એક શબ્દ પણ બોલ્યો તો સહજ અવાજ પણ કાઢયો તો આમ ગળચી દાબીને નિકાલજ કરી નાંખીશ હું કહું તે-મજ તું કરશે તો હું તને જીવતો જવા દઇશ...ના કહી તો મરી ગયોજ સમજજે.”

બિચારો વૃદ્ધ પાંડુ તો ચકિતજ થઇ ગયો. વીજલાના રાક્ષસી શરીરના ભાર નીચે તેની છાતી બેવડીજ થઇ ગઇ. તેની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં. પ્રથમ તો આ શું છે તેની તેને સમજ પણ પડી નહિ. અંતે તે ગભરાતો ગભરાતો બોલ્યો:—“ મલા સોડા ઓ... ઓ...ઓ...હું મરૂન જાતો...”

“બોલ કે તમે કહો છો તેમ કરીશ.”

“કરેશ કરીશ, તુમી કહીલ તસા.”

“જો ન કર્યું તો ફરી તારા આવા હાલ કરીશ.” એમ કહેતો કહેતો વીજલો તેની છાતી પરથી ઉઠયો. પાંડુ પણ જેમ તેમ કરી બેઠો થયો.

“મને શું અપરાધ કેલા આહે ? કી તુમી અસા મને માર-તાત...આપણ કોણ આહે ? સાહેબ.”

“ખબરદાર,” વીજલો દમામમાંજ બોલ્યો, “માત્ર હું કહું તે પ્રમાણેજ કર, નહિ તો માર્યો જઇશ.”

પાંડુએ હાથ જોડયા. “બાપા, મને મારૂ નકા.”

" બોલ, ત્યારે તારી શેઠાણી ક્યાં ગઇ છે ? "

" તે તો શહેરા મધીચા બંગલાંત રહેવા ગેલાં. "

" અને તું આ સામાન ત્યાં લઇ જાય છે કે ? "

" હોય શેઠજી. "

" તો હવે હું કહું તેમ કર. હું આ પેટીમાં સૂઇ જાઉં છું. તું મારા શરીર ઉપર થોડી પોટલીઓ મૂકી દેજે, અને પેટીને સામાનની સાથે તે બંગલામાં લઇ જજે, પણ ત્યાં જઇને પણ હું આ પેટીમાં છું તે વાત કોઇને કહેવાની નથી સમજ્યો કે ? " એમ બોલી ફરીથી પાંડુને ડોકીમાંથી પકડ્યો. " બોલને, કહેવાનો છે ? "

" ના. શેઠજી ના. નહિ સાંગુ મને માફ કરો. "

" કહીશ તો મારીજ નાંખીશ. "

પેટીમાં પૂરાયલો રાક્ષસ પોતાને કેવી રીતે મારશે, તેની કમઅક્કલ પાંડુને સમજ પડી નહિ. તે તો ખરેખર ગભરાયો. તે જોઇ વીજલો આનંદ પામતો પેટીમાં ઉતર્યો અને લાંબો થઇ સૂઇ ગયો. પાંડુએ બ્હીતાં બ્હીતાં ઉપરથી નાની નાની પોટલીઓ મૂકી પેટીનું બારણું બંધ કર્યું.

એટલામાં ગાડાંવાળાઓ નીચેનો સામાન ગાડાંમાં ગોઠવાઇ રહેવાથી માળ પર આવ્યા. પાંડુએ મૂંગા મૂંગા તે પેટી બતાવી દીધી અને પછી નંદનબાના ઓરડાનો સામાન ભેગો કરવા ગયો.

સરોજના સામાનવાળી પેટી તે લઇ ગાડાંવાળાને પણ ઉંચકતી ભારે થઇ પડી. જેમ તેમ તેમણે તે નીચે લાવી ગાડામાં ગોઠવી. પેટી આટલી બધી ભારે કેમ થઈ તે કાંઇ તેમને સમજાયું નહિ.

પાંડુ નંદનબાની પેટી ઉંચકી લાવ્યો. તે કાંઇ મોટી ન હતી. બધો સામાન ગાડાંમાં મૂકાઇ રહેતાં પાંડુ સર્વ બારણાં બંધ કરી, તાળું મારી, કુંચી માળીને આપી આવ્યો. અને જે ગાડામાં સરો-

જવાળી પેટી ન હતી તેની ઉપર ચઢી બેઠો. ગાડાં ચાલવા માંડ્યાં. અમુક પેટી આટલી બધી ભારે કેમ છે ! તેમાં લોખંડ તો ભર્યું નથી ? એમ ગાડાંવાળાઓએ પાંડુને બે ત્રણ વાર પૂછ્યું, પણ તે બિચારો શું જવાબ આપે ?

## ૨૮

## લાલા કનૈયાલાલનો ભાગીઓ.

ત્રીજે પ્રહરે શ્રીપતલાલ સુપરીન્ટેન્ડેન્ટ સાહેબની ઑફીસ તરફ ગયો. સાહેબે તેને આવકાર આપ્યો અને તેના ચહેરા તરફ જોઈ પૂછ્યું:–કેમ મી૦ શ્રીપતલાલ. આજ તમે આટલા બધા દીલગીર કેમ દેખાઓ છો ? કાંઇ નવો ઘોંટાળો ઉત્પન્ન થયો છે કે શું ?"

"નવો ઘોંટાળો શું ઉત્પન્ન થવાનો છે ? આ છે તેજ ક્યાં ઓછો છે ?" શ્રીપતલાલે કહ્યું.

"પણ ત્યારે ભેદી ત્રિથળનો કાંઈ પત્તો લાગ્યો ?"

"તે કાંઇ સહેલ છે સાહેબ ?"

"વારૂ, ત્યારે વીજલો પકડાયો ?" સાહેબે પૂછ્યું.

"પણ તે કામ તો ખુલી પોલિસનું છે એમ આપને મેં કહ્યું જ હતું. મેં તો છોડી દીધું હતું."

"પણ કોલાબામાં સમુદ્ર કીનારા ઉપર તમે તેની પાછળ પડ્યા હતા, એમ મેં બે ડિટેક્ટિવો તરફથી સાંભળ્યું છે..."

"હા. તે ખરૂં છે. મારો ને તેનો અચાનક મેળાપ થાય તો મારે તેની ખબર અંતર કેમ ન પૂછવી ?" શ્રીપતે હસતાં હસતાં કહ્યું અને પોતે જે કર્યું હતું તે વર્ણવી સંભળાવ્યું.

બધું સાંભળી રહ્યા પછી સાહેબે કહ્યું:–"હવે શ્રીપતલાલ, હું કહું તે પ્રમાણે કરો. આ ભેદી ત્રિથળની ધુન મગજમાંથી કાઢી નાંખો

અને તે વીજલાને પણ હમણાં છોડી દો. હું તમને એક નવુંજ કામ સોંપું છું તે હાથમાં લ્યો.

શું નવું કામ છે ?"

" પેલા પેપર—મીલવાળા લાલા કનૈયાલાલનો ભાગીદાર મનમોહન વકીલ પોતાના ઉપર વારંટ છૂટવાથી નાશી ગયો છે તેને પકડવાનું..."

" હાં. એ કામ તો પેલા ડિટેક્ટિવોએ મને કહ્યુંજ હતું. પરંતુ તે મારાથી બની શકે એમ નથી."

" પણ તે કાંઇ નાશીને મુંબાઇની બહાર નથી. તે કોલાબા-માંજ એક ઝુંપડી બાંધીને સાધુ થઇ રહે છે, એમ ખબર મળેલી છે. મેં તેને માટેજ પેલા બેને મોકલ્યા હતા પરંતુ તેમનાથી કાંઇ વળ્યું નહિ, અને ઉલટું ભેદી ત્રિશળની વાત તેમાં પણ ભેળવી લાવ્યા "

" હાજી, એ બધી વાત મને ખબર છે. હું તે વખતે ત્યાં હાજરજ હતો મનમોહન વકીલ તેમના હાથમાંથી છટકયો, અને મને વીજલાએ ઠોકર ખવાડી."

" ત્યારે તમે એ વકીલને કેમ પકડયો નહિ ?"

" બે કામમાં એકી વખતે હું કેવીરીતે રોકાઇ શકું ?" શ્રીપ-તલાલ ખરૂં કારણ છુપાવી કહ્યું.

" પણ આ બે માણસો તમને મદદ કરતે."

" તે ખરૂં. પણ સાહેબ, આ ભેદી ત્રિશળનો કેસ ઉકલ્યા વિના મને કાંઇ ચેન પડવાનું નથી. ગમે ત્યારે અને ગમે તે રીતે પણ હું એનો અંત લાવીશ ત્યારેજ રહીશ. અત્યારે હું ફરવા જાઉં છું, કંઇએ ઉપર મારી જરૂર પડે તો ટેલીફોનથી ખબર આપજો."

એમ કહી સાહેબની રજા લઇ શ્રીપતલાલ ચાલતો થયો. તે હવે સરકારી નોકરીમાં ન હતો એટલે સાહેબથી તેના ઉપર દબાણ

ફરી શકાય એમ ન હતું.

\+ + + + +

સંધ્યાકાળનો અરૂણુ અસ્ત પામી ગયો એટલે તેના ઝાંખા અંધકારમાં એક મેલાં વસ્ત્રમાં સજ્જ થયેલો માનવી બોરીબંદરને રસ્તે ચાલવા લાગ્યો. તે કોઇ ઑફીસ ખોળતો હોય એમ લાગતું હતું કારણુ કે રસ્તા પરનાં દરેક જાહેર ખબરનાં પાટીઆં તે વાંચતો જતો હતો.

" મનમોહનલાલ ! "

રસ્તામાંજ તેને કોઇએ બૂમ પાડી. મનમોહને પાછું ફરીને જોયું. પોતાને પોલિસોના સકંજામાંથી છોડવનાર પેલી તરૂણીને તેણે તરત ઓળખી. તેં પણુ ઓળખી હશે, વાંચનાર.

" અરે મનમોહનલાલ, તમે આવા મોટા રસ્તા ઉપર આમ ફરવા કેમ નીકળ્યા છો ? " પાસે આવી સરોજ ધીમે સાદે વકીલને ઠપકો આપતાં બોલી, " તમને મેં નાશી જવાની આવી તક આપી છતાં મુંબઇમાંને મુંબાઇમાંજ શા માટે ફર્યા કરો છો..."

" બહેન, મને પોલિસના પંજામાંથી છોડવનાર તરીકે હું તમને ઓળખું છું. પરંતુ તમારી વધારે ઓળખાણુ આપો તો ઠીક. " મનમોહનલાલે પણુ ધીમે અવાજે કહ્યું.

" મારૂં નામ ઠામ જાણીને શો ફાયદો છે ? " સરોજે ઉત્તર આપ્યો, " માત્ર મને તમારી હિતકારિણી તરીકેજ માનો એટલે બસ."

" એટલાથી મને સંતોષ કેવી રીતે મળે ? બહેન, " મનમોહને અત્યંત નમ્રતા અને આર્દ્રભાવથી કહ્યું, " કહેવામાં તમને કાંઇ વાંધો છે ? હું ફસાવીશ નહિ એટલું વચન આપું..."

" મને કોણુ ફસાવવાનું છે ? " સરોજે હસીને જવાબ આપ્યો;

અને થોડાક શબ્દોમાં પોતાની ટુંક ઓળખાણ આપી. શ્રીપતલાલ સાથે પોતાને સારી મૈત્રિનો સંબંધ છે તે પણ કહ્યું.

" હું અત્યારે શ્રીપતલાલની ઑફીસજ શોધતો હતો." વકીલે કહ્યું.

" કેમ ? "

" મારે તેને મળીને મારી કર્મકથા યથાસ્થિત કહી દેવી છે. પછી તેમને યોગ્ય લાગે તો મને બચાવે અને ન લાગે તો...પછી જે ઇશ્વરને ગમે તે ખરૂં. "

" તમારે નિરાશ થવાની કાંઇ જરૂર નથી...તો પણ મારે કહેવું જોઇએ કે ખુલ્લી રીતે શ્રીપતલાલ તમને કાંઈ પણ સહાય કરી શકે એમ નથી. એટલે તેમને મળવું નકામું છે..."

" પણ મારી પાસે આ છે. " એમ કહી મનમોહનલાલે શ્રીપતલાલનું કાર્ડ—જે તેણે સમુદ્રમાંથી પોતાને બચાવવા માટે આપ્યું હતું તે—સરોજને બતાવ્યું.

" એ ખરૂં. તો પણ શ્રીપતલાલ એમ માને છે કે તમે અપરાધી છો અને પોતે સરકારની સાથે વચનબદ્ધ થયેલા હોવાથી તમને સહાય કરી શકશે નહિ; પણ તેને બદલે હું તમને સહાય કરવા તૈયાર છું.

" શ્રીપતલાલ ખરેખર મને અપરાધી ગણે છે ? "

" હા. " સરોજે ઉત્તર આપ્યો. " પરંતુ તેથી કાંઇ નિરાશ થશો નહિ. તમારી પૂર્ણ કીર્તિ જાણનાર હું તમને નિર્દોષજ માનું છું; એટલે તમારો એક સહાયક તો છેજ. "

" હું તમારો ઉપકાર કદી વિસરી શકીશ નહિ, બહેન. " મનમોહનલાલની આંખમાં આંસુ આવ્યાં.

" હશે. ઉપકાર પ્રભુનો. સરોજે કહ્યું, " પરંતુ મને તમારા કેસની વાત વિસ્તારથી જાણવાની ઘણીજ ઉત્કંઠા તેમજ જરૂર છે. તે વિના હું બરાબર મદદ કરી શકીશ નહિ.

"એ બહુ લાંબી કથા છે, બહેન..."

"તોયે હું સાંભળતાં કંટાળીશ નહિ. કારણ કે તમને સહાય કરવા માટે મારે તેની જરૂરજ છે."

"તો સાંભળો. હું ટુંકામાંજ કહીશ. મારો ધંધો વકીલાતનો છે. તમે તે જાણોજ છો. તે છતાં કનૈયાલાલની મીલમાં મેં ભાગ નાંખેલો હતો..."

"કનૈયાલાલ સાથે તમારે શી ઓળખાણ ?"

"પહેલાં એક કેસ હું એની તરફથી લડ્યો હતો, અને જીત્યો હતો તે વખતે અમને પરિચય થયો હતો."

"ઠીક. આગળ ચલાવો."

"હવે મીલના મજુરો તથા બીજા કામદારો સાથે અમારે એવો કરાર હતો કે જો તેઓ રજાને દિવસે રજા ન પામતાં કામ પર આવે તો અમારા ચોખ્ખા નફામાંથી એક દશાંશ ભાગ તેમને વહેંચી આપવો. એ પ્રમાણે ગયાં બે વર્ષમાં જે નફો થયો હતો, તેમાંથી તે લોકો પોતાનો હિસ્સો માગવા લાગ્યા. તેમના હક પ્રમાણે ગણતાં બાર હજાર રૂપીઆ તેમને આપવા પડે તેમ હતું. આથી કનૈયાલાલની દાનત બગડી. તેણે ખોટા ચોપડા તૈયાર કરાવ્યા, અને મીલના હિસાબમાં નુકશાન બતાવ્યું.

પરંતુ મેં માન્ય કર્યું નહિ. ખરા હિસાબ પ્રમાણે મજુરોને કેટલું મળવું જોઇએ તે મેં તેમને ખુલ્લી રીતે કહી દીધું. એટલે મારે અને લાલાને તકરાર થઇ. મારો ભાગ નાનો હતો એટલે તેણે મને અમુક રૂપીઆ આપીને મીલમાંથી બાતલ કર્યો. મજુરોએ સંપ કરીને હડતાલ પાડવાની ધમકી આપી. ત્યારે તેણે ફરીથી હિસાબ તપાસી જોવાનું વચન આપ્યું.

થોડા દિવસ રહીને તેણે મને પત્ર લખીને પોતાની ભૂલ કબૂલ

કરી તેમજ પોતાને પસ્તાવો થતો હોય તેમ લખ્યું. મને બોલાવ્યો હતો તે પ્રમાણે હું તેને મળવા માટે તેના બંગલા પર ગયો. તેણે ઘણા આદરથી મને બેસાડયો, અને મારા સાચાપણાનાં વખાણ કરી ઘણી આડી તેડી વાતો કરી. મને લાગ્યું કે લાલાને ખરેખર પસ્તાવો થયો હશે.

પછી તેણે એક કાગળ મારી પાસેના ટેબલ પર મૂકયો અને મને વાંચવાનું કહ્યું. તે એક ખત હતું અને તેમાં મીલના મજુરોને નફાના હિસ્સાના રૂપીઆ બાર હજાર વહેંચી આપવા વિષેનું લખાણ હતું. મને તે જોઇ બહુ આનંદ થયો. તે ખત નીચે મારી સહી માટે જગા રાખી હતી. કનૈયાલાલે ખડીઆમાં કલમ બોળી મારા હાથમાં આપી સહી કરવાનું કહ્યું. મેં ખુશીથી સહી કરી આપી.

એ બધો વખત કનૈયાલાલે તે ખતપત્રનો અમુક ભાગ પોતાના હાથ નીચે દાબી રાખ્યો હતો તે મારા લક્ષમાં આવ્યું નહિ. સહી થતાં વારજ કનૈયાલાલે તે કાગળ ઝટ ઉઠાવી લીધો તો તે એક નહિ, પરંતુ બે કાગળ હતા ! હું ચકિત દૃષ્ટિથી તે કાગળ તરફ જોવા લાગ્યો, ત્યાં તો કનૈયાલાલે તે કાગળનો ડુચોપુચો કરી ફાડી દીવા ઉપર બાળી મૂકયો અને નીચેના કાગળ ઉપર મારી સહી થયેલી મને દૂરથી બતાવી..."

"પણ તે બીજા કાગળ પર તમારી સહી કેવી રીતે આવી ?" સરોજે વચમાં પૂછયું.

"તે મને પાછળથી માલમ પડયું, કે લુચ્ચાએ કાળો કાર્બન પેપર બે કાગળની વચ્ચે દાબી રાખ્યો હતો..."

"વાહ ! એની ચતુરાઈ !"

"પછી તેણે મારૂં દીલ દુઃખાવવા માટેજ હસતાં હસતાં કાગળ વાંચી બતાવ્યો. 'મેં મીલની તિજોરીમાંથી પોણો લાખ રૂપીઆ મારા

ખાનગી કામ માટે આજે ઉપાડયા છે તે હું ચાર દિવસમાં ભરપાઈ કરી આપીશ. ”

“ કનૈયાલાલનું આવું કપટ જોઇ મને તેના ઉપર અત્યંત ક્રોધ ચડયો, અને તે કાગળ ઝુંટવી લેવા માટે હું તેના શરીર પર ધસ્યો. તેણે ઝટ કાગળ ગજવામાં મૂકી દીધો, અને ભૈયાને બોલાવી મને ધક્કો મરાવી બહાર કાઢી મૂકયો. પોણો લાખની મોટી રકમ સાંભળતાંજ હું એવો ધડકી ગયો હતો કે આ કાવતરા માટે શો ઉપાય કરવો તે પણ મને સમજાયું નહિ. મારૂં કાયદાનું જ્ઞાન તે વખતે કોણ જાણે કયાં ગયું !

તે રાત્રે હું ઘેર ગયોજ નહિ. મેં આખી રાત ગાંડાની પેઠે ભટકયા કર્યું. બીજે દિવસે ઘેર આવી હવે શું કરવું તેનો હું વિચાર કરવા લાગ્યો. પોણો લાખ જેવી મોટી રકમ મારે ક્યાંથી લાવી આપવી ? તે વિચારે મને ગમગીન બનાવી દીધો. મેં મારા ઘરનાં માણસોને વતન મોકલાવી દીધાં; અને શું થાય છે તેની વાટ જોતો એકલો રહેવા લાગ્યો.

થોડા દિવસમાં કનૈયાલાલે મારા ઉપર ફર્યાદ માંડી. સરકારની કોર્ટોમાં પૈસાવાળાને કેવો ન્યાય મળે છે તે કાંઇ મારાથી અજાણ્યું ન હતું, એટલે મારા ઉપર વૉરંટ નીકળશે એમ હું ધારતો હતો. તે વખતથી હું પોલિસની નજરે પડતાં બ્હીવા લાગ્યો, અને વેશ બદલી આમ તેમ ફરવા લાગ્યો.

એમ કેટલાક દિવસ નીકળી ગયા પછી હું કોલાબા જેવે નિર્જન સ્થાને એક જગ્યા પર ઝુંપડી બાંધી રહેવા લાગ્યો. ત્યાં પણ હું સુખે રહી શકયો નહિ. એક દિવસ ત્યાં ફરવા આવેલા કનૈયાલાલની મારા ઉપર નજર પડી. હું સંન્યાસીના વેશમાં હતો છતાં તેને જોવાથી મારાં શરીરમાં જે કંપારી આવી તેનાથી એને વહેમ પડયો. તેણે પોલિસમાં ખબર આપી. તે પછી જે થયું તે તમે જાણોજ છો.”

" હા. તે કહેવાની જરૂર નથી. " સરોજે કહ્યું. " મનમોહન-લાલ, એ દુષ્ટ કનૈયાલાલે આવું નીચ કપટ કરીને તમને ફસાવ્યા છે કે ?...ઠીક છે. તેનો ઉપાય થશેજ. "

સરોજના હાથ ઉપર આગ બળવા માંડી હતી, અને તેથીજ તેના મુખમાંથી ઉપરના શબ્દો બહાર પડયા. ધીમે ધીમે બેદી ત્રિશળ પ્રકાસ્યું: પરંતુ ચેતી ગયેથી સરોજે પોતાના વસ્ત્રના પાલવ નીચે હાથ ઢાંકી દીધો.

" તે ખરૂં. પરંતુ " મનમોહને કહ્યું, "હું કહું છું તે સાબિત કરવા માટે મારી પાસે કાંઇ પણ દલીલ કે પુરાવા નથી. "

" તેમાં શું થઇ ગયું ? " સરોજે હિંમતથી ઉત્તર આપ્યો. " તેની કાંઇ જરૂર નથી. તમારી હકીકતને બીજા ગમે તેવી ભલે માને પણ મને તો તે ખરીજ લાગે છે. "

" તમે માણસને તરત પારખી શકો છો. "

" હશે, પણ હવે અહીં થોભવું નકામું છે. કોઈની આપણા ઉપર નજર પડે તે ઠીક નહિ. આપણે ગમે તે દિશામાં પણ ચાલવા માંડીએ. "

" ઠીક, ત્યારે ચાલો. "

બંને ગીરગામના રસ્તા તરફ આવ્યાં. એટલામાંજ મનમોહન વકીલ બોલી ઉઠયો:—"હાં...હાં...જૂઓ પેલી ગાડીમાં કોણ બેઠું છે ?"

સરોજે પાછું વાળીને જોયું તો એક વિક્ટોરીયામાં લાલા કનૈયાલાલ અને ભીખલાલ બેસી જતા હતા.

" એ કનૈયાલાલને બંગલે જતાજ લાગે છે. ખરૂં કની ? " સરોજે વકીલને પૂછ્યું.

" મને પણ એમજ લાગે છે. કારણ કે એ શેઠીઆનો બંગલો એ તરફજ આવેલો છે. "

" ઠીક ત્યારે. તમે હવે મારાથી છૂટા પડી ચોપાટી પર જાઓ. હું આ બન્નેની ખબર લઇ તમને આવી મળું છું. પછી શું કરવું તે આપણે નક્કી કરીશું."

મનમોહન વકીલ બૅકબે તરફ ચાલતો થયો. સરોજે કનૈયાલાલની વિક્ટોરીઆને આડે આવી શ્રીપતલાલને પોતાનાં " દર્શન દીધાં ! " એટલે શ્રીપતલાલે તરત ગાડી ઉભી રખાવી.

" ઓહો ! સરોજિની ?...અત્યારે આ તરફ ક્યાં જાઓ છો ?" તેણે પૂછ્યું.

" ફરવા માટે ચોપાટી પર. "

" એકલાં છો ? "

" હા. તમે ક્યાં જાઓ છો ? "

" હું આ શેઠ કનૈયાલાલની સાથે તેમને બંગલે જાઉં છું. તમારે વાંધો ન હોય તો તમે પણ ચાલો. થોડી વારમાં પાછાં અવાશે. "

" હાં ચલીયે. મહેરબાની કરકે હમારા ઘર પાવન કીજીએ." કનૈયાલાલ બોલ્યો.

સરોજને જોઇતુંજ હતું. કનૈયાલાલે સામેની સીટ પર બેસી સરોજને જગ્યા કરી આપી.

## ૨૯

### કનૈયાલાલનું કાટલું !

ગાડી ચાલવા લાગી—દોડવા લાગી. તે છેક કનૈયાલાલના બંગલાના દ્વાર આગળ જઇ ઉભી. ત્રણે નીચે ઉતર્યાં. કનૈયાલાલે ભાડું આપી દીધું.

શ્રીપતલાલે ગાડીમાંજ કનૈયાલાલને સરોજની ઓળખાણ આપી દીધી હતી; સાથે એમ પણ કહ્યું હતું કે, " અમારા બેને સારી મિત્રતા

છે અને એ મારા કેસોમાં મને ઘણીવાર મદદ પણ કરે છે." ઇત્યાદિ.

દિવાનખાનામાં બેઠા પછી સરોજે શ્રીપતલાલને પૂછ્યું:—" તમે કોઈ નવું કામ તો હાથમાં લીધું નથીને ?"

" નારે, આ શેઠનુંજ...કેમ ?"

" લીધું હોય તો હું મારાથી બનતી મદદ કરવાને માટે તૈયાર છું." સરોજે બીજો કાંઇ ઉત્તર ન જડવાથી કહ્યું.

" તમે મને ઠીક યાદ દેવાડયું." શ્રીપતલાલે સંભારીને કહ્યું. " મારે એ ત્રણ સવાલ વિષે તમારી સલાહ લેવાનો વિચારજ હતો..."

" કયા સવાલ વિષે ?" સરોજે પૂછયું.

તેનો ઉત્તર ન આપતાં શ્રીપતલાલે કનૈયાલાલ તરફ ફરીને કહ્યું:—" શેઠ, મારે એમની સાથે થોડી છાની વાતો કરવાની છે તે માટે એકાંત આપો તો ઠીક."

કનૈયાલાલ વિચારમાં પડયો. અંતે તેને કાંઇક યાદ આવ્યું હોય તેમ બોલ્યો:—" હાં. તમે માળ ઉપર મારા ખાનગી ઓરડામાં જાઓ. ત્યાં તમારા એકાંતનો કોઇ ભંગ કરશે નહિ. આ કુંચી લ્યો અને બારણાની પાસેજ વિજળીની લાઇટનું બટન છે." એમ કહી તેણે કુંચી શ્રીપતલાલને આપી. શ્રીપત દાદર ચઢવા લાગ્યો, એટલે તેણે ફરીથી કહ્યું:—" ત્યાં સાચવીને બેસજો, હું ચહાની તૈયારી કરાવું છું."

" ઠીક" કહી શ્રીપતલાલ ઉપર ગયો. બારણું ઉઘાડી ચાંપ દાબી દીવો કર્યો; એટલે સરોજ પણ માળ પર ગઇ. કનૈયાલાલ પોતાનું ઘણું જોખમ ત્યાંજ રાખતો.

" બોલો તમારે શું પૂછવું છે ?" એક ખુરશી પર બેસી સરોજે ઉતાવળે પૂછયું.

" આ મનમોહન વકીલના ખટલા સંબંધીનાં કાગળીયાં આજે મને આ શેઠ બતાવવાનો છે, તેટલા માટેજ મને અહીં તેડી લાવ્યો

છે. હવે મનમોહનલાલે મારા ઉપર કેવો મોટો ઉપકાર કર્યો છે તે તમે જાણોજ છો. તોપણ મારાથી તેને મદદ થઇ શકે એમ નથી; તો તેમાં તમારી શું સલાહ છે? શ્રીપતલાલે અતે પણ આવો નમાલોજ પ્રશ્ન પૂછ્યો.

"એમાં તે શું પૂછવાનું હતું ?"

"તોયે તમારો વિચાર તો કહો." શ્રીપતલાલે ઝાંખા પડી જઇ કહ્યું; કારણ કે પોતે સરોજ સાથે એકાંત શોધવા માટેજ બે ચાર પ્રશ્ન પૂછવાનું બાનું બતાવ્યું હતું.

"બની શકે તો મનમોહન વકીલનો બચાવ કરવો અને તેણે તમારા ઉપર કરેલા ઉપકારનો બદલો વાળવો. મને તો લાગે છે કે તે તદ્દન નિર્દોષ છે."

સરોજ વાત કરતી હતી ખરી, પરંતુ તેની દૃષ્ટિ ટેબલ પરના નાનકડા ક્બાટના ખાનામાં કેટલાક કાગળો હતા તેની ઉપર હતી. એક કાગળને છેડે "...હનલાલ વકી..." એટલા અક્ષરો કાર્બન પેપરથી છપાયલા સ્પષ્ટ દેખાઇ આવતા હતા. તે ઉપર નજર પડ્યા પછી તેને અત્યંત આનંદ થયો.

"મને પણ એમજ લાગે છે કે તે નિર્દોષજ હોવો જોઇએ. પણ—" શ્રીપતલાલે અચકાતાં અચકાતાં કહ્યું:—"પણ તેની નિર્દોષતા સિદ્ધ કેવી રીતે કરવી ?"

"તે ફરજ ડિટેક્ટિવનીજ છે કની ?"

"પણ તમે કાંઈ ઉપાય બતાવો તો ઠીક."

"તમે પહેલાં કનૈયાલાલની હકીક્ત સાંભળી લ્યો તથા તેના કાગળીઆ તપાસી લ્યો. પછી આપણે આગળ વિચાર કરીશું."

"ઠીકઇક."

"બીજું કાંઇ પૂછવું છે ?"

શ્રીપતલાલે વિચારમાં પડી 'ના' કહી. "બીજું કાંઈ પૂછવાનું હાલ તો નથી. ચાલો, ત્યારે. નીચે શેઠની ચહા તૈયાર થઇ ગઇ હશે." એમ કહી શ્રીપતલાલ રૂમની બહાર જવા નીકળ્યો. બટન દબાવી તેણે દીવો હોલવી નાંખ્યો અને બારણા બહાર નીકળી સરોજની વાટ જોવા લાગ્યો. સરોજને બહાર આવતાં પા મિનીટની વાર લાગી, પરંતુ તે પ્રેમમાં પડેલા શ્રીપતલાલના લક્ષમાં આવ્યું નહિ. તેણે તો સરોજ રૂમની બહાર આવતાં તાળું લગાવી દીધું.

પા મિનિટમાં—પોતાનાં વસ્ત્ર સંકોરવાનો ઢોંગ કરી સરોજે પોતાનું કામ કરી લીધું હતું ! એટલુંજ નહિ, પરંતુ ટેબલ પર પડેલી કોરા કાગળની પેડણુક પર કાળી શાહીના ખડીઆમાં આંગળી બોળી એક મોટું ત્રિશૂળનું ચિહ્ન પણ કાઢી દીધું હતું !

લાલા કનૈયાલાલ ચહાની તૈયારી કરીને તેમની વાટ જોતો દિવાનખાનામાં બેઠો હતો. ચહા પી રહ્યા પછી લાલાએ પોતાની વાત કાઢી. પરંતુ "આજે તો ઘણું મોડું થઇ ગયું છે: હું કાલે સવારે અહીં પાછો આવીશ." એમ કહી શ્રીપતલાલે રજા લીધી.

સરોજ પણ ઉઠી. શેઠને રામરામ કરી બંને બંગલાની બહાર પડ્યાં. રસ્તામાં આવતાં "મારે એક મિત્રને મળવા જવું છે." એમ કહી સરોજ છૂટી પડી, અને એક ગલીમાં પેઠી. શ્રીપતલાલનું મન નિર્વિકારી હોત તો તેને સરોજની તે વખતની ખટપટ ઉપર સંશય આવ્યો જ હોત; પરંતુ તેનાં નેત્રો પ્રેમથી અંધ થયેલાં હતાં, એટલે તેને જરા પણ શંકા આવી નહિ. રાતનો વખત હોવાથી સરોજને તેને ઘેર પહોંચાડવા માટે સાથે જવાની શ્રીપતલાલને ઉત્કટ ઇચ્છા હતી, પરંતુ તે તક મળી નહિ તેથી કંઇક ખિન્ન થતો તે પોતાની ઑફીસ તરફ ચાલ્યો.

સરોજ પાછી મોટા રસ્તા પર આવી અને એક વિક્ટોરીઆ ભાડે કરી ચોપાટી પર ગઇ. ત્યાં મનમોહન વકીલ એક પથ્થરા ઉપર

વિચારમાં બેઠેલો તેની નજરે પડયો. સરોજે તેને વિચારમાંથી જગાડ્યો.

"કેમ પછી શું થયું ? બહેન," વકીલે પૂછ્યું. "કાંઇ ઉત્સાહદાયક ખબર ? કાંઇ આશા ?"

"પ્રભુનો ઉપકાર માનો. વકીલ સાહેબ," સરોજે હર્ષથી ઉત્તર આપ્યો. "તમારૂં નસીબ ચઢતું લાગે છે."

વકીલના મોં પર આનંદનાં ચિહ્ન જણાયાં.

"શું થયું ?"

"મને મારી કલ્પના ઉપરાંત ફતેહ મળી છે. તમારૂં કામ થઇ ગયું છે. હવે ચિંતા કરશો નહિ."

"શું થયું, તે તો કહો, બહેન."

"સાંભળવા કરતાં આ નજરેજ જૂઓને."

એમ કહી સરોજે પોતાના વસ્ત્રની અંદરથી કાગળ અને નોટોનું બંડલ કાઢયું. ખતપત્રનો કાગળ જોતાંજ મનમોહન આનંદથી ઉછળવા લાગ્યો,—જાણે આકાશમાં ઉડવા લાગ્યો. આનંદનો ઉભરો શાંત પડતાં તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

"સરોજિની બહેન, તમે તે માનવી છો કે સ્વર્ગની દેવી છો ! અહાહા ! તમે મારા જેવા અપરિચિત માણસ ઉપર કેટલી બધી દયા રાખો છો ! હું તમારો ઉપકાર કેવી રીતે વાળી આપીશ..."

"હશે. એ વિચાર મનમાં લાવશો નહિ. મનુષ્યો એક બીજાને સહાય ન કરે તો તેમણે ભેંસનો અવતાર ધારવો અને ભેંસોએ માણુસનો અવતાર લેવો તેજ વધારે યોગ્ય છે." સરોજે કહ્યું.

"ઠીક. પરંતુ બહેન, આટલા થોડા વખતમાં તમે આ બધું મેળવ્યુંજ કેવી રીતે ?"

"વકીલ સાહેબ, તે મને પૂછશો નહિ. પાછળથી તે આપો-

આપજ તમને ખબર પડશે. માત્ર આ વિષે તમે કોઇને વાત કરશો નહિ..."

"તે હું કેમ કરું ?" વકીલે કહ્યું.

"હવે, મનમોહનલાલ, તમે પરભાર્યા પોતાને વતન જાઓ, અને ત્યાંથી તમારા કુટુંબને પાછું લાવી ખુશીથી પાછા મુંબઇમાં રહો. કોઇ હવે તમારું નામ લઇ શકનાર નથી. તમારા ખર્ચ માટે આ લ્યો."

એમ કહી સરોજે નોટોના બંડલમાંથી બાર હજાર રૂપીઆની નોટ ગણીને બાજુ પર કાઢી, અને બાકી જે અસોક રૂપીઆ રહ્યા તેમાંથી સોની નોટો મનમોહનલાલના હાથમાં મૂકી. મનમોહન તો આશ્ચર્યથી જોઇજ રહ્યો. તે કાંઇ બોલવા જાય તે પહેલાં તો સરોજ બાકીની નોટો પાલવમાં સંતાડી ચાલતી થઇ. નોટો પાછી આપવાના વિચારે મનમોહને તેને બૂમ મારી, પરંતુ સરોજે તે સાંભળી નહિ.

હવે શું કરવું એ વિચારમાં મનમોહન થોડા વખત સુધી ગાંડા માફક આમ તેમ ફર્યો. અંતે પોતાને ઘેર—વતન—જઇ સ્ત્રીપુત્રાદિને મળવાનીજ તેને ઇચ્છા થઇ. ચર્નીરોડનું સ્ટેશન પાસેજ હતું ત્યાં જઇ એક લોકલમાં તે કોલાબે ગયો. ત્યાંથી મેલમાં બેસી પોતાને વતન પહોંચ્યો.

૩૦

## વીજાકાકાનું હેત !

સરોજ એક ગાડીમાં બેસી ઘેર આવી. તેને પાછી ફરતાં આટલું બધું મોડું થયું તે માટે નંદનબાએ પુષ્કળ ઠપકો આપ્યો. સરોજે નીચું જોઇ તે સર્વ સહન કરી લીધું; પરંતુ પોતાને મોડું થવાના કારણ માટે તેણે જરા પણ જુઠાણું ચલાવ્યું નહિ. સદ્ભાગ્યે બાએ સરોજને કારણ ન પૂછ્યું; નહિ તો સરોજને બધી વાત કહેવી પડતે.

સરોજ લુગડાં બદલવા માટે પોતાના ખંડમાં ગઈ. પાંડુ એ વખતે ત્યાં કચરો કાઢતો હતો. પોતાને પહેરવાનું વસ્ત્ર પેલી પેટીમાં છે એમ સરોજને યાદ આવ્યું. સરોજે પાંડુ પાસે પેટીની કુંચી માંગી.

પાંડુ પ્રથમ તો આપવાને આનાકાની કરવા લાગ્યો. પરંતુ તેને આપ્યા વિના કાંઇ છૂટકો હતો ? સરોજ પેટી ઉઘાડવા ગઈ, એટલે પાંડુને ફરી ભય લાગ્યો. તે ઝાડુને પડતું મૂકી દોડતો દોડતો સરોજ પાસે આવી તેના હાથ ઝાલી ગભરાતો ગભરાતો બોલ્યો:—

" નહિ નહિ. બ્હેનસાહેબ તી પેટી ઉઘાડુ નકા. તે પેટી ઉઘડા નકા..."

સરોજ ચમકી. " આ પાંડુને કાંઇ ગાંડપણ તો લાગ્યું નથી ? અથવા એ પીને તો આવ્યો નથી ? "

એટલામાં માણેકગૌરીએ ત્યાં પ્રવેશ કર્યો.

" કેમ શું છે, સરોજ ? "

" જોની આ પાંડુ કાંઇ ગાંડો થયો છે કે શું ? તે મને આ પેટી ઉઘાડવા દેતો નથી. "

" બ્હેન સાહેબ, એએએ તી પેટી ઉઘડુ નકા. " પાંડુ જેમ તેમ બોલવા લાગ્યો. તે બિચારાનું શરીર ધ્રુજતું હતું. 'હવે શું થશે ?' એ વિચારે તેને અત્યંત ભય લાગ્યો હતો.

" કેમરે, પાંડુ, તને શું થયુ છે ? ચાલ આઘો ખસ."

માશીએ પાંડુને આઘો જવાનો હુકમ કર્યો. " સરોજ, તું પણ શું—આટલી બધી મોડી આવો, ને હજુ તો લુગડાં બદલવામાં ઢીલ કરે છે, તો વાળુ કયારે કરશે ? તારે લીધે હું કયારની ભૂખી રહેલી છું. ચાલ જલદી. "

પાંડુ ખસ્યો તો ખરો. તે કાંઇ પણ બોલી શકયો નહિ, છતાં તે ભયથી ફીકો પડી ગયો હતો તે સ્પષ્ટ દેખાતું હતું. સરોજે તાળું

ખોલીને પેટીનું ઢાંકણું ઉઘાડયું તો અંદર સળવળ સળવળ થવા લાગ્યું–માશીએ ઉપરની એક બે પોટલીઓ ઉંચકી લીધી, તો–

એક માથું–હાથ–પગ–શરીર અરે, આખો માણસ ઊભો થયો–! અને તે બીજો કોઇ નહિ પણ વીજલો પોતેજ !

માશી ભાણેજ ભડક્યાં; બે ડગલાં પાછાં ખસ્યાં, “ આ શું ! ?... આ વીજલો...અહીં ! ”

પાંડુએ બે હાથ વડે મોં સંતાડી દીધું. વીજલો આનંદ પામતો પેટીમાંથી બહાર નીકળ્યો.

“ હા. એ તો એજ...વીજલો ! ” માણેકગૌરીએ આખરે હિંમત એકઠી કરીને કહ્યું.

“ સરોજ, બેટા, તેં તારા કાકાને ફસાવવાને યુક્તિ કરી, પરંતુ તારા કાકાનું તારા ઉપરનું હેત કાંઇ ઓછું થાય એમ નથી...”

“ પણ તું અહીં શા માટે આવ્યો ? ”

તમે મને મૂકીને ચાલ્યાં આવ્યાં તેથી. તમે મને ફસાવીને ભૂખે મારી નાંખવાનું ધાર્યું, પણ–”

“ અરે, પણ તારે માટે અમે ત્યાં વ્યવસ્થા કરેલીજ હતી. ” માશીએ વચમાં કહ્યું. “ તારે અહીં આવવાની કશી જરૂર ન હતી. અમે ત્યાંજ તને ખાવાનું પહોંચાડતે. ”

“ ત્યારે તમારે મને તે પ્રમાણે કહેવું હતુંને ? ” વીજલાએ કહ્યું. “ તેમ હોત તો હું ત્યાંજ રહેતે. અહીં શહેરમાં તો પોલિસ વધારે...”

ત્યારે તું ત્યાં પાછો જા. ”

“ હવે હું ક્યાં–કેવી રીતે–પાછો જાઉં ? હવે તો મારી અહીંજ વ્યવસ્થા કરો. નહિ તો હું વગર મોતે મરી જઇશ. આ તમારો નોકર ગાંડુ ઇમાની માણસ દેખાય છે. હું બહાર નીકળું તે પહેલાં તેણે

કોઇને કહ્યું નથી તે માટે મારા પર એનો ઉપકારજ થયો છે. કેમ, દોસ્ત," એમ કહી વીજલાએ પાંડુની પાસે જઇ તેનો ધરડો હાથ જોરથી હલાવી 'શેકન્હેડ' કરી. તે બિચારો તો વધારે ગભરાયો.

આખરે સરોજ બોલી:—" વીજલા તેં અમારી ઇચ્છા ઉપરાંત અહીં આવીને અમને કેવાં સંકટમાં નાંખ્યાં છે તેની તને કલ્પના પણ નથી..."

" અહીં તને રાખવો ક્યાં ? " માશીએ કહ્યું.

" તે તમારે શોધી કાઢવાનું છે. હું તો અહીં આવીને નિશ્ચિંત થઇ ગયેલો છું. હવે ગમે તેમ કરીને પણ તમારે મારૂં રક્ષણ કરવુંજ પડશે. "

માણેકગૌરી અને સરોજે નિરાશ દૃષ્ટિથી પરસ્પર જોયું. હવે આ સંકટમાંથી ઉગરવા માટે શો ઉપાય કરવો તે તેમને સમજાયું નહિ. આખરે વીજલાને તરત તો ત્રીજા માળ પરના કાતરીયામાં રાખવો, અને પછી આગળ વિચાર કરવો એમ કર્યું.

માણેકગૌરી વીજલાને માળીએ બેસાડી આવી. સરોજે આ વાત કોઇને પણ ન કહેવા માટે પાંડુને ચેતવણી આપી દીધી. પાંડુએ ઉપલી બીના કેવી રીતે બની હતી તે કહી બતાવ્યું અને " જો હું વાત ફોડતે તો પેટીમાંનો રાક્ષસ બહાર નીકળી મને મારીજ નાંખતે," એ ભયથી તેણે કાંઇ જણાવ્યું ન હતું એમ કહ્યું. સરોજે ડોસાને પુષ્કળ ઠપકો આપ્યો. પરંતુ બની ગયેલી બીના હવે કેમ સુધરે ? તે રાત્રે માશીભાણેજ કોઇથી ખવાઇ શકાયું નહિ.

પાંડુ વીજલાને સરોજ તથા માણેકગૌરીના ભાગનું ખાવાનું આપી આવ્યો, અને એ પેટીમાંનો રાક્ષસ બહેન સાહેબનો શું સંબંધી હશે તે વિષે આશ્ચર્ય પામતો ઓટલા પર જઈ બેઠો.

બીજી તરફ માશીભાણેજ આ પીડા કેવી રીતે ટાળવી તેનો

વિચાર કરવા લાગ્યાં.

\+ + + +

શ્રીપતલાલ પોતાની પ્રિય મૂર્તિ સરોજના પ્રેમના મધુર વિચારમાં લીન થઇ, ધીમે ધીમે ઑફીસમાં આવ્યો, તો ઑફીસનાં બારણાં ઉઘાડાં ! અને અંદર અંધારૂં ! તેને પોતાના ક્લાર્ક ઉપર અત્યંત ક્રોધ ચઢ્યો, પરંતુ શું કરે ? તે બીચારો તો ક્યારનો પોતાની શય્યામાં નિદ્રાવશ થઇ પડ્યો હશે—કે ચોપાટી પર કોઇ ભીખારી ગાનારની સામે ખુશ થઇ માથું ડોલાવતો હશે.

શ્રીપતલાલે બટન દાબી દીવો કર્યો. પોતાની કાંઇ વસ્તુ ગઇ છે કે નહિ ? તેની તપાસ કરી. કાંઇ પણ ચોરાયું નથી એવી ખાત્રી થતાં તે સંતોષ પામી એક ખુરશી પર બેઠો. બપોરનો રખડપટ્ટી પર ચડેલો હોવાથી તેણે કાંઇ ખાધું ન હતું, એટલે ભૂખ સજ્જડ લાગીજ હતી. શ્રીપતલાલે પાસેની હોટેલમાંથી ત્યાંજ ખાવાનું મંગાવ્યું.

વાળુ પૂરૂં થવા આવ્યું એટલામાં તો ટેલીફોનની ઘંટડી વાગી. " ટ્રીન ટ્રીન ટ્રીન. " શ્રીપતલાલે ઝટપટ બે કોળીઆ ખાઇ લઇ હાથ ધોઇ રીસીવર કાને ધર્યું, અને " એલાઉ એલાઉ " કરવા લાગ્યો.

" એલાઉ, તમે કોણ છો ? "

" હું કનૈયાલાલ; તમે, શ્રીપતલાલ જલદી અહીં આવો. એકદમ જલદી. જલદી. "

" પણ હમણાં તો હું તમારી પાસે આવી ગયો, તે વખતે કામ હતું તો કહેવું હતુંને..."

" અરે પણ તમે જલદી આવો. "

" હું કાલે સવારે આવવાનો છું...તે..."

" અરે પણ અત્યારેજ મારે ત્યાં મોટી ચોરી થયેલી છે; મી૦ શ્રીપતલાલ, તુમ કોઇબી કામ છોડકે જલદી હમેરી પાસ આઓ. "

કનૈયાલાલે ટેલિફોનમાં કહ્યું.

" ચોરી ! ? "

" હા. હા. મારી નોટો ગઇ, કાગળો ગયા...તમે જલદી અહીં આવી પહોંચો. "

શ્રીપતલાલે ભૂંગળું પાછું મૂક્યું. ઑફીસને તાળું મારી બબડતો બબડતો તે બહાર નીકળ્યો. એક રવડતી વિક્ટોરીઆ હાથ લાગી, તેમાં બેસી કનૈયાલાલને બંગલે ગયો તો તે પોતાના ખાનગી ઓરડામાં મોં પહોળું કરીને બેઠો હતો.

શ્રીપતલાલને જોતાંજ કનૈયાલાલ મોટેથી બોલી ઉઠયોઃ–" આવો આવો. જૂઓ આ..."

" શું છે ? "

" મોટી ચોરી થઈ છે શ્રીપતલાલ, 'શું છે' શું પૂછો છો ?" કનૈયાલાલે કહ્યું, " આ મારા રૂપીઆ ગયા. મારા કામના કાગળીઆ ગયા છે. ચો...રી ! જબ્બર ચો...રી, શ્રીપતલાલ, તમે હવે તો મારી કાંઇક દયા કરો. એ મનમોહન મને નિરાંતે બેસવા દેવાનો નથી. બહુ કારસ્તાની છે..."

" શાંત પડો, શાંત પડો. શેઠ. ગભરાવાથી કાંઇ વળવાનું નથી. શું થયું તે શાંતિથી કહો."

" ક્યા કહું ભૈયા ? " કનૈયાલાલથી વખતોવખત પોતાની માતૃભાષામાં બોલી દેવાતું હતું. " જમી ખાઇને થોડી વાર આરામ લીધા પછી હિસાબો તપાસી જવા માટે હું અહીં આવ્યો. (મીલના હિસાબ ઉપર હું રોજ જાતે દેખરેખ રાખું છું.) કાલે તમને બતાવવાનાં કાગળીઆં પણ એકઠાં કરી રાખવાનો હતો, પરંતુ એટલામાં મારી નજર ટેબલના ખાનામાં પડી; તો એક આખું નોટોનું બંડલ ગુમ થયેલું !...અને તે સાથે પેલા વકીલપ્રની સાથેનો મારો લખાણપત્ર

પણ ન મળે !...હું સાચું કહું છું શ્રીપતલાલ, એ મનમોહન વકી-લેજ ચોરી કરેલી હોવી..."

"અરે, પણ આ શું ! ? ત્રિશૂળ !...બેદી ત્રિશૂળ !" શ્રીપતલાલની નજર ટેમલ પર પડતાં તેની શુદ્ધિજ ઉડી ગઇ. તે બબડવા લાગ્યો: —"આ શું ! ?...બેદી ત્રિશૂળવાળી બાઇ અહીં પણ પેઠી કે શું ?"

લાલા પણ ચકિત દૃષ્ટિથી ત્રિશૂળ તરફ જોઇ રહ્યો. બન્નેને ખાત્રી થઇ કે બેદી ત્રિશૂળવાળી વ્યક્તિએજ પછી તે પુરૂષ હો કે સ્ત્રી-ચોરી કરેલી છે.

"તમે અહીં આવ્યા તે પહેલાં કોઇ પારકું માણસ આ રૂમમાં આવ્યું હતું ?"

"એમ બનેજ કેમ ? હું કોઇને કુંચી આપતોજ નથી." લાલાએ ભાર દઇ જણાવ્યું.

"ત્યારે અહીં આવવાનો કોઇ છૂપો રસ્તો..."

"એક પણ નથી. બે રસ્તાવાળા ઓરડામાં હું મારૂં જોખમ રાખું એવો નથી."

"ત્યારે આ બારણુંનોજ—એકજ—રસ્તો છે ?"

"હા. એક બારી પેલી ભીંતમાં છે. પરંતુ તે તો હું આવ્યો ત્યારની બંધજ છે. તેમાંથી કોઇ આવી શકે તેમ નથી, પણ...મી. શ્રીપતલાલ..."

શ્રીપતલાલે લાલાની સામે જોયું.

"તમને ખોટું તો નહિ લાગે ?

"ના. બોલો શું છે ?"

"રાત્રે તમારી સાથે પેલી છોકરી જેવી સ્ત્રી—તેનું નામ શું ? હું ભૂલી ગયો છું—તેને માટે તમને પક્કી ખાત્રી છે ?...કદાચ તેણે તો ચોરી..."

" હં. હં એમ બનેજ કેમ ? હું આખો વખત તેની સાથેજ હતોને ? ઉપરાંત હું તેને ઓળખું છું. બરાબર ઓળખું છું. તે તો ખાનદાન કુટુંબની બાળા છે ! " શ્રીપતલાલે કનૈયાલાલને વચમાં અટકાવી કહ્યું.

" ત્યારે તો મનમોહન વકીલજ..."

" તે આપણે શોધી કહાડીશુંજ," એમ કહી શ્રીપત એક ખુરશી ઉપર બેઠો. માથે હાથ દઇ વિચાર કરવા લાગ્યો—ત્યાં પહેલોજ વિચાર આવ્યો, " સરોજે ચોરી કરી હોય એ તદ્દન અશક્ય તો નથીજ ! "

જાણે મગજમાં એક કીડો ઉદ્દભવ્યો !

લાલા કનૈયાલાલની દૃષ્ટિ શ્રીપતલાલના મોં તરફ એક સરખી સ્થિર થયેલી હતી. કદાચ તેને પણ એવોજ વિચાર આવ્યો હશે, અથવા તેણે શ્રીપતલાલના મગજનો વિચાર વાંચ્યો હશે. તે બોલી ઉઠયો:—" મને પણ એ સ્ત્રીના ઉપરજ શંકા આવે છે—તમારા સાથે કાલે આવી હતી તેના ઉપર..."

શ્રીપતલાલે આ વખત ઉત્તર ન આપ્યો. તેનું ધ્યાન વિચારમાં ગરકાવ થઇ ગયું હતું. સરોજના 'પ્રથમ દર્શન' પછી આજ સુધીમાં બનેલા સઘળા બનાવો તેની વિચારસૃષ્ટિમાં રીહર્સલ કરવા લાગ્યા, અને તે દરેકમાં સરોજિની કોઇને કોઇ રૂપે દેખા દેવા લાગી. એ દરેક બનાવમાં સરોજનો કાંઇ ને કાંઇ સંબંધ શ્રીપતલાલને માલમ પડવા લાગ્યો. તેનું ચિત્ત સંશયથી કલુષિત થયું. સરોજ પ્રતિ તેને તિરસ્કાર થવા લા...ગ્યો.

પરંતુ એટલામાંજ સરોજિનીની મનોહર આકૃતિ તેની કલ્પના સમક્ષ આવી ઉભી અને તે સાથેજ તેના સર્વ શંકિત વિચારો ગળી ગયા. તેના હૃદયમાં પ્રેમનો પડઘો પડવા માંડયો અને અત્યારે નિર્દોષ સરોજ માટે કરેલા શંકાના વિચાર માટે તેને પસ્તાવો થવા લાગ્યો.

તેના મનની એવી વિચિત્ર સ્થિતિ થઇ કે તેને શું કરવું તે સમજ પડી નહિ.

થોડો સમય વિચારનિદ્રામાં પસાર કરી શ્રીપતલાલ એકાએક ઉઠી કહેવા લાગ્યોઃ—" ઠીક છે. કનૈયાલાલજી! હું બને તેટલી ખટપટ કરીને તમારા ચોરનો પત્તો મેળવી આપીશ. ત્યાં સુધી તમે આ વાત ગુપ્ત રાખજો. કોઇને કહેશો નહિ. "

" વારૂ. પણ શ્રીપતલાલ! તમે જલદીથી આ ચોરી કરનારને પકડી આપજો; કારણ કે મારા બહુજ કીંમતી કાગળીઆ તેમાં ગયા છે. રૂપીઆ ગયા તે તો આવશે; પરંતુ મનમોહન વકીલ સાથેનાં ખતપત્ર પણ તેમાં છે, માટે..."

" તમે ચિંતા ન કરો. હું થોડાજ વખતમાં એનો નિકાલ લાવીશ."

કનૈયાલાલની રજા લઈ તે પાછો આવવાને નીકળ્યો. માર્ગમાં વિચારાવલિ ચાલુ થઇ. પરસ્પર વિરૂદ્ધ વિચારોએ તેના મગજમાં યુદ્ધ મચાવી મૂક્યું. ઑફિસમાં આવી તે બિછાના પર પડયો, પણ ઘણા વખત સુધી તેને નિદ્રા આવી નહિ.

" શું સરોજે ચોરી કરી હશે ? કદાચ દ્રવ્ય જોઇને તે લોભાઇ હોય...તેને એવી શી જરૂર ? નંદનબા તરફથી તેને જોઇએ એટલું ખર્ચવા મળે છે...તે છતાં પણ કદાચ એણેજ રૂપીઆ લીધા હોય... પણ...પેલું ત્રિશળ તો એણે નહિજ પાડયું હોય...એ તો પેલી બદમાશ બીનુંજ કામ..."

સરોજના હાથ પર તો એવું કાંઇ નથીજ...

છટ્ હું કેવો પાપી વિચાર કરૂં છું!...મારાં પ્રિયજનને માટેજ આવો વિચાર?...

" પ...ણ..." શ્રીપતલાલને એક કલ્પના સ્ફુરી, " પ...ણ સરોજે ખાલી મશ્કરી કરવા માટેજ રૂપીઆ ઉપાડી લઇને ત્રિશળ કા-

દ્યું હોય તો ?...એવો એનો સ્વભાવ છે ખરો...

ના. પણ એને એટલું બધું કરવાનો વખતજ ક્યાંથી મળે ? મારી સાથે ત્યાં આવી અને જતી વખતે મેંજ ઓરડાને તાળું માર્યું ! શ્રીપતલાલને યાદ ન રહ્યું કે તાળું મારતા પહેલાં થોડીક સેકન્ડ સુધી પોતાને બહાર ઉભા રહેવું પડયું હતું.

ગમે તેમ પણ સવારે ઉઠીને મારે બારોબાર સરોજને બંગલે જવું અને તેને મળી ખુલાસો કરી લેવો. તેને સોગન આપીને પૂછી લેવું...એજ એક ઉપાય છે. "

શ્રીપતલાલ એવો નિશ્ચય કરી કોણ જાણે કેટલે વાગે તૂટીફૂટી નિદ્રા પામ્યો.

## ૩૧

## મીલમજુરોની હડતાળ.

સરોજ અને માણેકમોરીની કેવી કફોડી સ્થિતિ થઇ હતી તે તો પ્રિય વાંચક ! તું જાણતોજ હશે. જેનું મોં ટાળવા માટે પોતે આટલી અગવડ વેઠીને—નંદનબાનો અણગમો સહન કરીને—પાંચ દિવસમાંજ કોલાબેથી પાછાં શહેરમાં આવ્યાં હતાં તે વીજલો તો વિજળીના ચમકારની માફક અહીં આવી ઉભો !

" એના કરતાં તો થોડા દિવસ કોલાબેજ રહીને એની ગમે ત્યાં ગુપ્ત વ્યવસ્થા કરી નાંખી હોત તો વધારે સારૂં થાત. " એમ બન્નેને લાગવા માંડયું. પરંતુ હવે તેનો શો ઉપાય ? કાગળ ઘરમાં પેઠું તે પેઠુંજ. હવે તેને બહાર કાઢતાં વધારે જોખમ વહોરવું પડે. એટલે તેના અસ્તિત્વને ગુપ્ત રાખવાનો જેમ બને તેમ પ્રયત્ન કરવો એજ એક ઉપાય રહ્યો.

કાંઇ પણ બોલ્યા વગર વીજલાને આશ્રય દેવોજ જોઇએ. નહિ

તો જો તે પકડાયો તો સાથે સાથે પોતાને પકડાવ્યા વિના રહે નહિ. એટલુંજ નહિ પરંતુ એમાંથી બીજી અનેક હાનિ થાય; નંદનબાની અપકીર્તિ થાય, માશીનું પોકળ ફુટી જાય, દામા ચંપુની છોકરીને આશ્રય આપ્યાનું આળ નંદનબા ઉપર આવે...વગેરે.

વીજબાને વિષનો સંગાથી કરવો એવી એક કલ્પના માણેકગૌરીના હૃદયમાં સહજ વાર ચમકી ઉઠી અને તે તેણે સરોજને જણાવી ન જણાવી, એટલામાંજ એવું અઘોર પાપ કરવા કરતાં જાતે કેદમાં જવુંજ ઠીક છે એમ સરોજે સ્પષ્ટ કહી દીધું...એવા ભયંકર ઉપાયનો તરત નિષેધ કર્યો.

બીજો કાંઇ સરળ ઉપાય જડતો ન હતો. સરોજ અને માણેકગૌરીએ વિચારમાંજ લગભગ આખી રાત્રિ વ્યતિત કરી. પરંતુ વ્યર્થ. અંતે સરોજે ઉઠીને પોતાનો ટાઇપરાઇટર ઉઘાડયો. માશીએ આશ્ચર્યથી પૂછયું, " કેમ, અત્યારે શું છાપવાનો વિચાર થઇ આવ્યો ? "

" કંઇક કામનુંજ છે. "

" પણ શું ? "

" હું છાપી નાંખું એટલે જોજે. "

સરોજે એક ટુંકો પત્ર છાપી કાઢયો. માશીએ તે વાંચ્યો અને તે વિષે સરોજને અનેક પ્રશ્નો પૂછયા. ઉત્તર સાંભળતાં માશીના મુખ ઉપર કોઇ વાર ભયનાં, કોઇ વાર ગભરાટનાં, તો કોઈ વાર આશ્ચર્ય અને સંતોષનાં ચિહ્ન જણાતાં હતાં.

મોડાં સુવાથી માશી ભાણેજ બંને મોડાં ઉઠયાં. સરોજે કનૈયાલાલના કબાટમાંથી આણેલી નોટોના બંડલની સાથે પેલો ટુંકો પત્ર બાંધી દીધો. એક જાડા પાકીટમાં બંનેને મૂકી પોતાના બદનના અંદરના ગજવામાં મૂકી દીધું.

સરોજ દિવાનખાનામાં આવી. ચહા તૈયાર થઈ ગઇ હતી.

હંમેશ તો સરોજ પ્રાતઃકાળમાં દરીઆ કીનારે ફરી આવ્યા પછીજ ચહા લેતી. આજે મોડું થયું હતું, તેથી નંદનબાએ તેને ફરવા જવાનું માંડી વાળવાનું કહ્યું. પરંતુ સરોજ 'હું થોડાજ વખતમાં પાછી આવી પહોંચીશ,' એમ કહી બહાર નીકળી.

નાકા પર જઇ એક ભાડાની મોટરમાં બેસી ગઇ, અને લાલા કનૈયાલાલ પેપરમીલ્સને રસ્તે હાંકવાનો હુકમ કર્યો.

કનૈયાલાલની મીલમાં મજુરોએ નિશ્ચય કર્યો હતો, કે પોતાના હકના પૈસા વિષે શેઠ કાંઈ ચોકૂખો ઉત્તર આપે નહિ ત્યાં સુધી કામ પર ચઢવું નહિ. અસંખ્ય કારીગરો મીલના કમ્પાઉન્ડમાં ભેગા થયા હતા. તેમાં કેટલીક સ્ત્રીઓ પણ હતી. તે સર્વ કનૈયાલાલની ઑફિસના બારણા આગળ બેઠાં હતાં.

ઑફિસ માળ ઉપર હતી. પાસે મોટી દિવાલ હતી અને તેની સાથેજ ગીરગામનો મોટો રસ્તો હતો. દિવાલની લગોલગ એક ઉંચી ઓટલી હતી. હડતાળીઆઓનો નેતા તેના ઉપર ચઢીને લાંબા હાથ કરીને ભાષણ કરવા લાગ્યો અને કારીગરોને પોતાના નિશ્ચયને મક્કમ-પણે વળગી રહેવા માટે ઉત્સાહિત કરવા લાગ્યો.

એ નેતાનું નામ કુબેરદાસ હતું. તે એક મુકાદમ હતો અને ઘણો જૂનો હોવાથી બીજા કારીગરોનું સારૂં માન પામ્યો હતો. તેણે ઘણી વાર લાલા શેઠની સાથે મજુરોની તરફથી વાતચિત કરી હતી. પરંતુ તેને એકનો એકજ ઉત્તર મળવાથી તેની ખાત્રી થઇ ગઈ હતી કે શેઠ સહજમાં પૈસા કાઢે એમ નથી. હવે પોતાના પૈસા મેળવવા માટે કોર્ટમાં દાવો માંડવો કે ખરેખરી હડતાળ પાડવી તે વિષય પર તે ભાષણ કરતો હતો.

કુબેરદાસનું ભાષણ પુરૂં થયું. તેનો એમ વિચાર હતો કે હજુ એકવાર શેઠને વિનંતિ કરવી અને તે છતાં જો તે ન માને તો પછી

હડતાળ પાડવી. સર્વેએ તે પ્રમાણે કરવાનો ઠરાવ પસાર કર્યો.

કુબેરદાસ અને બીજા ત્રણ કામદારોનું ડેપ્યુટેશન ભેગું થઈ કનૈયાલાલની ઑફિસની બારી આગળ ગયું. બહાર મજુરો ભેગા થયા છે તેની લાલાને ખબરજ હતી એટલુંજ નહિ પણ તેમની વાતચિત અને હોહાના ઘણા શબ્દો તેને સંભળાતા પણ હતા. તો પણ 'ભલેને ગમે તે થાય, પૈસા આપવા નથી,' એ તેનો સજ્જડ નિશ્ચય હતો.

" લાલાશેઠ ! લાલાશેઠ ! "

ડેપ્યુટેશનના મેમ્બરોએ બહારથી બૂમ પાડી. કનૈયાલાલે બારી-માંથી ડોકીયું કર્યું.

" કોન હય ? "

" હું મુકાદમ છું. સાહેબ ! આપને એક વિનંતિ કરવાની છે. તેથી અમે આવ્યા છીએ..."

" અત્યારે હું કામમાં છું. પછી આવજો; જાઓ. "

" અમે જવાના નથી. "

" તે હું જાણું છું, અરે કુબેરદાસ ! હું જાણું છું કે તમેજ આ બધાંને—ભોળાં કારીગરોને—ચડાવ્યાં છે; પણ યાદ રાખજો કે હું તમનેજ એકવાર કોટડીમાં ડોકી બેસાડીશ..."

" તમે સાચા હશો તોજ કની ! " કુબેરદાસે નિડરતાથી ઉત્તર આપ્યો. " આ લોકને મેંજ ઉશ્કેર્યાં છે એમ આપનું માનવું અક્ષરશઃ સત્ય છે. કારણ કે મીલના હિસાબથી હું પૂરેપૂરો માહિતગાર હતો અને મેંજ તે હિસાબ આ કારીગરોને સમજાવ્યા છે. તેમાં મેં કાંઇ પણ ખોટું કર્યું નથી. તે છતાં તમે..."

" તમે શું હિસાબ જાણતા હતા ? " શેઠ ચીડવાઇને બોલ્યા. " તમે શું જાણતા હતા ? મુકાદમને હિસાબની શું સમજ હોય ?..."

" મુકાદમ છું પણ ઘણા વર્ષનો અનુભવી છું, સાહેબ ! તેથીજ મને હિસાબ સમજતાં વાર ન લાગે. આ વર્ષે મીલમાં પુષ્કળ નફો થયો છે; તેનો વિસમો ભાગ બાર હજાર રૂપિઆથી ઓછો થતો નથી એ અમારા..."

" અરે, પણ તમને કોણે કહ્યું કે પુષ્કળ નફો થયો છે ? પેલા મનમોહન વકીલે મીલના હિસાબમાંથી રૂપીઆ પોણો લાખ ઉડાવ્યા છે તેની તમને ક્યાં ખબર છે ?"

એ સાંભળી કુબેરદાસની સાથેના કામદારોને કંઈક આશ્ચર્ય લાગ્યું. તેઓ કુબેરદાસને પૂછવા લાગ્યા, " શું આ વાત ખરી છે ? "

કુબેરદાસે ચોકૂખું જણાવ્યું કે વાત બીલકુલ પાયા વગરની છે. પરંતુ એટલી સમજાવટ કરીને જ્યારે તેમણે બારી તરફ જોયું તો તે બંધ હતી. લાલાશેઠ પાછા પોતાને કામે વળગી ગયા હશે.

એજ વખતે મુકાદમે મજુરોમાં હોહા થઈ સાંભળી. કુબેરદાસે ધાર્યું કે, કોઈ માંહોમાંહે લડી મરતા હશે તેથી તે તેમની પાસે ગયો. જૂએ છે તો એક મજુરના હાથમાં એક મોટું બંડલ–અને બીજા બધા તેની આસપાસ ફરી વળેલા !

કુબેરદાસ આવતાં પેલા મજુરે તે બંડલ તેને આપ્યું અને કહ્યું, " આ કંઇ ઉંચેથી પડ્યું. ક્યાંથી પડ્યું તે દેખાયું નથી. "

કુબેરદાસે તે ઉઘાડ્યું તો અંદરથી એક ટુંકો પત્ર અને નોટોના થોકડા નીકળ્યા ! પત્રમાં માત્ર એ લીટીજ લખેલી હતી.

**" લાલા કનૈયાલાલની મીલના કારીગરોને માટે તેમના હકના રૂ. ૧૨૦૦૦) એક દીનદયાળુ તરફથી. "**

કુબેરદાસે સર્વને સમજાવ્યું, ત્યારે તેઓ ઘણુંજ આશ્ચર્ય પામ્યા. વાંચક ! તું તો નહિજ પામ્યો હોય, કારણ કે એજ મીલને રસ્તે પોતાની મોટર હંકાવતી સરોજને તેં તો જોઇ છેજ અને હિરાલાલની

પાસેથી પસાર થતાં તેણે પોતાની પાસેનું બન્ડલ કંપાઉન્ડમાં નાંખી દીધું એટલું તું કલ્પી લેજેજ ! )

“ આ દીનદયાળુ કોણ હશે ? ” એમ બધા માંહોમાંહે પૂછવા લાગ્યા. તેઓને કાંઇ સમજાયું નહિ. એક જણ બોલી ઉઠયો, “ અરે, એતો લાલાશેઠેજ નાંખ્યું હશે...”

“ એવું બનેજ કેમ ? ” કુબેરદાસે કહ્યું, “ પણ અમે પરસ્પર વાતચિત કરતા હતા તે વખતમાં એણે નાંખીને તરત બારી બંધ કરી હોય તોજ બને ! ”

“ ગમે તેમ પણ આપણને તો આપણા રૂપીઆ મળ્યા. ” એક જણ બોલી ઉઠયો.

“ લાલાશેઠે અંતે પણ આપ્યા ખરા ! ”

“ આપે નહિ તો જાય ક્યાં ? ”

“ પણ ત્યારે આટલો વખત કકળાવ્યા શામાટે ? ”

એમ, જેને જે ગમ્યું અને સૂઝયું તે બોલવા લાગ્યા. નોટો મળવાના આનંદથી તેમણે કંપાઉન્ડ ગજાવી મૂકયો. લાલા કનૈયાલાલે ‘ કામ ’માંથી ઉઠી બારી ઉઘાડી જોયું, તો તેને માલમ પડ્યું કે મુકાદમ કુબેરદાસના હાથમાં નોટોનું એક બંડલ અને બીજા હાથમાં ટાઇપરાઇટર પર છાપેલો એક પત્ર હતો. તે ઘણુંજ આશ્ચર્ય પામ્યો.

લાલાશેઠને બારીમાં ઉભેલા જોઇને સર્વ મજુરો તે બારીની પાસે આવ્યા. તેને નમીને સલામ કરી લાલાશેઠના નામની “ જે... એ...એ...એ...” બોલાવી. ( લાલાના આશ્ચર્યની કલ્પના વાંચકેજ કરી લેવી. ) કુબેરદાસ હાથ જોડી બારીની નજીક જઇ બોલ્યો, “ શેઠ સાહેબ ! હવે આપની મહેરબાની થઇ ખરી. મેં ઉતાવળથી આ લોકોને ઉશ્કેર્યા એ ખોટું થયું ખરૂં. પરંતુ આપે અમને આશા પણ આપી હોત તો અમે આટલું તોફાન ન કરતે. હવે જે થયું તે

થયું. એમ ગણી માફ કરશો.

એટલું બોલી બીજાઓ તરફ ફરી કુબેરદાસ બોલ્યો, "બોલો લાલાશેઠની જે...એ...એ...એ..."

મજુરોએ તેનો પ્રતિઘોષ કર્યો. કુબેરદાસે કહ્યું, "ચાલો ભાઇઓ, સર્વે પાછા કામે ચઢી જાઓ. આજે બપોરની રજામાં આપણા ભાગ વહેંચી લઇશું."

કુબેરદાસના પ્રમાણિકપણા માટે સર્વ કારીગરોને દૃઢ શ્રદ્ધા હતી. એટલે તેની આજ્ઞા થતાં તેઓ બધા પોતપોતાની જગા પર હાજર થઇ ગયાં. થોડીજ વારમાં બૅાયલર ચાલુ થઇ ગયું, અને મીલનાં બધાંયે ચકરડાં ફરવા લાગ્યાં.

કનૈયાલાલ તો એ સર્વ જોઇને દિઙ્મૂઢ જેવો થઇ ગયો. આ લોકો આટલી બધી નોટો કયાંથી લાવ્યા ? તે તેને પ્રથમ તો સમજાયું નહિ. તેને શક પડયો કે કાલની ચોરી એ કુબેરદાસે તો નહિ કરી હોય ? ગમે તેમ પણ તત્કાળ આ વાત શ્રીપતલાલને જણાવવી જોઇએ, એમ વિચાર કરી કનૈયાલાલ પોતાના સેક્રેટરીને સાવધ રહેવાની ચેતવણી આપીને નીકળ્યો.

× × × × ×

મોડી ઉંઘ આવવાથી શ્રીપતલાલ સવારે ઘણો મોડો જાગ્યો. મોડો જાગ્યો તેથી પ્રાતઃકાળનો ઘણો સમય આળસમાં ગયો. છેક સાડા આઠ વાગે શ્રીપતલાલ દંતધાવન, શૌચ, સ્નાન વગેરે કરી રહ્યો. રાત્રે કરેલા નિશ્ચય પ્રમાણે સરોજને મળી શંકાનું સમાધાન કરવા જવાના હેતુથી તે કપડાં પહેરવા લાગ્યો એટલામાંજ—

લાલાજી આવ્યા !

કનૈયાલાલને ઉતાવળથી આવતો અને ગભરાટમાં જોઇ શ્રીપતલાલ "ક્યા હુઆ ? ક્યા હુઆ ?" પૂછવા લાગ્યો.

" અરે, ક્યા કહું ? મારું કપાળ ?" કનૈયાલાલે ખુરશી પર બેસતાં કહ્યું, " ચોરી તો ચોરી–ઉપર શીરજોરી કરતી હય..."

" પણ થયું છે શું તે તો બોલો. "

" તે બોલવાને માટેજ હું આવ્યો છું ને ! " એમ કહી કનૈયાલાલે મીલમાં બનેલા બનાવનું વર્ણન કરી સંભળાવ્યું, તે સાંભળીને શ્રીપતલાલને પણ આશ્ચર્ય ઉપજ્યું.

ત્યારે તો એ મજુરોમાંથીજ કોઇએ ચોરી કરી હોય, તો...' અંતે શ્રીપતલાલ કહેવા લાગ્યો.

" પણ તેમ નથીજ. " કનૈયાલાલે તેને અટકાવી કહ્યું, " મેં પણ પહેલાં તેમજ ધાર્યું હતું પરંતુ તે ખોટું છે. "

" ત્યારે ? "

" અહીં આવતાં મેં રસ્તામાં તપાસ કરી તો એક ગંડેરી વાળા તરફથી માલમ પડ્યું કે મોટરમાં બેઠેલી એક બાઇએ ત્યાંથી પસાર થતી વખતે એક મોટું પેકેટ દિવાલ પરથી નાંખ્યું હતું..."

" હા...અને બીજા એક દુકાનદારને પૂછતાં માલમ પડ્યું કે એ બાઇના હાથ પર એક કાળા ત્રિશુળનો આકાર હતો..."

" ખરેખર ! ? "

" હા. તેણે નજરે જોયું છે એમ તો કહે છે...અને તેથીજ મારે કહેવું પડે છે કે કાલે રાત્રે તમારી સાથે આવેલી બાઇ ઉપરજ મને તો વહેમ આવે છે . "

" શું તેણે ચોરી કરી હશે એમ તમે માનો છો ? " શ્રીપતલાલે પૂછ્યું.

" ત્યારે બીજું શું ? "

" પણ મેં તમને એકવાર તો કહ્યું કે એને હું સારી રીતે

ઓળખું છું અને એના હાથ ઉપર ત્રિશૂળ તો નથીજ. તે છતાં તમે વારંવાર એવા આરોપ મૂકીને મને માઠું લગાડવાનું કરો છો હોં, મી. કનૈયાલાલ !..."

"તો પણ તમે તે વિષે તપાસ કરવાનું વચન આપ્યું હતું તેનું શું થયું ?"

"અત્યારે હું ત્યાંજ જતો હતો." શ્રીપતલાલે કહ્યું, "હું તપાસ કરીશ. પરંતુ હું નથી ધારતો કે તમારો આરોપ ખરો થાય."

"ગમે તેમ પણ આપ મહેરબાની કરીને ત્યાં જઇને જલદી તપાસ કરો...મારે માટે એટલું જલદી કરો." કનૈયાલાલે નમ્રતાથી કહ્યું, "કારણ કે રૂપીઆ ગયા તેની કાંઇ ફીકર નહિ; પરંતુ મારું મનમોહન વકીલ સાથેનું લખાણ તો પાછું મળવુંજ જોઇએ..."

"તમે ફીકર ન કરો."

"મારું લખાણ મળશે તો હું તમને હજાર રૂપીઆ આપીશ. એટલુંજ નહિ પણ..."

"ઠીક. ઠીક. હમણાં તમે પાછા જાઓ હું પાવરાજ તેને મળવા જાઉં છું."

બન્ને છૂટા પડ્યા. લાલા મીલ તરફ ગયા, અને શ્રીપતલાલ મનોજને મળવા જવા નીકળ્યો.



આભ ફાટ્યું !–ધડાક ધુમ્ !!

સવારે આઠ વાગે વીજલો ઉંઘમાંથી ઉઠયો. તરતજ તેણે "ભૂખ લાગી, ખાવાનું લાવો, ભૂખ લાગી !" એમ મોટેથી બોલી ગડબડ કરવા માંડી. માણેકગૌરી ગભરાતાં ગભરાતાં તેને મૂંગા રહેવા માટે આજીજી કરવા લાગી. વીજલો તેમ તેમ ચડવા લાગ્યો.

એમાંથી બોધ લેશો કે ? પ્રિયવાંચક ! એક પાપને છાનું રાખવા માટે કેટલા પ્રયત્નો કરવા પડે છે ! કેટલાં બીજાં પાપો કરવાં પડે છે ? અને તે છતાં પણ તે પાપ અંતરને મનને અને શરીરને કેવું ડંખ્યા કરે છે ?! મનુષ્ય એક પાપને ગુપ્ત રાખવા માટે જેમ જેમ પ્રયત્ન કરતું જાય છે તેમ તેમ તે પાપ તેને માથે ચઢી વાગે છે તે આ પ્રમાણેજ.

માણેકગૌરીએ નીચે જઇ પાંડુ સાથે થોડુંક ખાવાનું મોકલાવ્યું–રાતની ટાઢી પુરી, શાક, મરચાં વગેરે. પાંડુ તે લઇ ઉપર આવ્યો.

પાંડુ સ્વભાવેજ બ્હીકણ હતો. ભૂત ડાકણની વાતોએ તેના મગજને એવું ખોખરું બનાવી દીધું હતું કે અંધારા–એકાંતમાં સહજ પણ અવાજ થાય તો ને ભડકી મરતો. વીજલાનું સ્વરૂપ જોઇને સાધારણ રીતેજ કોઇ પણ માણસ બ્હીએ. તેમાં વળી વીજલાએ કાલાબાને બંગલે પાંડુને એવો તો પાઠ ભણાવી મૂકયો હતો (!) કે તેની પાસે જવાની તો એ ઘરડા નોકરની હિંમતજ ચાલતી ન હતી. જ્યારે જ્યારે માણેકગૌરી તેને ખાવાનું આપવા મોકલતી, ત્યારે પ્રથમ તો તે અનેક બહાનાં કાઢી આનાકાની કરતો. વીજલાનો તેને બહુજ ભય લાગતો અને વીજલાને પણ તેને બ્હીવડાવવામાં બહુ આનંદ પડતો—ગમ્મત પડતી.

પાંડુએ તાળું ઉઘાડી બાજુ પર મૂક્યું. ધીમેથી બારણું ઉઘા-

ડ્યું. ખાવાનાની ટોપલી તેણે ઝટ જમીન ઉપર મૂકી દીધી. એટલા-માંજ વીજલો વાંકુંચુંકું મોં કરી પાંડુ તરફ દોડયો. પાંડુ એકદમ ગભરાટમાં ચીસ પાડતો બહાર નીકળી ગયો. સુભાગ્યે તેનો અવાજ નીચે કોઇએ સાંભળ્યો નહિ. હાંફતો હાંફતો તે દાદરે ઉતર્યો.

પાંડુ ગયા પછી વીજલાએ આનંદ પામતાં પેલી ટોપલી ઉપાડી લીધી. દિવસનો સમય હતો, છતાં બધી દિશામાંથી બંધીઆર હોવાને લીધે કાતરીયામાં પુષ્કળ અંધારૂં હતું. માત્ર રસ્તા પર પડતી ભીંતમાં એક નાની ડોકાબારી હતી તેમાંથી થોડું થોડું અજવાળું આવતું.

પોતાને આપેલા ખાવાનામાં કાંઇ ઝેર તો નથી ? એવી શંકા વીજલાના ઝેરી મગજમાં ઉત્પન્ન થઈ. તે બારી પાસે જઇને ટોપલી-માંથી વસ્તુઓ બારીકીથી જોવા લાગ્યો. ભાંગીને સુંઘીને તપાસવા લાગ્યો. એજ વખતે—

સરોજને મળીને એકદમ ખુલાસો કરી નાંખવાના ઉદ્દેશથી એ તરફ આવતા શ્રીપતલાલની ઉંચે—પેલા માળની ડોકાબારી ઉપર નજર પડી ! આ શું ! ?

" બદમાશ વીજલો, સરોજના ઘરમાં ! "

શ્રીપતલાલ દિઙ્મૂઢ થઇ ગયો. વીજલાએ પણ શ્રીપતલાલને જોયો અને ભય પામી બારી પાસેથી તરત ખસી ગયો. શ્રીપતલાલે ઉતાવળે બંગલાના ઓટલા પર ચઢી દિવાનખાનામાં પ્રવેશ કર્યો કે પાંડુ સામેના દાદર પરથી ઉતાવળે ઉતાવળે ગભરાટમાં ઉતરતો હતો. તે તેની સાથે અથડાતાં સહજ બચી ગયો.

પાંડુના ચહેરા ઉપર ભયનાં ચિહ્ન હતાં એટલે શ્રીપતલાલે ધાર્યું કે તે વીજલાને જોઇનેજ બીધો હશે, અને તેને ચોર ધારી નીચે ખબર આપવા ધસી આવતો હશે. શ્રીપતલાલને જોઇને પાંડુ " કાયરે, તુમીહિ ત્યાનલા પાહિલા કાય ? પોલિસને કહેવાજ તું જાય છે ને ?

વીજલાને રાખ્યાની બાબત ગુપ્ત રાખવાની છે એમ પાંડુને યાદ આવ્યું એટલે તેણે પૂછ્યું:–" કોણુલા ? શેઠજી ! પોલિસ કશા ? "

એટલામાંજ ઘરમાંથી સરોજ બહાર આવી. મીલના કારીગરોને માટે નોટોનું બંડલ નાંખી આવી હતી તે પરોપકારને લીધે તે આનંદમાં હતી. પરંતુ અચાનક શ્રીપતલાલને જોઇને અને તેના મોં ઉપર આશ્ચર્ય અને ક્રોધનાં ચિહ્ન જોઇને સરોજને ભય લાગ્યો. તો પણ હિંમત એકઠી કરી તેણે સ્વાગત આપ્યું.

કોણ ? મી. શ્રીપતલાલ !...આવો આવો. આજ કેમ આટલા વહેલા આ તરફ ? "

પ્રેમમાં પડેલો શ્રીપત સરોજના મુખ પરનાં ચિન્હ વાંચી શક્યો નહિ. સરોજની સાદા વેશમાં પણ સુંદર દેખાતી આકૃતિને જોઇ તે પોતાની શંકાને વિસરી ગયો. " સરોજ જેવી નિર્દોષ બાળા એવા પાપીનું પાપ જાણ્યા પછી તેને આશ્રય આપેજ કેમ ? વીજલો જાતેજ વગર બોલાવ્યો તેના ઘરમાં ઘુસ્યો હશે. "

" એ પ્રશ્નનો હું પછી ઉત્તર આપીશ, " શ્રીપતલાલે સરોજના સ્વાગતનો સ્વીકાર કરતાં કહ્યું, " પરંતુ એકદમ ઉતાવળ કરો તમારા ઘરમાં ચોર ઘુસ્યો છે..."

" ચોર !?" સરોજે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

" હા. હા, તમારા ઘરને ત્રીજે માળે ભરાયો છે–પેલો બદમાશ વીજલો મોચી..."

" બદમાશ વીજલો !?...તે વળી અહીં ક્યાંથી શ્રીપતલાલ ! તે દિવસે પેલા ઘરનાં માણસોને બનાવ્યાં તેમ મશ્કરી તો કરતા નથીને ?"

પણ એટલું બોલતાં સરોજનું હૃદય ધડકવા લાગ્યું.

" મશ્કરી ! મશ્કરી કેવી ! અરે મેં મારી નજરે તેને ત્રીજા માળની બારીમાં જોયો છે. તમે વિચાર શું કરો છો ! ઝટ મને રસ્તો

બતાવો હું તેને હાથ કડી પહેરાવી દઉં. ચાલો..."

"પણ અમને ખબર પડ્યા વિના તે ઉપર આવજ ક્યાંથી ?" સરોજે પોતાનું પકડી રાખ્યું.

"તે વિચારવાનો આ વખત નથી, તે જોડેના મકાનની અગાસીમાંથી કુદી આવ્યો હશે. તમે તેને પહેલાં મદદ કરી હતી તેથી હજુ પણ આશ્રય આપશો એવી આશાથી તે તમારા મકાનમાં ધુસ્યો હોવો જોઇએ...પણ તમે જલદી મને રસ્તો બતાવો. તેણે મને જોયો છે અને પાછો કુદીને નાશી જશે...ક્યાંથી જાઉં ? આ દાદરથીજ કે ?" એમ બોલી શ્રીપતલાલ પાંડુ ઉતર્યો હતો તે દાદરે ચઢવા લાગ્યો.

સરોજે જોયું કે આભ ખરેખર ફાટયું હતું. પરંતુ હજુયે શ્રીપતલાલને પોતાના ઉપર શંકા નથી એમ ધારી તે હિંમત રાખી રહી. શ્રીપતલાલને હવે અટકાવવાનો પ્રયત્ન કરવાથી કાંઇ વળવાનું નથી. ઉલટું એથી શંકા ન હશે તો પણ ઉત્પન્ન થશે; માટે હવે તો ઉખડેલો પોપડો પાછો થાપીજ દેવો એવું ધારી સરોજ શ્રીપતલાલની પાછળ દાદર ચઢવા લાગી.

પહેલે માળે નંદનબા સામાં મળ્યાં. નીચે દિવાનખાનામાં શી ગડબડ થઈ રહી છે તે જોવા માટે તે દાદર તરફજ આવતાં હતાં. શ્રીપત તેમને જોઇ બોલ્યો:—"બા સાહેબ ! કોલાબામાં મેં આપને પેલા વીજલા મોચીની હકીકત કહીજ હતી; તે બદમાશ—નાશી ગયેલો અત્યારે તમારા ઘરમાં ભરાઇ બેઠો છે એમ મને લાગે છે; તો તેની મને તપાસ કરવા દેશો ને ?"

"ખુશીથી...પરંતુ એ બદમાશ અમારા ઘરમાં આવેજ ક્યાંથી ? ક્યાં ભરાયલો છે ?"

"ત્રીજે માળે અતરીયામાં. મેં એને બારી આગળ ઉભેલો જોયો—હમણાંજ..."

એમ બોલતો શ્રીપતલાલ બીજે દાદર ચઢવા લાગ્યો. ભાભીક-

ગૌરી રસોડામાં હતી, તે આ ગડબડ સાંભળી હાથમાં તબેતા સાથે સફાળી દોડી આવી. શ્રીપતલાલને આમ ધડધડ પગથીઆં ચઢતા જોઇને તેનું મોં ફીક્કું પડી ગયું. "વાત ફુટી કે શું?" તે બોલતી બોલતી અચકી ગઇ.

સરોજ શ્રીપતલાલની પાછળ ઉપર ચઢતી હતી, તેને માશીએ અટકાવવા માંડી. પરંતુ આવે વખતે શ્રીપતલાલની નજર આગળ હાજર રહેવાથીજ વધારે ઠીક થશે એમ તેણે નેત્રસંકેતથી સમજાવી દીધું અને ઉપર ચઢી ગઇ. માણેકગૌરી નિરાશ થઇ ગઇ.

બીજા માળ પરનું દિવાનખાનું તથા બીજી ઓરડીઓ પહેલાં તપાસી લ્યો, એમ સરોજે સુચવ્યું. પોતે ચોરને ત્રીજે માળે જોયો છે એટલે બીજે માળ તપાસવામાં વખત ગાળવો નિરર્થક છે એમ શ્રીપતલાલે જવાબ આપ્યો. સરોજે વધારે આગ્રહ કર્યો તેથી તેને સંતોષ આપવા માટેજ શ્રીપતલાલે તે માળ પરના ઓરડા તપાસવા માંડ્યા.

પરંતુ ત્યાં કોઇ ન હતું. શ્રીપતલાલ જરા ચીડવાઇને બોલ્યો. "તમે નકામી વાર લગાડો છો. મેં તેને કાતરીઆની બારીમાં જોયો છે, તો પ્રથમ ત્યાં તપાસ કરવાની કે બીજે ? સરોજ ! મને કાતરી-યાનો દાદર બતાવી દો."

સરોજને દાદર બતાવવો પડ્યો.

\+ \+ \+ \+ \+

નીચેના માળ પર ચાલી રહેલી ગડબડ વીજયાને સંભળાતી હતી તેણે શ્રીપતલાલનો સાદ ઓળખ્યો. તે મને પકડવા માટેજ આવે છે એમ પણ તેની ખાત્રી થઇ ગઇ. હરામખોર પાંડુએજ આ વિશ્વાસઘાત કર્યો હોવો જોઇએ, એમ તેણે ધાર્યું.

"હવે આ ડગડમાગવાળા કાતરીયામાં જો શ્રીપતલાલ આવી

ચઢશે તો મારે મૂંગા મૂંગા તેને સ્વાધીન થવુંજ પડશે—તેના કરતાં હજુ પણ કાંઇ રસ્તો હોય તો નાશી છૂટું," એવા વિચારથી વીજલો આમ તેમ માર્ગ શોધવા લાગ્યો. પરંતુ ઘણું શોધવા છતાં નિરાશ થયો; ત્યારે કદાચ શ્રીપતલાલની સાથે લડવું પડે તો ભાગ્યું તુટ્યું પણ કાંઇ હથીઆર હોય તો ઠીક, એમ ધારી તે આમ તેમ હથીઆર જોવા લાગ્યો.

બીજું કાંઈ હાથ ન લાગ્યું, પણ જૂના વાછોટીઆનું એક ભાગેલું પતરૂં જડી આવ્યું. તેનેજ પોતાની ઢાલ, તલવાર બંદુક ઇત્યાદિ માની લઇ વીજલો સજ્જ થયો અને જાણે કેસરીઆં કરવા ઉતરતો હોય તેમ બહાદુરીથી બારણું ઉઘાડી દાદર ઉતરવા લાગ્યો.

એ વખતે ત્રીજા માળ પર શ્રીપતલાલ સરોજ સાથે વાત કરતો હતો. તેની નજર વીજલા તરફ ન હતી પણ વીજલાએ તેને જોયો. શ્રીપત કેવી રીતે ઉભો છે તે બહાર ધ્યાનમાં રાખી વીજલો દાદર પાછળ પડયો, અને તેના તરફ જોરથી પતરૂં ઉગામ્યું.

એટલામાં સરોજની નજર તેના ઉપર પડી. આ પાપી પિશાચ હમણાંજ શ્રીપતલાલ ઉપર પ્રહાર કરશે એ તેણે ક્ષણમાં જોઇ લીધું. ( સરોજ શ્રીપતલાલને છેતરતી હતી એ ખરૂં. પરંતુ તેના ઉપર એનો અંતરનો પ્રેમ હતો તે વાંચકે જોયું હશેજ. સંજોગોને લીધેજ સરોજને તેને છેતરવાની જરૂર પડતી હતી. ) વીજલાનો હાથ ઉંચો થયો હતો તે નીચો પડે તે પહેલાંજ સરોજે ઝટ શ્રીપતલાલને ધક્કો માર્યો. તે એક વાર જેટલું ખસી ગયો.

વીજલાનું પતરૂં છૂટયું; પણ શ્રીપતલાલ ખસી જવાથી તેની નેમ છટકી ગઇ. પતરૂં વચમાંના એક થાંભલાને લાગ્યું, અને તેમાં તેની ધાર સજ્જડ બેસી ગઇ. એજ ઘા શ્રીપતલાલને લાગ્યો હોત તો ?—

સરોજે આમ પોતાને એકદમ ધક્કો માર્યો તે માટે આશ્ચર્ય કે ક્રોધ ન કરવાનું કારણ શ્રીપતલાલને તરત સમજાયું. તેણે જોયું કે

એક પાપીના પ્રહારથી સરોજે પોતાનો જીવ બચાવ્યો હતો અને એ સમજની કુદરતી ઉપકૃતતાથી સરોજ પ્રતિ એક સ્નેહ ભર્યો—આભારની લાગણીવાળો—દૃષ્ટિપાત નાંખી તે તરત વીજલાને ઝાલવા દોડયો, પણ વીજલો એમ ઝલાય એવો કાચો ન હતો. તે ધસી આવતા શ્રીપતલાલના પગ આગળ ઓચિંતો બેસી ગયો અને પોતાના દીલ ઉપર તેનું શરીર આવતાં તેને ઉંધે માથે ખાંધ ઉપર ઉચકી નીચે નાંખ્યો; સુભાગ્યે શ્રીપતલાલે દાદરના કઠેરાનો ટેકો લઇ લીધો એટલે તેને ઝાઝું વાગ્યું નહિ. વીજલો પેલું પતરૂં લેવા થાંભલા તરફ દોડયો.

શ્રીપતલાલે પોતાની પિસ્તોલ કાઢી તે જોઇ વીજલો ગભરાયો. પતરૂં મેળવવાનો વિચાર છોડી તે પાછો ફર્યો, અને શ્રીપતલાલ પોતાના પર ગોળી છોડે તે પહેલાં તેને વળગી પડયો. બંને જણનું "દંદ્વયુદ્ધ" થવા લાગ્યું. વીજલો જબરો દાંડગેશ્વર હતો, શ્રીપતલાલનું અંગ પણ કસાયલું તો હતુંજ.

માળ પર થતી બાથંબાથનો અવાજ સાંભળી નંદનબા ઉપર ચઢી આવ્યાં. પોતાને ત્યાં ખરેખર ચોર ભરાયો છે એવું જોઈ તેણે નીચે જઇ ટેલીફોન મારફતે પોલિસથાણા પર ખબર આપી દીધી અને બે ત્રણ પોલિસને મોકલવાનું કહ્યું.

"દંદ્વયુદ્ધ" સજ્જડ જામ્યું હતું. વીજલો શ્રીપતલાલના હાથમાંની પિસ્તોલ પડાવવાને મથતો હતો. તેણે પુષ્કળ પ્રયત્નો કર્યા, પણ શ્રીપતલાલના હાથમાંથી તે છૂટે એમ ન હતું. કુસ્તીમાં શ્રીપતલાલે દાવ અજમાવી બે ત્રણ વાર તેને પટક્યોઃ પરંતુ ફરી ફરીને તે ઉઠવા લાગ્યો. શ્રીપતલાલ થાકી ગયો, એટલે વીજલાનું ચડી વાગ્યું. તેણે બે હાથ વડે શ્રીપતલાલના શરીરની આસપાસ બાથ ભીડાવી આમતેમ ડોલાવી નીચે નાંખ્યો.

શ્રમથી વ્યથિત થયેલું શહેરી શ્રીપતલાલનું સાધારણ શરીર !... તે જબરા આંચકાથી ઢીલો થઇ ભોંય પડયો. તેના હાથમાંથી પિસ્તોલ

પડી ગઇ. વીજલાએ તે ઝટ ઉપાડી લીધી. તે એકદમ શ્રીપતલાલની છાતી ઉપર ચઢી બેઠો અને પિસ્તોલ તાકી.

સરોજ જે અત્યાર સુધી બેબાકળી જેવી બની સામેનું દૃષ્ય, ગભરાટમાં–કિંકર્તવ્ય મૂઢની માફક જોઇ રહી હતી તે શ્રીપતલાલ ઉપર પિસ્તોલ તકાયલી જોઇને જાગી. તેનામાં શૂર આવ્યું; તેનામાં બળ આવ્યું. વીજલો ઘોડો દાબવા ગયો ત્યાંજ તેના હાથ પર એક સજ્જડ ઝટકો પડ્યો. પિસ્તોલ ગબડી પડી અને ફુટી ગઇ. સરોજે એક લાત મારી શ્રીપતલાલની છાતી પર ચઢેલા વીજલાને હેઠો પાડ્યો.

શ્રીપતલાલમાં પણ હવે જોર આવ્યું. તે ઉઠીને ઉભો થઇ ગયો. પાસેના કબાટ ઉપર એક કાચની ખાલી બરણી હતી–તેનેજ ' હાજર તે હથિઆર ' બનાવી–ઉપાડી વીજલાના માથામાં મારી. બરણીના ચૂરેચૂરા થઈ ગયા. વીજલાના કપાળમાં કાચ ઘુસી ગયા અને તે મૂર્છિત થઇ પડ્યો.

શ્રીપતલાલે ઝટ હાથકડી કાઢી વીજલાના હાથ પગ મજબૂત બાંધ્યા. તેને બાંધી રહ્યો કે તરતજ તેણે એક કોચ પર પડતું મૂક્યું. આવા પહાડી શરીરવાળા વીજલા સાથેના યુદ્ધમાં તે એટલો બધો થાકી ગયો હતો કે તેનાથી વધારે વાર ઉભા રહી શકાયું નહિ, બેઠાં બેસતાં સરોજ તરફ ઘણીજ નમ્ર અને કૃતજ્ઞતાની દૃષ્ટિ નાંખતો તે બોલ્યો:–

" તમારો હું શું ઉપકાર માનું ? સરોજ !...આજે બે વાર તમે મારો જીવ બચાવ્યો...હું જન્મભરનો તમારો ઋણી થયો... તમારા આભારનો બદલો..."

એ વાક્ય પૂરૂં થાય તે પહેલાં દાદર ઉપર ધડધડ પગલાં સંભળાવા લાગ્યાં. બે પોલિસ ઉપર ચઢી આવ્યા. શ્રીપતલાલને જોઈ તેમણે સલામ કરી, અને તેની આજ્ઞા પ્રમાણે વીજલાના મૂર્છિત શરીરને ઉંચકી નીચે લઇ ગયા. પછી એક વિક્ટોરીઆમાં નાંખી તેને

ચૉકી પર લઇ ગયા.

નંદનબા, માણેકગૌરી, પાંડુ તથા ઘરનાં અને પાડોશનાં બીજાં માણસો શ્રીપતલાલની આસપાસ એકઠાં થઇ ગયાં. સરોજે પોતાના ઉપર કરેલા ઉપકાર વિષે શ્રીપતલાલ વારંવાર બોલવા લાગ્યો. સરોજ શરમાવા લાગી. ભાંગ્યા તૂટ્યા શબ્દોમાં 'એમાં મેં ઉપકાર જેવું કર્યું નથી. ચોરને પકડવામાં મદદ કરવાની મારી ફરજ હતી." એમ તે ઉત્તર આપવા લાગી. વીજલો મુર્ચ્છામાંથી જાગૃત થઇને ભેદી ત્રિશઙ્ગની વાત ફોડી દેશે તે માટે તેનું તથા માણેકગૌરીનું હૃદય ધ્રૂજતું હતું.

"એ આવ્યોજ કેવી રીતે ?"

"બહુ જબરો. એનું શરીર કેવું હતું ! જાણે ભીમની ગદા જેવું !" એક જણ બોલ્યું.

"તેમ એને પકડવાની મહેનત પણ કેટલી પડી છે, તે તો જૂઓ. આ બિચારાને કેટલું બધું વાગ્યું છે !"

ભેગાં થયેલાંમાંથી કોઇ કેમ, કોઇ કેમ, બોલતું હતું. નંદનબાએ કહ્યું:—"તમે અમારા ઉપરજ બહુ મોટો ઉપકાર કર્યો છે, શ્રીપતલાલ ! તમે એને જોઇને પકડ્યો ન હોત તો આજે એ અમારે ત્યાં ખાતર પાડતે કે કોઇનું ખૂન પણ કરી બેસતે. તેમાંથી તમે અમને બચાવ્યાં, તે કાંઇ જેવો તેવો ઉપકાર નથી. મારી સરોજનો ઉપકાર માનવાની કાંઇ જરૂર રહેતીજ નથી..." વગેરે.

ધીમે ધીમે ભેગાં થયેલાં બધાં વીખરાઇ ગયાં. તે દિવસે ઘાણું મોડું થઇ ગયેલું હોવાથી કહો, કે શ્રીપતલાલે કરેલા ઉપકારનો યત્કિંચિત્ બદલો વાળવાના હેતુથી કહો, અથવા તેને વાગ્યું હતું અને ચાલીને તે ઘણે દૂર જઇ ન શકે તેવી સ્થિતિમાં હતો તેથી કહો—સરોજ, નંદનબા, વગેરેએ શ્રીપતલાલને અહીંજ જમી લેવાનો આગ્રહ કર્યો. શ્રીપતલાલે તે માન્ય કર્યો હશે, કે નહિ ? વાંચનાર !

આ ચોપડીનાં હજુ થોડાંક વધુ પાનાં વાંચ્યા પછી તો એ પ્રશ્નનો ઉત્તર તું સહેલાઇથી આપી શકશે !

## ૩૩

## પ્રેમાવિષ્કરણ અને રહસ્ય ભેદ.

શ્રીપતલાલ, નંદનબા, સરોજ, અને માણેકગૌરી–બધાંયે મોડું થઇ જવાથી સાથેજ જમવા બેઠાં. (રોજ માણેકગૌરી પાછળથી બેસતી.) જમતાં શ્રીપતલાલને અનેક વિચારો આવવા લાગ્યા, અને તેમાં પોતે શા કામ માટે આ તરફ આવ્યો હતો તે સાંભરી આવ્યું.

" ભેદી ત્રિશૂળ ! આવી નિર્દોષ સરોજના હાથ ઉપર ભેદી ત્રિશૂળ !...એ સંભવેજ કેમ ? કનૈયાલાલને અમસ્તોજ એના ઉપર વહેમ આવે છે...પણ એણે કહેલી વાતો તેમજ પહેલાંના બનાવોમાં એનો સંબંધ સંશય ઉત્પન્ન કરે છેજ, એની ના કહી શકાય નહિ... પ્રભુ કરે ને એ સંશય ખોટો પડે!...અને હું એનો હાથ ઝાલી જન્મ સુધી સુખી થાઉં..."

વગેરે અનેક વિચારો તેના મગજમાં ઉદ્‌ભવવા લાગ્યા. વચ્ચે વચ્ચે તે સરોજના તરફ દૃષ્ટિ નાંખતો હતો. પરંતુ એકે વાર એવું ન બન્યું કે બંનેની નજર મળી હોય. માણેકગૌરી વારાફરતી બંનેનાં તરફ જોયાં કરતી હતી. નંદનબા કોઇ કોઈ વાર વીજલાની વાત કાઢતાં અને શ્રીપતલાલ તેના યોગ્ય ઉત્તર દેતો.

ભોજન પૂરૂં થયું, અને હાથ ધોઇ સર્વ દિવાનખાનામાં આવી બેઠાં. પાન–સોપારી ખાધા પછી શ્રીપતલાલ જવા માટે ઉભો થયો.

" કેમ, એટલામાંજ જશો ? અત્યારે તમારે શી ઉતાવળ છે ?" નંદનબાએ પૂછ્યું.

" મારે હવે જવુંજ જોઇએ. કારણ કે હજુ થાણા પર જઇને મારે આ બનાવનું સ્ટેટમેન્ટ લખાવવું પડશે. "

" ચોર ઘરમાં કેવી રીતે પેઠો, તે વિષે શું લખાવશો ? " સરોજે અત્યંત ઉત્સુકતાથી પૂછ્યું.

માશીએ પણ સાંભળવા માટે કાન ધર્યા.

" પાસેના મકાનની અગાસીમાંથી ડાકાબારી વાટે દાખલ થયો, એમ લખાવીશ...કેમ બરોબર છેને ? " શ્રીપતલાલે સરોજના પ્રશ્નનો ઉત્તર આપ્યો. બન્ને ઉત્સુક શ્રોતાને સંતોષ થયો.

" હાસ્તો. ત્યારે બીજું શું ? "

" ચાલો, ત્યારે હું જાઉં છું. "

" પણ પાછા જલદી આવજો ખરા. "

' ઠીક ' કહી શ્રીપતલાલ બહાર નીકળ્યો. જે કામ માટે પોતે અહીં આવ્યો હતો તે તો નજ થયું. સરોજને એકાંતમાં મળીને ખુલાસો કરવાની તક શ્રીપતલાલને મળી નહિ. તેમજ તેવી તક માગી લેવાને તેની હિંમત પણ ન હતી. પોતાનું ધારેલું કામ ન કર્યું તે માટે તેને રસ્તામાં પસ્તાવો થવા લાગ્યો.

" સાંજે પાછો આવીને સરોજને એકાંતમાં મળી મારા મનની શંકા નક્કી દૂર કરીશ." એમ નિશ્ચય કરી શ્રીપતલાલ થાણા તરફ ચાલ્યો.

થાણા પર પહોંચતાં માલમ પડ્યું કે વીજલો હજુ મૂર્ચ્છામાં-જ હોવાથી તેને હૅાસ્પિટાલમાં મોકલવામાં આવ્યો છે. સાહેબનો ક-લાર્ક હાજર ન હતો. તેથી શ્રીપતલાલે જાતેજ પોતાનું સ્ટેટમેન્ટ લખી દીધું. સાહેબે મારામારી વિષે શ્રીપતલાલને ઘણા પ્રશ્નો પૂછ્યા. તે સર્વના તેણે બને તેટલા સંતોષકારજ ઉત્તર આપ્યા.

સાંજે શ્રીપતલાલ પાછો સરોજને બંગલે ગયો, ત્યારે સરોજ એકલી દિવાનખાનામાં બેઠી હતી. પ્રવેશ કરતાં વારજ શ્રીપતલાલે પૂછ્યું:—" બા ક્યાં છે ? "

"હમણાંજ મારે માટે લૂગડાં લેવાને ગાડીમાં બેસી ભૂલેશ્વર ગયાં." સરોજે ઉત્તર આપ્યો. "જરા વહેલા આવ્યા હોત, તો મેળાપ થતે."

શ્રીપતલાલને તેના મેળાપની શી જરૂર હતી? તેને જે જોઇતું હતું તે મળ્યું. વળી તેણે પૂછ્યું;–

"અને મારશી પણ તેમની સાથે ગયાં હશે?"

"ના, તે માળ ઉપર સવારનો કચરો સાફ કરે છે."

"ઠીક."

શ્રીપતલાલ એક ખુરશી પર બેઠો. તેના મનમાં પેલી શંકા ઉછાળા મારી રહી હતી. થોડી વાર સુધી એમાંથી કોઇ બોલ્યું નહિ. અંતે ઉંડા–ગંભીર–સ્થિર સ્વરે શ્રીપત બોલ્યો:–"સ–રો–જ!"

તેના સ્વરની ભાવના સરોજે તરત પારખી. તેણે ઉત્સુક નજરે શ્રીપતલાલના મોં તરફ જોયું, પરંતુ કાંઇ બોલી નહિ. શ્રીપતલાલે સરોજને બોલાવી ખરી. પરંતુ હવે કેવી રીતે શરૂ કરવું તે સૂઝ્યું નહિ. ઘણી મહેનતે તેણે એક વાક્ય શોધી કાઢ્યું. "સરોજ! તમે મારા ઉપર બહુ ઉપકાર કર્યા છે, હોં."

"વારંવાર તેવું કહીને મને કેટલીકવાર શરમાવશો?" સરોજે અત્યંત ચતુરાઇભર્યા પ્રશ્નમાંજ ઉત્તર આપ્યો.

વળી થોડો વખત બન્ને શાંત રહ્યાં. શ્રીપતલાલે બીજું વાક્ય શોધી કાઢ્યું. "સરોજ! મારે તમારી સાથે એકાંતમાં વાત કરવાની છે."

મંદ સ્વરે સરોજે ઉત્તર આપ્યો:–"આ એકાંતજ છે. બોલો."

પણ શ્રીપતલાલના મોંમાંથી ઝટ શબ્દો નીકળી શકતાજ ન હતા. તે ફરીથી જેમ તેમ બોલ્યો:–"સ–રો–જ!"

જે લાગણી શ્રીપતલાલ અનુભવતો હતો તેજ લાગણી સરોજના અંતઃકરણમાં ઉભરાતી હતી. તેના આવેગને લીધે સરોજનું મોં પણ

બંધ થઇ ગયું. માત્ર તેનાં નેત્રમાં આંસુ આવ્યાં.

બન્ને પરસ્પરના મનોભાવ સમજી ગયાં. શ્રીપતલાલ પોતાની જગા પરથી ઉઠયો અને સરોજ બેઠી હતી તે ખુરશી પાસે આવ્યો. ધીમે રહીને તેનો હાથ તેણે પોતાના હાથમાં લીધો. સરોજે તે લેવાજ દીધો અને બન્ને પરસ્પર જોઇજ રહ્યાં!

"પ્રિય સરોજ!" અંતે શ્રીપતલાલના મોંમાંથી શબ્દો નીકળવા માંડયા, "તમે આ હૃદયને ઓળખો છોજ...".

"પ્રિય સરોજનું સંબોધન સાંભળીને સરોજ સાવધાન થઇ ગઇ. તેણે પોતાનો હાથ ખેંચી લીધો અને બોલી:–" તમે શી વાત પૂછવા માગતા હતા?"

શ્રીપતલાલ કંઇક ઝાંખો પડયો. તોપણ સરોજ કાંઇ છેક મારો તિરસ્કાર કરતી નથી, એમ તેને ખાત્રી થઇ ગઈ. તેને જવાબ આપવો પડયો.

"હા. હું પૂછવા માગતો હતો ખરો. પરંતુ તે એવું છે કે કદાચ તમને તે સાંભળીને માઠું લાગે."

"મને માઠું નહિ લાગે તમે ખુશીથી પૂછો."

શ્રીપતલાલ સંકટમાં આવી પડયો. 'તમારા હાથ પર ત્રિશૂળનું ચિહ્ન છે?' એમ તો પૂછાયજ કેમ? કદાચ તે આ પ્રશ્ન તો ભૂલીજ ગયો હશે. તેના મોંમાંથી પ્રશ્ન બીજોજ નીકળ્યો:–" સરોજ! તમે મને નથી ચ્હાતાં?"

સરોજ શું જવાબ આપે? પોતે પણ એવીજ લાગણી અનુભવતી હતી. તેના હૃદયમાં ઉથલપાથલ થઇ જતી હતી. અંતરની લાગણીને લીધે સરોજનું શરીર એકાએક ધ્રૂજી ઉઠયું. તેથીજ શ્રીપતલાલને જવાબ મળી ગયો, તેણે પુનઃ હિંમત કરી સરોજનો હાથ પોતાના હાથમાં લીધો. આ વખતે સરોજે તે ખેંચી લીધો નહિ.

"સરોજ! આપણે ઘણા વખતથી એક બીજાને ચ્હાઇએ છીએ તે કેટલાક પ્રસંગોથી તમે પણ પારખ્યું હશે. સરોજ! તમારા ઉપર મારો કેટલો બધો પ્રેમ છે તેનો ઇશ્વરજ સાક્ષી છે. તમારા જેવી સુંદર, મનની, હૃદયની, સ્વરૂપની અને બુદ્ધિની પણ સુંદરતા ધરાવનાર મેં આજ સુધીમાં કોઇ જોઇ નથી. ખરૂં પૂછો તો મારૂં હૃદય તમારે માટે ઘેલું થયું છે, તમારા રૂપ અને ગુણથી મોહિત થયું છે ...તમે મને સ્વીકારશો ? સરોજ!"

હજુ સરોજનો હાથ શ્રીપતલાલના હાથમાંજ હતો. તેણે તે પાછો ખેંચી લેવાનો પ્રયત્ન કર્યો નહિ. એથીજ શ્રીપતલાલે પોતાને સંમતિ મળી ગઇ માની. સરોજ કંઇ બોલવા ગઇ.

"પણ...તમે..."

"ના હવે 'પણ'નું વિઘ્ન લાવીને મને તરછોડશો નહિ, મને દુભાવશો નહિ, મારી સરોજ!"

એમ બોલી શ્રીપતલાલ સરોજના હાથ પર ચુંબન કરવા માટે નીચો વળ્યો તો આ શું!?

"ભેદી ત્રિશૂળ ?"

"સરોજ! આ શું!?" બોલતો શ્રીપતલાલ વિજળીનો આંચકો લાગ્યો હોય તેમ ખસી ગયો. તેના હાથમાંથી સરોજનો ત્રિશૂળવાળો હાથ પડી ગયો. સરોજનું આખું અંગ થરથર કંપવા લાગ્યું; તેમ તેમ તેના હાથ પરનું ચિહ્ન વધારે સ્પષ્ટ થવા લાગ્યું–વધારે કાળો રંગ ધરવા લાગ્યું. તેની છાતી ધડકવા લાગી. આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

"હું શું કરૂં શ્રીપતલાલ!?" અંતે સરોજ બોલી, "હું તો તમને સ્વીકારૂં, પણ તમે આ કલંક સાથે મારો સ્વીકાર કરશો?"

"પણ એ કલંક તારા હાથ પર ક્યાંથી?" શ્રીપતલાલ બો-

લ્યો. ત્યારે શું આટલા ભયંકર દગાફટકા, ચોરી વગેરે કરનાર તે તુંજ આખરે નીકળી ? શું પેલા કનૈયાલાલની શંકા આખરે ખરીજ પડી ?...અરેરે ..! જેને માટે મેં કેવી આશા રાખી હતી તે આવી ચોર, હરામખોર, ખટપટી..."

"શ્રીપતલાલ ! એ બધાં વિશેષણો મને લાગુ પડતાં હશેજ, પણ એટલું યાદ રાખજો કે મેં જે કાંઇ ગુન્હાઓ કર્યા છે, તે માત્ર પરોપકાર બુદ્ધિથી કર્યા છે: તેમાં મારા સ્વાર્થનો લેશ પણ અંશ હતોજ નહિ. શ્રીપતલાલ ! તમે મારા ઉપર ક્રોધ કરશો નહિ. તમે મારી દયા લાવો. તમને ખબર નથી–પ્રભુજ જાણે છે–કે દરેક ગુન્હો કરતી વખતે મેં તે ન કરવો પડે તે માટે કેટલી બધી ખટપટ કરી હતી; પરંતુ મારા હાથ પરનું આ કલંક મને નિશ્ચિંત બેસવા દેતુંજ નહિ. શ્રીપતલાલ ! મારૂં અંતઃકરણ દુષ્ટ નથીજ, હો."

સરોજ મધુર કંઠ, તેનો કરૂણાજનક સ્વર, તેનાં નેત્રમાંનાં આંસુ, અને વાક્યે વાક્યના મર્મવેધક શબ્દોએ શ્રીપતલાલના હૃદય પર સચોટ અસર કરી. ભેદી ત્રિશૂળવાળી સ્ત્રી માત્ર પરોપકારને માટેજ ગુન્હા કરે છે એમ તે પ્રથમથી માનતોજ હતો અને તેથી તેને માટે એના હૃદયમાં કંઇક સદ્ભાવ પણ ઉત્પન્ન થયેલો હતો. અત્યારે તે માન્યતા સત્ય ઠરેલી જોઇ, તે ભેદી ત્રિશૂળવાળી બાઇને–સરોજિની–પોતાની સમક્ષ ખરેખર ઉભી રહેલી જોઇ, અને પોતાથી પરાણે થઇ ગયેલા પરહિતકારક અપરાધોને માટે ક્ષમા માગતી જોઇ, શ્રીપતલાલનું હૃદય ખરેખર પીગળ્યું.

તે ધીમે સ્વરે બોલ્યોઃ–"તારૂં અંતઃકરણ દુષ્ટ નથી એમ તો હું ક્યારનો માનતો આવ્યો છું. સરોજ ! તું (શ્રીપતલાલે તેને બહુ વચનમાં સંબોધવાનું છોડીજ દીધું.) મારા દરેક કેસોમાં કાંઇને કાંઇ સંબંધ ધરાવતી હતી, તેનું કારણ પણ અત્યારે મને સ્પષ્ટ સમજાય છે. ત્રિશૂળનું ચિહ્ન તારા હાથ ઉપર હશે, એમ મને સ્વપ્ને પણ

ખ્યાલ ન હતો. પરંતુ ત્રિશૂળવાળી સ્ત્રી પરોપકારી અપરાધો કરે છે એમ તો હું પહેલેથીજ ધારતો હતો..."

"અને બીજાં પણ તેમ ધારતાંજ હશે. શ્રીપતલાલ ! તમે ખાત્રીથી માનજો કે મારાં કાર્યોમાં મેં જરા પણ સ્વાર્થ સાધવાનો પ્રયત્ન કર્યો નથી. તમે વિચાર કરી જોશો તો તે તમને સ્પષ્ટ માલમ પડશે. અને હજુ પણ હું સ્વાર્થને માટે કાંઇ પણ કરવા ઇચ્છતી નથી. શ્રીપતલાલ ! જ્યારથી મેં તમને પહેલી વાર જોયા હતા ત્યારથીજ તમારા તરફ મારા હૃદયની લાગણી ખેંચાય છે...જેમ જેમ તમારે વધારે પ્રસંગ પડતો ગયો તેમ તેમ મને તમારા તરફ પ્રેમ ઉત્પન્ન થવા માંડયો. પણ અરેરે, આ મારા હાથ પરનું લાંછનજ વચમાં આવતું હતું. તેને લીધેજ હું તમારી સાથે લગ્ન કરી શકીશ નહિ એમ મને લાગતું હતું...શ્રીપતલાલ! એ લાંછને મારા હાથે કેટલા બધા ઉત્પાત કરાવ્યા છે તે તમે જાણો છો. પરંતુ નક્કી માનજો કે તેમાં મારૂં કાંઇ ચલણ ન હતું. એ ત્રિશૂળના ભેદી પ્રભાવને લીધે મારાથી કોઇ પણ સ્થળે અન્યાય કે અત્યાચાર જોઈ સહન કરી શકાતો ન હતો; અને એવે વખતે હું શાંત બેસી રહેવાને ઘણી ઇચ્છા રાખતી હોવા છતાં મારાથી બેસી શકાતું નહિ. એ ખટપટીઉં ત્રિશૂળ મારી પાસે અનેક વિચિત્ર કામ કરાવતું—અપરાધો કરાવતું અને એજ મને પોલિસના પંજામાંથી—કોણ જાણે કેવી અજબ રીતે—બચાવી લેતું. આજ સુધીમાં એવાં ઘણાં કામ થયાં, પરંતુ શ્રીપતલાલ ! તેમાં મારો હાથ ન હતો—મારૂં કાંઇ ચાલતું..."

" તમને કદાચ મારા ઉપર ક્રોધ ચઢતો હશે—અથવા આ ભયંકર લાંછન જોઇને મારા ઉપર તિરસ્કાર ઉપજતો હશે, પણ શ્રીપતલાલ ! હું તેને પાત્ર નથી. મારા ઉપર દયાજ લાવવી યોગ્ય છે. મારૂં હૃદય શુદ્ધ છે એમ તમે જાણોછોજ...તમને મારી દયા આવશે ? શ્રીપતલાલ! "

સરોજના શબ્દોએ શ્રીપતલાલના હૃદય ઉપર ઘણીજ ઊંડી અસર કરી દીધી–કહો કે જોઇએ તે કરતાં વધારે અસર કરી દીધી હતી. તેણે નીચા વળી સરોજના બને હાથ પકડી લીધા, અને તે પર ખરેખર ચુંબન કર્યું.

" મને દયા આવે છે ? " સરોજ ! મને એ પ્રશ્ન પૂછ નહિ. મને તારા ઉપર વહાલ આવે છે. તારા શબ્દોએ મારૂં અંતઃકરણ વિંધી નાંખ્યું છે. હું તારા 'ત્રિશૂળ' ને ક્યારનો ભૂલી ગયો છું. 'તમને મારી દયા આવશે ?' એ પ્રશ્ન સાંભળી હું ઘણોજ નિર્દય હોઉં એમ મને લાગે છે. મારો તારા ઉપરનો પ્રેમ દૃઢ થયો છે અને–અને–સરોજ ! પ્રિય સરોજ ! હું તને સ્વીકારૂં છું...એ કલંક સાથે પણ સ્વીકારૂં છું. " એમ કહી શ્રીપતલાલે સરોજના બંને હાથ પોતાના હૃદય સાથે દાબ્યા.

" એ તમારી ઉદારતા છે. " સરોજ પોતાના હાથ પાછા ખેંચી લેતાં બોલી. " એ તમારી મહત્તા છે; પરંતુ હું એવી રીતે તમને કલંકિત કરવા ઇચ્છતી નથી. આવી લંછિત સ્થિતિમાં હું તમારી સાથે લગ્ન કરૂં તો હું તમને પાપમાં નાંખું એવું મારે જોઇતું નથી. માત્ર મને તમારી દયા અને ક્ષમા મળી એટલુંજ મોટા સંતોષનું કારણ છે. "

" સરોજ ! તું એમ શા માટે બોલે છે ?... "

" કારણ કે થોડાજ વખતમાં આ ભેદી ત્રિશૂળની વાત પ્રસિદ્ધ થઇ જશે. મને પોલિસ પકડશે, ગુન્હેગાર ઠરાવશે અને શિક્ષા કરશે. એટલે આપણા વચ્ચે લગ્ન તો સંભવેજ નહિ, એમ તમે પણ કબુલ કરશો. "

" ના પોલિસ તને પકડશે તો પણ હું શિક્ષા થવા દઇશ નહિ. મારી લાગવગ, શોધખોળ, અને બુદ્ધિ–સર્વસ્વ ખર્ચીને પણ હું સિદ્ધ કરી આપીશ કે તું ખરેખરી રીતે અપરાધી નથી...પણ તે તો વખત

આવ્યે થશે. હાલ તો તું મને સંતોષકારક ઉત્તર આપ. ”

“ જ્યાં સુધી મારા માથા ઉપર આવું વાદળ ઘેરાઇ રહ્યું છે, ત્યાં સુધી હું શો ઉત્તર આપું ? મારા ઝનુની પિતાના આ ભયંકર વારસામાં તમને કેવી રીતે ભાગીદાર બનાવું ?...

“ શું ત્યારે તું પેલા દામુની છોકરી છે ? ” શ્રીપતલાલે અચાનક આશ્ચર્યથી પૂછ્યું.

“ હું સાચુંજ બોલીશ. શ્રીપતલાલ ! હું એજ ઝનુની પિતાની પુત્રી છું. ” સરોજે કહ્યું.

“ તો પણ ચિંતા કરીશ નહિ. સરોજ ! દામુ કાંઇ સાધારણ માણુસ ન હતો. માત્ર તેની શક્તિનો દુર્વ્યય થયેલો હતો, એટલુંજ બાકી તેનામાં સદ્‌ગુણો પણ ઘણા હતા. તે કદી જુઠું બોલ્યો નથી. તેના હૃદયમાં સદ્‌ગુણ માટે અખંડ પ્રેમ હતો. પોતે કરેલા અપરાધની શિક્ષા તે મૂંગે મોંઢે સહન કરી લેતો. તેનાં પણ કાર્યો પરોપકારીજ હતાં...એ બધું જોતાં તારે નિરાશ થવાનું કારણ નથી, સરોજ ! પરંતુ તું આ ઘરમાં કેવી રીતે...”

શ્રીપતલાલને બોલતો એકદમ અટકાવી સરોજ બોલી ઉઠી:—“કૃપા કરી મને એ પ્રશ્ન પૂછશો નહિ. હું દામેશ્વરની પુત્રી છું તે જાણો, અને હું ઘરમાં છું તે જાણો; પરંતુ વચમાંનાં પગથીઆં ખોળવાનો પ્રયત્ન કરશો નહિ. શ્રીપતલાલ ! કૃપા કરી હાલ તો તે વાત પૂછશો નહિ. હું તમને વિનવી વિનવીને માગી લઉં છું કે એટલું મને પૂછશો નહિ. ”

“ તમને ખોટું લાગે છે, તો એ વિષે હું કાંઈ પૂછતો નથી. ચાલો; પરંતુ પહેલા પ્રશ્નનો મને શો ઉત્તર આપો છો ? ” શ્રીપતલાલે સરોજને શાંત પાડતાં પૂછયું.

“ મેં એક વાર ઉત્તર આપ્યો તેનાથી તમને સંતોષ થયો ન હોય તો એથી વધારે સંતોષકારક ઉત્તર હાલ હું આપી શકું તેમ

નથી. મારૂં મન વિચિત્ર વિચારોથી ખળભળી ગયું છે, માટે હમણાં તો મને ચૂપ રહેવા દો તો ઠીક..."

" અને મારી સરોજને વિચાર કરવાનો વખત આપો તો ઠીક." માણેકમાશીએ તેજ ક્ષણે પ્રવેશ કરતાં કહ્યું.

માણેકગૌરીને જોઇ શ્રીપતલાલ ઝાંખો પડી ગયો. સરોજ પાસેથી તે દૂર ખસ્યો. માશીએ બધી વાતચિત સાંભળી હશેજ એમ તેને ખાત્રી થઇ ગઇ. હવે તેનો કાંઇ ઉપાય પણ ન હતો એટલે ચિંતા કરવાનું સ્થાન પણ ન હતું. ઉલટું હિંમત લાવી સરોજ તરફ જોઇ ને બોલ્યોઃ–" ઠીક છે. અત્યારે હું જાઉં છું, પણ તમારો એ વિષે ઉત્તર મેળવ્યા વિના મને નિરાંત વળવાની નથી, હોં. " શ્રીપત ગયો.

સરોજ એકાએક માશીને વળગી પડી. " ઓ માશી ! તેં આ શું કર્યું ? " એમ બોલી તે મોટેથી રડવા લાગી. માશીએ તેનો પ્રતિરોધ કર્યો.

## ૩૪

## વીજલાનું વેર, અને યમને ઘેર !

વીજલાને સરકારી હૉસ્પિટાલમાં મોકલી દેવામાં આવ્યો હતો; તે ત્યાં ઘણા વખત સુધી મૂર્ચ્છિત પડી રહ્યો. સરકારી નર્સો તેની સારવાર કરવા લાગી. તેને કપાળે કાચ વાગ્યા હતા ત્યાં પાટા બાંધી દીધા અને તેને એક સ્વચ્છ પથારીમાં સુવાડયો.

આશરે એક કલાક પછી તેણે આંખો ઉઘાડી અને ઉંચે ધોળા છત તરફ ચકિત દૃષ્ટિથી તે જોવા લાગ્યો. પોતે ક્યાંથી ક્યાં આવ્યો હતો તે તેને સમજાયું નહિ. તે આંખો બંધ કરી વિચાર કરવા લાગ્યો.

ઘણો વિચાર કરતાં તેને યાદ આવ્યું કે " હું સરોજના બંગલામાં કાતરીયામાં ભરાઇ રહ્યો હતો. " ત્યાર પછી શું બન્યું તે

સંભારવા લાગ્યો. " પેલો ડીટેક્ટિવ આવ્યો...ખાવાનાની ટોપલી બારી પાસે હતી...તેમાં જોયું...પછી હું લડયો, તેની સાથે...એ લુચ્ચી સરોજેજ તેને બોલાવેલો હોવો જોઇએ...એણેજ મને ફસાવ્યો..."

વીજલાને સરોજ પર ક્રોધ ચઢયો. તે મનમાંજ બોલ્યોઃ– " લુચ્ચીએ મારો વિશ્વાસઘાત કર્યો !...પણ કાંઈ ફિકર નહિ. મારા હાથમાંથી એ ક્યાં જવાની છે ?..."

વીજલાએ આંખ ઉઘાડી. એક પરિચારિકા તેજ ઓરડામાં કચરો કાઢતી હતી, તેને તેણે પાસે બોલાવી અને કહ્યું:–" હવે હું સારો શુદ્ધિમાં આવ્યો છું. મને સાહેબને મળવું છે. ઘણું જરૂરનું કામ છે. મહેરબાની કરી તેને અહીં બોલાવી લાવે તો..."

" બેસ બેસ છાનો. મોટો સાહેબને મળવાવાળો આવ્યો છે ! " પેલી બાઇએ એમ કહી તેને હસી કાઢયો.

" અરે, મારા ઉપર મહેરબાની કર. હું હવે બહુ જીવવાનો નથી. મારી ઇચ્છા પ્રમાણે કરવામાં તને બહુ પુણ્ય લાગશે...વળી મારે જેવું તેવું કામ નથી. હું ભેદી ત્રિશૂળની બાબતનો ખુલાસો કરવા માગું છું..."

" એમ ? " તે બાઇએ ઉત્સુકતાથી કહ્યું. " ત્યારે તો ઠીક. હું ગોઠવણ કરૂં છું. "

તે પરિચારિકાએ મુકાદમને ખબર આપી. તેણે ટેલીફોન મારફતે સાહેબને ત્યાં આવવાની વિનંતિ કરી. આ વખતે મનમોહન વકીલ પોતાના વતનથી કુટુંબને લઇ આવી પાછો પોતાના ઘરમાં નિશ્ચિંત-પણે રહેવા લાગ્યો હતો. તેણે જોયું કે હવે લાલાજી પોતાની વિરૂદ્ધ કાંઇ બોલી શકે એમ નથી. એટલે પોતાની આબરૂને માટે લાલા ઉપર ડેફેમેશનનો કેસ માંડવાનો વિચાર કરવા લાગ્યો. પોતે જાતે

વકીલ હતો, એટલે તેને કોઇની સલાહ લેવાની જરૂર ન હતી.

તે જાતે પાધરો સાહેબ પાસે ગયો અને લાલા કનૈયાલાલ હજુ પણ પોતાના ઉપર આરોપ મૂકે છે કે નહિ તે પુનઃ એકવાર ચોક્કસ કરવાની વિનંતિ કરી. સાહેબે કનૈયાલાલને બોલાવી મંગાવ્યો. પોતાને ત્યાં થયેલી ચોરીમાં મનમોહન વકીલવાળું ખત ચોરાઇ ગયેલુંજ હતું. એટલે આવતાં વારજ કનૈયાલાલનું મોં ફીક્કું પડી ગયું.

સાહેબે મનમોહનલાલને તેની સામે ઉભો રાખીને કનૈયાલાલને પૂછ્યું:–" તમારો આરોપી ઉપર હજુ શક છે? તમે હજુ તેણે પોણો લાખ રૂપીઆ ઉડાવ્યા એવું તોહોમત એના ઉપર મૂકો છો? અને તે સિદ્ધ કરવા માટે તમારી પાસે શું પુરાવા છે?..." વગેરે.

પરંતુ લાલા કાંઇ જવાબ આપી શક્યો નહિ. શ્રીપતલાલની સૂચના પ્રમાણે તેને વચન આપેલું હોવાથી તે પોતાને ત્યાંની ચોરીની વાત સાહેબને કહી શક્યો નહિ. મનમોહનલાલ તરફ તેનાથી જોઇ શકાયું પણ નહિ.

" મારી પાસે લખાણ તો કાંઇ નથી, " અંતે તેણે કબુલ કર્યું. " પરંતુ મારા ચોપડામાં એ રકમ એમને નામે ઉધરાઇ છે..."

" તે કાંઇ કામમાં નહિ આવે. " સાહેબે કહ્યું. " એ સખસની સહી સાથેનું ખત હોય તો બતાવો. "

" તે તો નથી. "

" ત્યારે મને બદનામ કરવા માટે હું તમારા ઉપર ડેફેમેશનનો ચાર્જ મૂકું છું..."

ડેફેમેશનનો ચાર્જ સાંભળી કનૈયાલાલ ગભરાયો. તેણે નમ્ર થઇ જઇ મનમોહનલાલને કહ્યું:–" હવે થઇ ગયું તે થઇ ગયું. મી. વકીલ! ગઈ ગુજરી ભૂલી જાઓ. હું મેં મૂકેલો આરોપ પાછો ખેંચી લઉં છું."

" તે કાંઇ ચાલશે નહિ. "

“ હવે વધારે ખેંચતાણુ જવા દ્યો. આપણો પહેલાંનો સંબંધ યાદ કરો અને આ વાતને વિસારે પાડો...”

“ એમ વિસારે પડશે નહિ. મી. કનૈયાલાલ ! ઓછામાં ઓછું, તમારે મારી લેખિત માફી માગવી પડશે, અને તે ન્યુસપેપરોમાં આપવી પડશે; તમારા ભયંકર આરોપથી તમે મારી કમાઈ પર– અરે, મારી જીંદગી પર–પગ મૂકયો છે...”

સાહેબે વચમાં પડી કહ્યું:–“ શેઠ ! તમે એને ઍપોલૅાજી લખી આપો, અને છાપામાં છપાવી દ્યો, એટલે વકીલ સાહેબ આગળ કાંઇ પગલાં ભરશે નહિ.

લાલા કનૈયાલાલે ગરજને માર્યે માફી પત્ર લખ્યું, અને વકીલ સાહેબને સ્વાધીન કર્યું. મનમોહનલાલે ઓફીસના ક્લાર્કને બોલાવી તેને તે માફીપત્રની કોપીઓ કરી જુદા જુદા જુદા છાપામાં મોકલવાની તથા તે જાહેરાતનું જે બીલ આવે તે કનૈયાલાલ શેઠને ત્યાં મોકલ- વાની આજ્ઞા આપી દીધી. એટલામાંજ...ટેલીફોનની ઘંટડી વાગી.

સાહેબે ટેલીફોન રીસીવ કર્યાં પછી કહ્યું:–“ઠીક. હવે તમે જાઓ, મારે એક ઠેકાણે જવું છે. પેલો વીજ્લો મોચી મને બેદી ત્રિશૂળની વાત કહેવા માટે બોલાવે છે. જોઉછું, એ શું કહે છે...”

“ બેદી ત્રિશૂળ ? ” કનૈયાલાલ બોલી ઉઠયો, “ મારે પણ એની વાત સાથે કેટલોક સંબંધ છે, તો મને સાથે આવવાની રજા આપશો ? ”

એ પ્રમાણે સાહેબે તેને સાથે લઇ લીધો, અને થોડી વારમાં બન્ને હૅાસ્પિટાલમાં આવી પહોંચ્યા. મનમોહનલાલ આનંદ પામતો ઘેર ગયો.

“ સાહેબ ! આપે મારી વિનંતિ સાંભળી, અને અહીં જલદી આવ્યા, તેથી મને બહુ આનંદ...”

સાહેબે હસીને કહ્યું:–“ વાહ તારો આનંદ ! અમને પણ આનંદ

થાય છે. વીજલા ! તારૂં સ્વાગત કરવા માટે ગઇ ખેપે તું અમને છોડીને—અમારી પરોણાગત તરછોડીને—જલદી ચાલ્યો ગયો, તેથીજ આટલો વહેલો પાછો આવ્યો ખરૂં કની ? આ વખત તો અમને બરાબર લાભ આપશેને ? તારી સેવાનો ? ”

વીજલાએ કાંઇ જવાબ આપ્યો નહિ.

“ બોલ. તારે એવી તે શું વાત કહેવાની છે ? ”

“ સાહેબ ! બેદી ત્રિશુળની નિશાનીવાળી સ્રીને હું ઓળખું છું. ” વીજલાએ કહ્યું.

“ અમારી મહેરબાની મેળવવાના ઇરાદાથી કોઇનું ભળતુંજ નામ દઇ થાપ આપવાનો તારો વિચાર છે ખરૂં કની ? ” સાહેબે કહ્યું.

“ થાપ કેવી ? હવે મારે ક્યાં નાસવું છે ? પણ સાહેબ ! હું કહું છું તે એકવાર સાંભળી લ્યો. પછી તેને ‘ થાપ ’ કહો કે ‘છાપ’ કહો: પરંતુ મારી વાત ખરી પડે તો મને બક્ષિસ તો આપશોને ?”

“ બક્ષિસની આશા રાખતા પહેલાં તું સીધી રીતે જે કહેવાનો હોય તે કહી દે. ”

“ સાહેબ ! એ બેદી ત્રિશુળવાળી સ્રી તે બીજી કોઇ નહિ પણ પેલી સરોજિનીજ છે...”

“ શું ? પેલી અહીં કેદી છોડતી વખતે આવતી હતી તે ! ? ” સાહેબે આશ્ચર્યથી પૂછ્યું.

“ હા હા. સાહેબ, તેજ. ”

“ જા જા. નકામો કોઇનું નામ બદનામ કરે છે, પણ તેને તું ઓળખે છે ? તે કેવી સદ્દગુણી અને સુશિક્ષિત છે ! મી. શ્રીપતલાલ તો તેનાં કેટલાં બધાં વખાણ કરે છે...”

“ કોણ ? મી. શ્રીપતલાલ ડીટેક્ટિવની સાથે પેલી સ્રી ફરે છે તેની એ વાત કરે છે કે ? ” કનૈયાલાલે અત્યંત ઉત્સુકતાથી પૂછ્યું.

" હા, તેનીજ. તે સરોજના હાથ ઉપર બેદી ત્રિશુળ છે. " વીજલાએ કહ્યું.

" સાહેબ ! બરાબર છે તે મને પણ એ બાઇના ઉપરજ વહેમ છે. એનાજ હાથ ઉપર તે ભયંકર ચિન્હ હોવું જોઇએ. " કનૈયાલાલે વીજલાને ટેકો આપ્યો.

" પણ તમને એવો વહેમ આવવાનું કારણ શું ? "

" એ બાઇ ઘણીજ ખટપટી છે, તેથી. " કનૈયાલાલ પોતાને ત્યાં થયેલી ચોરીનું કારણ ન બતાવી શકયો, કારણ કે તેણે એ વાત છૂપી રાખવાનું શ્રીપતલાલને વચન આપ્યું હતું.

" તેં તે ક્યારે જોયું ? "

" સાહેબ ! મેં મારી નજરે એ સરોજિનીના હાથ પર બેદા ત્રિશૂળ જોયું છે. એટલુંજ નહિ, પણ એ જાતે નંદનબાની નહિ પણ દામા ચંબુની દીકરી છે એમ પણ કહી શકું છું "

" એમ ? "

" હા હા. મેં તેની માશીના મોઢેજ એ વાત સાંભળી છે, અને તે ખોટી નથીજ..."

" વારૂ ઠીક છે. "

" સાહેબ ! તમે હમણાંને હમણાં એ સરોજને ઘેર જઇને જૂઓ કે તેના હાથ ઉપર કલંક છે કે નહિ, અને તમારી ખાત્રી કરી લ્યો. "

કનૈયાલાલે વીજલાને મજબૂત ટેકો આપ્યો, એટલે સાહેબ તરતજ કનૈયાલાલને સાથે લઇ સરોજના બંગલા તરફ ચાલ્યા. પોતે સરોજ ઉપર ઠીક વેર લીધું, એમ ધારી સંતોષ પામતો વીજલો હસવા લાગ્યો. પરંતુ એથી કાંઇ પોતે શિક્ષામાંથી બચી જશે નહિ એ વિચાર તેને તરતજ આવ્યો. 'મારે થોડાજ વખતમાં પોલિસનો

માર ખાવો પડશે, ' એ વિચાર તેને ગમ્યો તો નહિજ.

" હું ગમે તેમ થાય તો પણ મૂગો રહીને એક બાયલાની પેઠે તેમને સ્વાધીન થઇશ નહિ...કાંઇ પણ ઉપાય કરવો જોઇએ. " તેણે ધાર્યું–" કાંઇ પણ પરાક્રમ તો કરવુંજ જોઇએ..."

થોડા વખત વિચાર કરી તેણે આમ તેમ જોયું તો બારણામાં એકજ બુઢ્ઢો સિપાઇ પહેરો ભરતો હતો. આસપાસ બીજું કોઇ ન હતું; એટલે તેણે ધાર્યું કે આ ઠીક લાગ છે. પેલા પેસેંજરને ઇશારત કરી પોતાના પાસે બોલાવ્યો.

" કાકા મારા ઉપર દયા કરીને મને એક તકીયો આપો તો ભગવાન તમારૂં કલ્યાણ કરશે હું હવે વધારે વાર જીવવાનો નથી. (વીજલોને બીજામાં દયા ઉત્પન્ન કરવા માટે આ બહાનું ઠીક જડી ગયું હતું ! ) મારા ઉપર મહેરબાની કરો. આ એક તકીયાથી મારૂં માથું સજ્જડ થઇ ગયું, ને મારાથી સુવાતું પણ નથી. દયા કરો, જમાદાર કાકા..."

" પેલી ઓરડીમાંથી મને એક બાઇએ આ તકીયો લાવી આપ્યો છે. એટલે બીજાં ઓશીકાં પણ ત્યાં હશે. " વીજલાએ કહ્યું.

ડોસો ધીમે ધીમે તે ઓરડીની અંદર ગયો કે તરતજ વીજલો તેની પાછળ દોડયો. બુઢ્ઢાને એક ધક્કો મારી અંદર પાડી નાંખ્યો, અને બહાર નીકળી સાંકળ ચઢાવી દીધી. પોતે આનંદ પામતો દરવાજાની બહાર નીકળ્યો; પરંતુ તેને થોડીજ વારમાં પસ્તાવું પડયું.

વીજલો દવાખાનામાં આવ્યો ત્યારે તે બેશુદ્ધ સ્થિતિમાં હતો તેથી તેને હૅાસ્પિટાલની ભૂગોળનું જરા પણ ભાન ન હતું. દાદર ક્યાં છે તે તેને ખબર ન હતી, તેથી તે ઉતાવળે આમતેમ દોડવા લાગ્યો એટલામાં બે સિપાઇઓ બહાર ગયેલા તે તરફથી આવતા હતા તેમણે આ કેદીને આમ છટકેલો જોઇ બૂમ પાડી. વીજલો ગભરાયો. તે બીજી

તરફ દોડવા લાગ્યો. પરંતુ એ બાજુ પર દાદર ન હતો. માત્ર ગલેરીને નાકે એક બારી હતી.

વીજલો હવે જીવ પર આવી ગયો હતો. એટલે ગમે તેમ કરીને નસાય તો નાસવુંજ, એ તેનો ઉદ્દેશ હતો. તેણે બારીમાંથી ભુસકો માર્યો—જમીનથી બારી કેટલી ઉંચે છે તે જોયા પહેલાંજ ભુસકો માર્યો.

વીજલાના પાપી જીવનનો અંત આવી રહેલોજ હતો અને તેણેજ એને એવી 'વિપરીત બુદ્ધિ' સુઝાડી હતી. તેનું ભારે શરીર એ માળની ઉંચાઇ પરથી નીચે કાળા પત્થરની ફરસબંધી ઉપર આવી પછડાયું. માથામાંથી લોહીની ધારા વહી જવા લાગી અને મોંમાંથી ફીણ નીકળ્યું. તેનો આત્મા ઉડી ગયો !

થોડીજ વારમાં વીજલાના શબની આસપાસ માણસોનું ટોળું ભેગું થઇ ગયું. તેમાં શ્રીપતલાલ પણ હતો. સરોજને બંગલેથી નીકળીને તે વીજલાના સમાચાર લેવા માટે હૉસ્પિટાલ તરફ આવ્યો હતો. ત્યાં તો આ ભયંકર બનાવ તેની દૃષ્ટિએ પડ્યો. તે આશ્ચર્યથી ચકિત થઇ ગયો.

પરિચારિકા બાઇએ શ્રીપતલાલને સર્વ હકીકત કહી અને છેવટે બોલીઃ—"સુપ્રિન્ટેન્ડેટ સાહેબ આવ્યા અને આ વીજલાએ તેમને ભેદી ત્રિશુળવાળી વાત કહી, એટલે..."

તે બાઇનું વાકય પુરૂં થાય તે પહેલાંજ શ્રીપતલાલ ત્યાંથી સપાટાબંધ ચાલતો થયો. ભેદી ત્રિશુળની ખરી વાત સાહેબને કાને ગઇ એવું તેણે તરતજ અનુમાન કરી લીધું. એ વાતની સરોજને સૂચના કરી તેના રક્ષણની વ્યવસ્થા તુરતજ કરવી જોઇએ એમ ધારી તે સરોજના બંગલા તરફ લગભગ દોડતોજ ચાલી નીકળ્યો.

## ભયંકર સ્વપ્ન.

સરોજ અને માણેકગૌરી શાંત પડતાં બાગમાં જઇ બેઠાં. હમ-ણુાંજ બની ગયેલા પ્રસંગને માટે શોક કરતી ભાણેજને માણેકગૌરી ધીરજ અને આશ્વાસન આપવા લાગી. એટલામાં શહેરમાં ગયેલાં નંદનબા આવી પહોંચ્યાં. તેમને જોઇ સરોજ સાવધાન થઈ ગઇ.

નંદનબાએ સવારે બની ગયેલા બનાવની-વીજલા મોચીની-વાત કાઢી. " તે આપણા ઘરમાં આગોજ કેવી રીતે ?...વળી કાત-રીયા સુધી પહોંચ્યો છતાં કોઇને ખબર પણ ન પડી ! એ કેવું ! શ્રીપતલાલે પણ તે કેવી રીતે જાણ્યું !!" એવા અનેક પ્રશ્નો પૂછ્યા. પરંતુ સરોજનો બચાવ કરવા માટે ચતુર માશીએ જાતેજ તે સર્વના જેમ તેમ ઉત્તર આપી દીધા અને સરોજને બોલવાનો પ્રસંગજ આવવા દીધો નહિ.

તે ત્રણુ જણું આમ વાતચિત કરી રહ્યાં હતાં, એટલામાં ત્યાં સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ તથા પેપરમીલવાળા લાલા કનૈયાલજી આવી પહોંચ્યા. પોતાના ઘરમાં સાહેબનો અને તે પણ પોલિસથાણાના ઉપરી સાહેબનો પ્રવેશ થતો જોઇ નંદનબાને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. કંઇક ભય પણ ઉત્પન્ન થયો તો પણ હિંમત રાખી તેમને આવકાર આપ્યો.

" કેમ, આજે કાંઇ આ તરફ ! " તેમણે પૂછ્યું.

" હું આપનાં પુત્રી સરોજિનીને મળવા આવ્યો હતો. મારે તેમની બાબતમાં કંઇક ચોકસી કરવાની છે. " સાહેબે નમ્રતાથી કહ્યું.

સાહેબને જોતાંજ સરોજના પેટમાં ફાળ પડી હતી. માણેકગૌ-રીની તો કમ્મરજ ભાગી ગઇ ! જેમ તેમ આત્મસંયમન કરી તેઓ ત્યાં ઉભાં રહ્યાં.

" સરોજની બાબતમાં ? " નંદનબાએ આશ્ચર્યથી પૂછ્યું.

" હાજી. મી. શ્રીપતલાલે પેલા વીજલાને પકડ્યો. તે જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે મને તેણે બોલાવ્યો. તેને બેદી ત્રિશુળ વિષેની ઘણી વાત ખબર હતી. તેણે મને તે વાતો કહી. આ મી૦ કનૈયાલાલ પણ ત્યાં હાજર હતા. તેમણે પણ એ વાતને ટેકો આપ્યો. એટલે તે હકીકત ખરી હોવી જોઇએ એમ મારી ખાત્રી થઇ..."

સાહેબનું આ ભાષણ સાંભળી નંદનબા ઘોટાળામાંજ પડ્યાં. આ બધા ટકટકારા સાથે સાહેબને અહીં આવવાને શું સંબંધ છે તે તેને સમજાયું નહિ. માણેકગૌરી તો તરત બધું સમજી ગઇ. ભયથી " ઓ મારે ! " કરતી તે નીચે બેસી ગઇ. સરોજ અત્યંત નિરાશ થઇ ગઇ હતી. તેનું મન અત્યંત પ્રક્ષુબ્ધ થઇ ગયું હતું તેથી તેના હાથ પર બેદી ત્રિશુળ સ્ફુરવા લાગ્યું. પરંતુ તેનું મન ઠેકાણે ન હોવાથી તે તરફ તેનું ધ્યાન ગયું નહિ.

કનૈયાલાલ તો આવ્યો ત્યારથીજ સરોજના હાથ તરફ તીક્ષ્ણ નજરે જોઇ રહેલો હતો અને કાળો ત્રિશુળાકાર નજરે પડતાંજ તે મોટેથી બોલી ઉઠ્યો:–" સાહેબ ! સાહેબ ! જૂઓ, જૂઓ; પેલું રહ્યું." એક હાથે સાહેબનો હાથ પકડી બીજે હાથે તે સરોજના ડાબા હાથ તરફ અંગૂલિનિર્દેશ કરવા લાગ્યો.

સાહેબની નજર તેના ઉપર પડતાંજ તે બોલી ઉઠ્યા:–" ઓહો ત્યારે વીજલાની વાત ખરી પડી. સરોજિનીના હાથ ઉપર ત્રિશુળ છેજ...નંદનબા માફ કરજો. તમારી છોકરીને મારે પકડવી પડશે. તેના હાથ ઉપરજ બેદી ત્રિશુળ છે " એમ કહી સાહેબે સિસોટી વગાડી. સરોજને હાથકડી પહેરાવાય એમ ન હતું એટલે તેની આસપાસ પહેરો રાખવાને માટે તેમણે કોન્સ્ટેબલોને બોલાવ્યા.

નંદનબા તો ગભરાઇજ ગયાં. અરેરે ! આ બધું શું છે ?... તેમણે પણ સરોજના હાથ ઉપરનું ત્રિશુળ જોયું અને જોતાં વારજ

રીઆં પડી ગયાં. " સરોજ ! આ તારાજ હાથ પર ભેદી ત્રિશુળ ? હાય હાય ! "

એટલામાંજ હૉસ્પિટાલ આગળથી વાયુવેગે છૂટેલો શ્રીપતલાલ ત્યાં આવી પહોંચ્યો. પોતાના કરતાં સાહેબ પહેલાં આવી પહોંચ્યા અને આ પ્રસંગ ઉપસ્થિત થયો તે જોઈ તે નિરાશ તો થયો, છતાં હિંમત રાખી સાહેબને કહ્યું:–" સાહેબ ! તમે ચિંતા કરશો નહિ મને પણ હમણાંજ ખબર પડી છે કે સરોજિની નંદનબાની નહિ, પરંતુ દામુની–દામાચંભુની–પુત્રી છે. પણ તે..."

" જોયું ? હું કહેતોજ હતોને, કે વીજલાની બધી વાત ખરી છે ! " કનૈયાલાલે વચમાં કહ્યું.

સરોજની હિંમતનો અંત આવી ગયો. તેણે દીન દષ્ટિએ શ્રીપતલાલ તરફ જોયું. તેણે પણ અર્થપૂર્ણ દષ્ટિથી સરોજને આશ્વાસન આપ્યું.

" પરંતુ હું એને માટે જામીન થાઉં છું. " શ્રીપતલાલે સરોજની આગળ આવી ઉભા રહી કહ્યું.

" મી૦ શ્રીપતલાલ ! તમે જામીન થાઓ છો. પરંતુ એ બાઇ ઉપર કેટલા અપરાધોનું તહોમત આવે છે તેનો પહેલાં તમે વિચાર કરજો..."

" મેં તે વિચાર કર્યો છે અને હું ખુશીથી મીસ સરોજિનીના જામીન તરીકે રહું છું. મારી ક્રેડીટ ઉપર તમે એને છોડી શકશોને ? "

" તે કામ મારૂં નથી. પ્રથમ તો એ બાઇને ચીફ મેજીસ્ટ્રેટ પાસે લઇ જવી પડશે. અને એ કામ હું તમનેજ સોંપું છું. " સાહેબે કહ્યું.

' સરોજ મારી છોકરી નથી, ' એમ ખબર પડતાંજ નંદનબાના હૃદયને એક ધક્કો લાગ્યો તે દુઃખની હાય નાંખી પાસેના બાંક

ઉપર બેસી ગયાં. પોતાની શેઠાણીને આટલું દુઃખ પામતી જોઇ માણેકગૌરીથી રહેવાયું નહિ; તે રડી પડી. નંદનબાના પગમાં માથું મૂકી તેણે તેમના પગ ભીંજાવી નાંખ્યા; અને બધું કબુલ કરી દીધું.

માણેકની વાત સાંભળીને નંદનબાના હોશકોશ ઉડી ગયા. તે દુઃખથી, શોકથી, હૃદયના આવેગથી બબડવા લાગ્યાં:—"હાય ! સરોજ મારી છોકરી નહિ ?...અરેરે ! સરોજ મારી છોકરી નહિ ?...હરિ ! હરિ !...મારે ઘેર ઉછરી મોટી થઇ !...કેવું ભયંકર !..."

માણેકગૌરીએ કહ્યું:—"બા ! મને માફ કરો. મારૂં પાપ તમને આટલું દુઃખ છે !...મને કોણ જાણે તે વખતે કેમ આવી બુદ્ધિ સુઝી !...બા મને માફ કરો."

માણેકગૌરીને પણ મેજીસ્ટ્રેટ પાસે લઇ જવાની હતી. તેથી શ્રીપતલાલે તેને પોતાની પાસે બોલાવી. તે બિચારી ઘણીજ ગભરાઇ. પરંતુ શ્રીપતલાલે તેને આશ્વાસન આપી કહ્યું:–તમે ગભરાશો નહિ. હું તમને વારંવાર સહાય કરી તમારા તરફથીજ બોલવાનો છું. તમને કોઇ પણ રીતે ફસાવા દઇશ નહિ. માટે જરાપણ ડર રાખ્યા વિના મારી સાથે ચાલો." શ્રીપતલાલના શબ્દો સાંભળી માણેકગૌરીને ધીરજ આવી. તે જવાને તૈયાર થઇ, સરોજ પાસે જઇ ઉભી. તેને પોતાની પાસેથી જતી જોઇ નંદનબાને વધારે દુઃખ થયું.

સાહેબે તથા કનૈયાલાલે પણ નંદનબાને આશ્વાસન આપ્યું. ઘણીવારે તે શાંત થયો. જતાં જતાં સરોજે બાને કહ્યું:—" બા ! હવે હું પાપણી વધારે વખત તમારા ઘરને અપવિત્ર નહિ કરૂં...માત્ર એકજ વાર મારા તરફ જૂઓ. બા ! હું જાઉં છું."

પરંતુ નંદનબાથી તેના તરફ જોઇ શકાયું નહિ. સરોજ અંતે એક બદમાશ કેદીની છોકરી ઠરી તે એમના હૃદયમાં બહુજ સાલતું હતું તો પણ વીસ વર્ષ સુધીનો તેની સાથેનો 'મા–દીકરી'નો સંબંધ કાંઇ જેવો તેવો ન હતો. નંદનબાને સરોજ અત્યાર સુ



હામુએ કહ્યું:–મેરા સરતાજ! ગભરાશો નહિ, એ માર્ગ એવો સરળ અને સુંદર છે કે મારે કે તારે જરા પણ ત્રાસ; ભોગવવો પડવાનો નથી. ઉલટું આનંદ થશે...

વહાલામાં વહાલા પુત્ર પ્રમાણે હતી. તેનું હેત ઝટ ધસાઇ જાય તેમ ન હતું. જૂનો પ્રેમ અને પૂર્વનો સંબંધ તેમને તરત સાંભરી આવ્યો. તેમણે સરોજ તરફ જોવાને દૃષ્ટિ ઉંચી કરી. પણ–

તે તો ગઈ હતી, અદસ્ય થઈ હતી !

નંદનબાએ માણેકગૌરીને શોધી, પરંતુ તે પણ ન હતી તેથી હતાશ થઇ તે મૂર્છા ખાઇ પડયાં.

શ્રીપતલાલે મેજીસ્ટ્રેટ પાસે જઇ પોતાની લાગવગ લગાડી ખટપટ કરી સરોજ તથા માણેકગૌરીને તરત જામીન પર છોડવ્યાં. પરંતુ એકદમ તેમને નંદનબાને બંગલે પાછાં ન મોકલતાં પોતાના ઘર આગળજ એક પાડોશનું ખાલી ઘર હતું તેમાં રાખ્યાં.

થોડાજ વખત ઉપર જે સરોજ નામાંકિત, આબરૂદાર ઘરની, સુશિક્ષિત, સુશીલ અને રમણીય કુમારિકા કહેવાતી, જે સરોજ ગાડી, ઘોડા, મોટર અને અગાધ સંપત્તિની માલિક તરીકે ગણાતી, તે અત્યારે કલંકિત થઇને બધેથી તિરસ્કાર પામતી એક જૂના ઘરમાં, એક અંધારી ઓરડીમા બેઠી હતી !!

તે એકલીજ બેઠી હતી; કારણ કે માણેકગૌરી થોડા વખત પરજ રાત્રે ખાવા માટે થોડું ખાવાનું લેવા શ્રીપતલાલ સાથે ગઇ હતી. સરોજ વિચાર કરતી બેઠી હતી. દુઃખથી તેની આંખોમાં આંસુ આવ્યાં. ઓરડામાં–સાંજ પડી ગયેલી હોવાથી–અંધકાર વ્યાપી ગયો હતો. એજ વખતે પળવાર સરોજની આંખ મળી. અને તે એક વિચિત્ર સ્વપ્ન દેખવા લાગી.

એક અંધારા ખૂણામાંથી ભીષણ કાળો આકાર પોતાની તરફ આવે છે, એમ સરોજને લાગ્યું. ધીમે ધીમે તે આકાર પાસે આવ્યો. સરોજે તેને ઓળખ્યો. તે દિવસે જેલના ઓટલા ઉપર જેને જોયો હતો તે–દામાચંદ–પોતાનો બાપ હતો !

સરોજનું શરીર ભયથી ધ્રૂજી ઉઠયું. દામુ પાસે આવી અય-

ડાવા લાગ્યો.

"બેટા સરોજ ! તું મને ઓળખે છે કે ?...હું તારો બાપ; 'દામાચંબુ' નામથી જે પાપીને આખું મુંબાઇ શહેર ઓળખતું હતું તેજ...

હું મરણ પામ્યો છું એમ આખી દુનિયા જાણે છે, તો હું અહીં કેવી રીતે આવ્યો એમ તને આશ્ચર્ય લાગતું હશે; પણ સરોજ ! મરણ જડ દેહને છે, વાસનાત્મક લિંગને નથી. મારી એક ઉત્કટ વાસના અતૃપ્ત રહી ગઇ છે, તેથીજ હું મારા સૂક્ષ્મ શરીરમાં આમ તેમ ભટક્યા કરૂં છું...

ને વાસના શું ? એમ તું તરત પૂછશેજ...તો સાંભળ. મારે મારા કુટુંબમાંથી—મારા વંશમાંથી—આ ત્રિશૂળનું કલંક દૂર કરવું છે, તે હજુ થયું નથી. સરોજ ! એ પાપી કલંકને દૂર કરવા માટે મેં તારા ભાઇનો જીવ લીધો, અને અંતે હું જાતે મરવા તૈયાર થયો; અને મૂઓ...

પણ સરોજ ! તે વખતે મને ખબર ન હતી કે મારી એક પુત્રી હજુ જીવે છે ! તારી માણેકમાશીનું એ કામ મને મરણ પછી આપો-આપ માલમ પડી ગયું ! તારી માશી ઉપર મારે ક્રોધ કરવો કે તેનો ઉપકાર માનવો તે મને સમજ પડતી નથી. કારણ કે તેના આવા ભટપટી કૃત્યથી એક ઘણોજ મોટો ફાયદો થયો. તું સદ્‌ગુણી થઇ. તને સારૂં શિક્ષણ મળ્યું, તું હુંશીઆર બની. મારે હાથેજ ઉછરેલા તારા ભાઇ શંકરીઆના જેવી ચોર કે સ્વાર્થી ન થઇ, તે ઘણુંજ સા-રૂં થયું...

પણ મારા મરણ પછી મારૂં 'બેદી ત્રિશૂળ' તારા ડાબા હાથ પર આવ્યું અને તું પણ ભયંકર કર્મો કરવા લાગી. મારા વાસનાત્મક લિંગ–દેહને એ જોઇને ઘણું દુઃખ થવા લાગ્યું; પરંતુ શું કરૂં ? મારાથી જડ સૃષ્ટિને સ્પર્શ પણ કરી શકાતો નથી. જો મરણ પામતા પહેલાં 'તું મારી દીકરી છે,' એમ મને ખબર પડી

હોત તો ગમે તે ઉપાયે પણ હું તારી ગળચી દાબ્યા પછીજ આપઘાત કરતે. કારણ કે હું જાણતો હતો કે મારા મરણ પછી એ ત્રિશુળ મારા વારસમાં ઉતરશેજ, તેથી હું તને મારી નાંખતેજ...

દામાચંગુના ભયંકર શબ્દો સાંભળી સ્વપ્નાવસ્થા અનુભવતું સરોજનું શરીર ભયથી થરથર ધ્રૂજી ઉઠ્યું. તે જોઇ દામુએ પોતાનો રંગ બદલ્યો.

પણ ગભરાઇશ નહિ, બેટા સરોજ! અત્યારે કાંઇ હું તને મારવા માટે નથી આવ્યો; પરંતુ તારી અને મારી બન્નેની વાસના એક સાથે તૃપ્ત થાય એવો અદ્વિતીય માર્ગ બતાવવા માટે આવ્યો છું. એ માર્ગ એવો સરળ અને સુંદર છે કે મારે કે તારે જરા પણ ત્રાસ ભોગવવો પડવાનો નથી, ઉલટું આનંદજ થશે...

તે ઉપાય તે શું છે, એમ તું મને પૂછવાનો વિચાર કરે છે, પણ ધીરજ રાખ...લે...સાંભળ...સરોજ! તું એકદમ કોઇની સાથે લગ્ન કર. લગ્નથી તું મારા વંશની મટી પારકા ગોત્રની થશે, એટલે એ રાક્ષસી ત્રિશુળ તારા હાથ પરથી આપોઆપ ઉડી જશે..."

"હેં !" સ્વપ્નાવસ્થામાં સરોજ હર્ષના આવેગથી બોલી ઉઠી.

"હા, નક્કી. તું લગ્ન કરશે એટલે તારા હાથ પરનું ત્રિશુળ જશેજ, એમ ખાત્રીથી માનજે. તું ડીટેક્ટિવ શ્રીપતલાલને ચ્હાય છે, તો તેનીજ સાથે લગ્ન કર, તે પણ તારે માટે વલખાં મારે છે. તું એકદમ તેનીજ સાથે લગ્ન કર, અને મને આ પાપમાંથી છોડાવ. સરોજ! એક સાથે બે કામ કરી નાંખ; એક કાંકરે બે પક્ષી મારી નાંખ."

"બસ. હવે હું જાઉંછું." એમ બોલી દામાચંગુનો આકાર ખુણા તરફ જવા લાગ્યો; પરંતુ એટલામાં કાંઇક સાંભળી આવતાં તે પાછો ફર્યો અને હસતો હસતો કહેવા લાગ્યો:—

"સરોજ ! બેટા ! એ કેવું સારૂં થયું ! તું આટલી ઉમ્મરે પહોંચી પછીજ મારો કાળ થયો. મારો કાળ થયા પછી મને ખબર પડી કે તું મારી પુત્રી છે, અને મારા મરણ પછીજ મારો ભયંકર વારસો તને મળ્યો; પરંતુ તું હવે ઉમ્મરે આવેલી હોવાથી તને એ સ્થિતિ વધારે વખત ભોગવવી પડશે નહિ. તું જલ્દી શ્રીપતલાલ સાથે લગ્ન કરી દે, એટલે ત્રિશુળના તીક્ષ્ણ દાંતમાંથી મુક્ત થશે..."

તે વધારે બોલે તે પહેલાં ઓરડાનું બારણું ખખડ્યું. માણેકગૌરી તથા શ્રીપતલાલ આવી પહોંચ્યાં હતાં. અવાજ સાંભળી દામુનો આકાર એકદમ લોપ થઈ ગયો, સ્વપ્ન જતું રહ્યું અને સરોજ ઝબકીને જાગી ઉઠી.

બારણું ઉઘાડીને માણેકગૌરી અંદર આવતાંજ સરોજ તેને બાઝી પડી.

"ઓ માશી ! ઉપાય છે ! ઉપાય છે !!"

બન્ને આવનાર સ્તબ્ધ થઇ ગયાં. તેમને લાગ્યું કે દુઃખથી સરોજ ગાંડી થઇ ગઇ છે કે શું ?

## ૩૬

## ભેદ ફૂટ્યો અને ફાટ્યો !

છેક રાત્રે સાડાનવ વાગે નંદનબા કાંઇક શુદ્ધિમાં આવ્યાં. અત્યારે તેની સારવાર કરવા માણેકગૌરી ન હતી; સરોજ ન હતી. માત્ર વૃદ્ધ પાંડુ એક બીજા નોકરની મદદથી પોતાની અક્કલ પ્રમાણે મૂર્ચ્છિત 'બા'ની સારવાર કરી રહ્યો હતો.

જાગૃત થયેલાં જોતાંજ રસોયાએ નંદનબા માટે ખાવાનું લાવી મૂક્યું; પરંતુ તેમનાથી કાંઇ ખવાઇ શકાયું નહિ. 'સરોજ મારી છોકરી નથી' એ વિચાર તેમના હૃદયમાં નિરંતર સાલતો હતો. તે

સરોજને સંભારીને તથા તેની સાથેનો સંબંધ અને તેની સાથે બનેલા પૂર્વના પ્રસંગો સંભરીને આંસુ પાડવા લાગ્યાં. પાંડુ તેમને જેમતેમ આશ્વાસન આપવા લાગ્યો.

"મારી છોકરી નથી ! એટલુંજ નહિ પણ તે કોની છોકરી ? એક મહા ભયંકર ચોરની !...ઉઠાઉગીરની !...અરેરે, એ કેમ સહન થાય......"

"બા સાહેબ ! બહુ શોક કરો નહિ...થઈ ગેલા તે થઈ ગેલા, આતાં કાય કરણાર ?..."

નંદનબાને સરોજ માટે હૃદયમાં અત્યંત પ્રેમ હતો, પરંતુ આ રાક્ષસી વિઘ્ન આવી પડયું ત્યારથી તેમને સરોજ માટે બહુજ વિચિત્ર વિચારો આવવા લાગ્યા. સરોજની દયા પણ આવી. "અરેરે, હવે એની શું સ્થિતિ થશે ?"

કોઈક વાર ક્રોધની લાગણી પણ ઉત્પન્ન થતી. "પોતાના હાથ ઉપર આવું ચિહ્ન છે, તેની પોતાને ખબર છતાં સરોજે મને વાત કેમ ન કરી ?...હું દવા કરીને કે બીજે ગમે તે ઉપાય કરીને તે દૂર કરાવતે..."

એમને એમ–વિચારમાંને વિચારમાંજ નંદનબાએ લગભગ આખી રાત વીતાડી. તેમને જરા પણ નિદ્રા ન આવી. સારી નરસી ઝંખ-નામાં, ખરા ખોટા સંશયોમાં રાત્રિના ઠુંકા કલાક પસાર થઇ ગયા.

બીજે દિવસે તેમને ખબર પડી કે શ્રીપતલાલે ઘણો પ્રયત્ન કરીને સરોજ તથા માણેકગૌરીને જામીન પર છોડવ્યાં છે. ત્યારે તેમને કંઈક નિરાંત વળી.

\+ + + + +

સવારે શ્રીપતલાલ સાહેબને મળવા ગયો. તેના મોં પર હર્ષનાં ચિહ્ન હતાં. સાહેબ તેને જોઇ વિચારમાં પડયા કે શ્રીપતલાલને આ-

નંદનું એવું તે શું કારણ મળ્યું હશે!

"આવો મી. શ્રીપતલાલ."

શ્રીપત એક ખુરશી પર બેઠો.

"પછી તમે કેદીઓને મેજીસ્ટ્રેટ પાસે લઇ ગયા હતા કે?" સાહેબે ઉત્સુકતાથી પૂછ્યું.

"હા." શ્રીપતલાલે ટુંકો જવાબ આપ્યો. તેના મનમાં ખળભળ થઇ રહ્યું હતું કે ક્યારે હર્ષની વાત કાઢું!

"પછી, મેં સાંભળ્યું છે કે તમે તેમને જામીન પર છોડવ્યાં છે." સાહેબે પગલે પગલે વધવા માંડયું.

"હા."

"અને તેમને કયાં રાખ્યાં?"

"મારા ઘર આગળ એક ઘરમાં."

"બંને જણુ ઘણું રડયાં હશે?"

"હાસ્તો."

"તમે આશ્વાસન આપ્યું ને?"

"મારી ફરજ હતી."

"અત્યારે તેમની શું સ્થિતિ છે?"

"બંને આનંદમાં છે..."

"ના ના. ખરેખરા હર્ષમાં છે." શ્રીપતલાલે ઉમેર્યું.

"એમ?" સાહેબે આશ્ચર્યથી પૂછ્યું, "કે તમે તેમની મશ્કરી કરો છો?"

"ખરી વાત એવી અજબ બની છે કે તે કોઇને પણ મશ્કરી રૂપજ લાગે!"

"એટલે?"

" બેદી ત્રિશુળનો કલંક દૂર કરવા માટે સરોજને એક અત્યંત સરળ ઉપાય જડી ગયો છે..."

એમ કહી પ્રથમ ઘણે અંશે સાહેબની ઉત્સુકતાને ઉત્તેજિત કરી અંતે શ્રીપતલાલે બધી વાત વર્ણવી. સાંભળી રહ્યા પછી સાહેબે કહ્યું:–" પેટ્રસ ક્વાઇટ પૉસીબલ ! બરોબર છે. લગ્નથી તે તમારી થશે એટલે એના હાથ ઉપરનું ત્રિશુળ જતુંજ જોઇએ. મી. શ્રીપતલાલ ! હું તમુને મુબારકબાદી આપુંછું ! "

" થેંક યુ. " શ્રીપતલાલે કહ્યું. " આપનો ઉપકાર થયો, પરંતુ સાહેબ! આ બની ગયેલા બનાવો માટે તમારે મેજીસ્ટ્રેટ સાહેબ પાસે તમારી ભલામણ ચલાવીને મને મદદ કરવી પડશે હોં. "

" મારાથી બનતું કરીને હું તમને સહાય કરીશ આવી સુશિક્ષિત, સુંદર અને ગુણીયલ છોકરીનું રક્ષણ કરવામાં મારી લાગવગ વાપરતાં મને બહુજ આનંદ થશે, અને ખાસ કરીને તમારી ફેવરમાં તે કરવાનું છે એટલે તો પછી શંકાજ નહિ..."

" હું આપનો ઉપકાર કદી ભૂલીશ નહિ. " શ્રીપતલાલે કહ્યું. " આપની સહાનુભૂતિ પણ ઘણું કરી શકશે. હવે મહેરબાની કરી આપ મને જણાવો કે મારી સરોજ ઉપર ક્યા કયા ગુન્હાના આરોપો આવે છે ? "

સાહેબે તે પ્રશ્નનો ઉત્તર ન આપતાં એક ખાનામાંથી કાગળોનું બંડલ કાઢ્યું, અને શ્રીપતલાલ આગળ મૂક્યું.

" આમાં એની ઉપર આવતા સઘળા તહોમતોની સવિસ્તર હકીકત છે. "

શ્રીપતલાલે પોતાની ડાયરી કાઢી તેમાં ઘણી હકીકતો ઉતારી લીધી અને બંડલ સાહેબને પાછું સોંપી તેણે રજા લીધી.

× × × ×

મનમોહન વકીલ પોતાની ઑફિસમાં સવારની ચહા પીતો હતો. એટલામાં ' હિંદુસ્તાન'નો અંક આવી ટેબલ પર પડ્યો. ન્યુસપેપરના રસીયા વકીલે રકાબીમાં ચહા કાઢીને છાપું હાથમાં લીધું. પાનાં ઉથલાવવા મંડયો તો–" ભેદી ત્રિશુળ "–એ મથાળાનો એક લેખ નજરે પડયો. કુદરતી રીતેજ તેનાથી તે વાંચ્યા વિના રહેવાયું નહિ:–

" ભેદી ત્રિશૂળ તેનો ફૂટેલો ભેદ ! "

વારંટ નીકળતાં નાશી છૂટેલો વીજલો મોચી અંતે પકડાયો છે. ડીટેક્ટિવ મી. શ્રીપતલાલે તેને નંદનબા...ના ઘરને ત્રીજે માળેથી ખોળી કાઢયો છે ! વીજલા પાસેથી સુપરીન્ટેન્ડેટ સાહેબને ભેદી ત્રિશુળ વિષેની ઘણી માહિતી મળી. તે પરથી મી. શ્રીપતલાલે સાહેબની સુચના પ્રમાણે એ ભેદી ત્રિશુળવાળી સ્ત્રીને પકડી છે.

અમારા વાંચકો જાણીને અજાયબ થશે કે તે ભેદી ત્રિશુળવાળી બાઇ તે બીજું કોઇ નહિ. પણ ઉત્તમ સુશિક્ષિત, સુશીલ મનોહર અને અત્યંત બુદ્ધિશાલી એવી શ્રીમતી નંદનબાની કન્યા મીસ સરોજિની જાતેજ છે ! ! અને એથી પણ વધારે આશ્ચર્યની વાત તો એ છે કે એ સરોજિની ખરી રીતે નંદનબાની કન્યા નથી, પરંતુ મરહુમ બદમાશ દામાચંબુની દીકરી છે. ( તે નંદનબાના ઘરમાં કેવી રીતે આવી તે વિષે પૂરી ખબર મળેથી અમે આ વાત આવતા અંકમાં વર્ણવીશું.) કહેવાય છે કે એજ મી. શ્રીપતલાલે સરોજિનીને જામીન પર છોડવી છે. અને પોતાના ઘરની પાસેજ એક ઘરમાં રાખી છે. તેના ઉપર અનેક તહોમત મૂકવામાં આવ્યાં છે. " વગેરે.

ઉપરની હકીકત વાંચી મનમોહનલાલને એટલું આશ્ચર્ય લાગ્યું કે તેને પ્રથમ તો પોતાની આંખનો પણ ભરોંસો પડયો નહિ. ' આ હું શું વાંચું છું ! શું સરોજિનીના હાથ ઉપર ત્રિશુળ ! ! એ વાત કેમ મનાય ? દેવી સરખી સરોજ બહેનના હાથ ઉપર ત્રિશુળ સંભવેજ કેમ !...મારે તરત તપાસ કરવી જોઇએ..."

તેણે હાથમાંથી છાપું નાંખી દીધું. ચહા પીવી પડતી મૂકી, કપડાં પહેરી લીધાં અને તરત ચાલી નીકળ્યો. શ્રીપતલાલનું શીરનામું તેને ખબર હતુંજ એટલે સરોજવાળું મકાન શોધી કાઢવામાં તેને મુશ્કેલી નડી નહિ.

એ વખતે સરોજ અને માણેકગૌરી બંને વાતો કરી રહ્યાં હતાં. શ્રીપતલાલ સાહેબને મળવા ગયો હતો. મનમોહનલાલે પ્રવેશ કર્યો, અને ત્યાં ખરેખર સરોજને જોતાંજ બોલી ઉઠયો:–

" અરેરે ! આ હું શું જોઉં છું ?...ત્યારે શું પેપરવાળાની હકીકત સાચીજ છે ?...મારે શું માનવું ? બહેન સરોજિની ! તમે અહીં ક્યાંથી ?...આ શું છે ? "

હા ભાઈ, ન્યુસપેપરની હકીકત સાચીજ છે. હુંજ બેદી ત્રિશુ-ળના ચિહ્નવાળી સ્ત્રી અને હુંજ દામુની દીકરી છું. અત્યાર સુધી તમે તે જાણતા ન હતા, પણ..."

" શું ખરેખર, તમે દામાચંભુની પુત્રી છો ?...આ હું શું સાંભળું છું ?..."

" હા. હું તેજ બદમાશ બાપની દીકરી છું. ભાઈ ! તમને મારા ઉપર તિરસ્કાર આવતો હશે; પરંતુ મારી દયા લાવવા જેવી સ્થિતિ છે..."

" મને તમારો તિરસ્કાર આવે એવો હું કૃતઘ્ની તો નથીજ. પરંતુ એ બન્યુંજ કેમ ? તમે દામુની પુત્રી હો તો નંદનબાને ઘેર ક્યાંથી ? "

માણેકગૌરીએ નીચું જોયું.

" એ વાત અમને પૂછશો નહિ. અમારે મોઢે તેનું વર્ણન કરી શકીએ એમ નથી. કાલે પેપરમાં પ્રગટ થશે ત્યારે તેમાંજ વાંચજો. "

મનમોહન આશ્ચર્યમાં ડુબી ગયો. ઘણા વખત સુધી તો તે

કિંકર્તવ્ય મૂઢ બનીને બંનેના તરફ જોતો ઊભો રહ્યો. અંતે કહ્યું:–
" ત્યારે આવે તમને પેલા પ્રોસિક્યુટર મી૦ શ્રીપતલાલે પકડ્યાં'ને ?... તેમણેજ ફસાવ્યાં કેની ? "

" તેમણે પકડ્યાં; પરંતુ ફસાવ્યાં નથી. મનમોહનભાઈ ! તે બહુ ભલા માણસ છે. તેમને માટે ખોટું બોલશો નહિ. "

" ત્યારે તેણે તમને પકડ્યાં કેમ ? "

" સાહેબના હુકમને લીધેજ. પરંતુ અમને જામીન પર તેમણેજ છોડાવ્યાં છે. "

" તે મેં પેપરમાં વાંચ્યું છે. " મનમોહનલાલે કહ્યું, " વારુ: પણ તમારા ઉપર ઘણા કેસનો આરોપ આવે છે, એ વાત ખરી છે કે ?"

" મને તેની વાત સંભળાવો. હું તમારા તરફથી વકીલ તરીકે લડીશ..."

"હું અપરાધી છું. વકીલસાહેબ ! હું કલંકિત છું. મારા તરફથી લડવામાં તમને યશ નહિ મળે..."

"તમે કલંકિત છો? ખરેખર અપરાધી છો ! સરોજબહેન ! એ..."

"પરંતુ હવે નવા આરોપ આવવાના નથી અને જૂના આરોપની સંખ્યા ઘણુજ છે !" શ્રીપતલાલ તેજ ક્ષણે સાહેબને મળીને આવી પહોંચ્યો તેણે એકદમ ઉત્તર આપ્યો.

"કોણ, મી૦ શ્રીપતલાલ ?"

"હા મી૦ વકીલ ! તમારા કેસની વાત મેં સાંભળી છે. કનૈયાલાલ સાથેની તમારી ખટપટનો અંત આવી ગયો કે શું ?"

"હા. તેનો કેસ ખોટો કર્યો. તેની પાસેથી મેં માફીપત્ર લખાવી લીધું છે તે તમે..."

"પેપરમાં વાંચ્યુંજ હતું." શ્રીપતલાલે કહ્યું. "મી. મનમોહનલાલ! તમે મારી સરોજ તરફથી બોલવા તૈયાર થાઓ છો તે માટે હું તમારો આભાર માનું છું."

શ્રીપતલાલના મોંમાંથી "મારી સરોજ" એ શબ્દો સાંભળી મનમોહનલાલ ચમક્યો. શ્રીપતલાલે તે જોયું. તેણે પાસેજ બેઠેલી માણેકગૌરી તરફ જોઇ હસીને ઇશારત કરી. ચતુર માણેક સમજી ગઇ. તેણે સરોજના સ્વપ્નની વાત મનમોહનલાલને કહી સંભળાવી.

મનમોહનલાલને તે સાંભળી અત્યંત આનંદ થયો. તે બોલ્યો:– "ત્યારે તો મી. શ્રીપતલાલ! હું તમને ધન્યવાદ આપું છું. સરોજ બહેન જેવી સુશિક્ષિત, સુંદર..."

"પણ કલંકિત સ્ત્રી મેળવવા માટે કે ?" સરોજ વચમાં બોલી ઉઠી.

"એમ બોલીશ માં. સરોજ ! તું હવે કલંકિત રહેવાની નથી. અત્યાર સુધીમાં તારાથી થયેલા ગુન્હાઓ સરકારના કાયદા પ્રમાણે ભલે અપરાધ લેખાતા હોય, પરંતુ તેથી પણ મહાન્ ઇશ્વરી કાયદાનુસાર તો સત્કર્મજ ગણાય. તારા પરોપકારી ઉદ્દેશમાં એ સર્વ ઢંકાઇ જશે એમ મને આશા છે." એમ કહી શ્રીપતલાલે મનમોહન વકીલ સાથે વાત કરવા માંડી. તેને સરોજ ઉપર મૂકાયલા તહોમતોનું ખરૂં સ્વરૂપ બતાવ્યું, તે દરેકમાં સરોજનો શો શુભ ઉદ્દેશ હતો તે પણ દર્શાવ્યો, અને ત્રિશુળના પ્રભાવને લીધેજ થયા છે એમ પણ કહ્યું."

સર્વ સમજી રહ્યા પછી મનમોહનલાલે હર્ષ પામતાં કહ્યું:— "બસ એટલુંજ કે ? આ કેસમાં સરકારનું કાંઇ ચાલવાનું નથી. મને એક માર્ગ સૂઝે છે, તે વડે હું સરકારી વકીલને તરત ઝાંખો પાડીશ એમ મને ખાત્રી છે."

"ત્યારે તો તમારો અત્યંત ઉપકાર થશે..."

"એથી પણ વધારે મોટો ઉપકાર સરોજ બહેને મારા ઉપર કરેલો છે, એટલે મારી ફરજ તરીકેજ મારે આ કામ કરવાનું છે; પરંતુ તમારાં લગ્ન થાય ત્યાં સુધીમાં એ ત્રિશુળ ફરી એકાદવાર પોતાનો પ્રભાવ ન બતાવે તે ધ્યાનમાં રાખવાનું છે. મી. શ્રીપતલાલ ! અત્યારેજ તમે લગ્ન કરો તો ?"

"હું તો તૈયારજ છું, સરોજની ઇચ્છા હોય તો..."

"હું જગતની દૃષ્ટિએ નિર્દોષ ઠરૂં નહિ ત્યાં સુધી આવી કલંકિત સ્થિતિમાં, તમારી સાથે લગ્ન કરી તમારી કીર્તિને લાંછન લગાડવા ઇચ્છતી નથી, માટે કોર્ટ મને નિર્દોષ ઠરાવી છોડી મૂકે ત્યાં સુધી એ વાત કાઢશો નહિ..."

"પરંતુ એટલા વખતમાં તારા હાથે કાંઇ..."

"કાંઇ થવાનું નથી. મેં હવે મારા મન પર સુપ્ટગ કાબુ રાખવા પ્રયત્ન કર્યો છે. હું મારૂં ધ્યાન બીજા વિષયોમાં પરોવીશ. બનતાં સુધી બહાર ઝાઝું ફરીશજ નહિ એટલે એ ત્રિશુળ મને કાંઇ અસર કરી શકશે નહિ."

"હું પણ સરોજનું ચિત્ત બીજા ઉચ્ચ વિષયોમાં રોકાયલું રાખવાને પ્રયત્ન કરીશ." માણેકગૌરીએ કહ્યું.

## ૩૭

### "અચ્યુતં કેશવમ્ !"

છેલ્લા બનાવને એક અઠવાડીયું વીતી ગયું. તે દરમ્યાન સરોજના ભેદી ત્રિશુળની વાતો આખા શહેરમાં પ્રસરી ગઇ હતી. 'હાસુની દીકરી' નંદનબાને ઘેર ક્યાંથી આવી તે પણ થોડું ઘણું લોકોએ જાણ્યું સરોજનાં લગ્ન થયા પછી ત્રિશુળનું ચિન્હ ઉડી જશે, એમ

જાણી નંદનબાને અત્યંત આનંદ થયો.

સરકાર તરફથી સરોજ ઉપર ત્રણ આરોપ મૂકાયા હતા. પહેલો સોમાજી મારવાડી વાળો, બીજો સદાનંદ પંડિતજીનો અને ત્રીજો માંકડાવાળા મદારીનો. શ્રીપતલાલ અને મનમોહનલાલ બેગા બેસીને પુષ્કળ વિચાર કરવા લાગ્યા; અનેક મુત્સદ્દાઓ ઘડવા લાગ્યા.

પાછળના બે કેસો ઉડાવી દેવાનો તેમને એક રહેલો ઉપાય જડી આવ્યો. શ્રીપતલાલે મદારીને પોતાની પાસે બોલાવ્યો. તેના વાંદરાની કેટલી કીમત હતી તે પૂછીને શ્રીપતલાલે તેને તેટલા રૂપીયા આપી દીધા. એક અવાચક પ્રાણીને પોતાના પેટને માટે દુઃખ દેવું એ કેવું નિર્દય છે, તે તેને સમજાવ્યું, અને તેને પોતાના એક ઓળખીતાની મીલમાં પચીસ રૂપીઆની નોકરી અપાવી, એટલે તેણે ઘણો આનંદ પામી પોતાનો કેસ પાછો ખેંચી લીધો.

સદાનંદ પંડિતે પણ પોતાના પેટને માટેજ પેટી વેચવા કાઢી હતી, એ સહુ કોઇ જાણતું હતું. શ્રીપતલાલે તેને વકીલ સાહેબને ઘેર મળવા બોલાવ્યો. મનમોહનલાલે તેને કહ્યું. કે 'તું તારો કેસ પાછો ખેંચી લે, નહિ તો જર્મન સાહેબને પેટી આપી આપણી સરકાર વિરૂદ્ધ કાવતરૂં કરવાનો તારો ઇરાદો હતો એમ અમે તારા ઉપર આરોપ મૂકીને તને સહજમાં ફસાવી શકીશું.'

સદાનંદ ગભરાયો. છતાં તેની પાસે કાંઇ પણ દ્રવ્ય રહેલું ન હતું. કેસમાં છતતાં પેટીની નુકશાની મળે તે પરજ નિર્વાહ ચલાવવાનો તેનો એકજ ઉપાય હતો, એટલે કેસ પાછો ખેંચતાં તે અચકાયો. મનમોહનલાલ તે સમજી ગયો, એટલે એક ઉપાય શોધી કાઢ્યો. સદાનંદ પંડિતને અંગ્રેજી આવડતું હતું, અને પોતાને એક કલાર્કની જરૂર હતી એટલે તેને પોતે ત્યાં નોકરીએ રાખી લીધો. એ પ્રમાણે તેનો કેસ પણ પાછો ખેંચાયો.

રહ્યો માત્ર સોમાજી લખમીદત્ત જયપુરવાળો !

આ એક કેસને માટે વકીલસાહેબને ઘણીજ ખટપટ કરવી પડી. અનેક કાગળીઆ ચીતરવા પડ્યા. તેમાં પેલા મૂંગા દરજીની વાત પણ ઉઘડી. જે નાયકને સરોજે હડસેલી પાડ્યો હતો તે પણ સોમાજીશેઠની તરફેણમાં ઉભો થયો હતો.

પરમ દિવસે સરોજના કેસની શરૂઆત છે. શ્રીપતલાલ અને મનમોહનલાલે બે દિવસ અત્યંત મહેનત કરી મુત્સદ્દાઓ ઘડી કાઢ્યા. તેમાં તેમને વારંવાર સરોજની સહાય અને બુદ્ધિનો ઘણો ઉપયોગ કરવો પડતો.

+ + + + +

લગભગ સાડા અગીઆર વાગે કોર્ટનું કામ ચાલુ થયું. સરોજને તહોમતદારના પિંજરામાં લાવીને ઉભી કરી. ભેદી ત્રિશૂળવાળી સ્ત્રીનો ભેદ જાણવા માટે લોકો એટલા બધા ઉત્સુક હતા કે પ્રેક્ષકોની ગેલેરી આખી ચિકાર ભરાઇ ગઇ હતી. ઉભા રહેવાની જગ્યા ન હતી.

સરોજનું સ્ટેટમેન્ટ લેવાવા માંડ્યું. ( સોમાજીશેઠે પોતાનું પહેલાંથી આપી દીધું હતું. ) પોલિસવાળા ધારતા હતા કે ' અમે સરોજ વિરૂદ્ધ પુષ્કળ બાતમી મેળવી અને સરોજ જુઠું બોલવા જશે એટલે તેને તરત ખરી વાત સિદ્ધ કરીને ફાંસામાં લઇ શકીશું.

પરંતુ અહીં તો કંઇક જુદુંજ બન્યું. સરોજે ફડાફડ બધી વાતો કબુલ કરવા માંડી. પોતેજ કાળો બુરખો પહેરીને સોમાજી શેઠને ત્યાં ચોરી કરી હતી એમ સ્પષ્ટ શબ્દોમાં કબુલ કરી દીધું. એટલુંજ નહિ પણ જે જે વાતો પોલિસ પણ જાણતા ન હતા અને તેઓ ગમે તેટલી શોધ કરવા છતાં જાણી શકને નહિ તેવી પણ ઘણી વાતો સરોજે ભર કોર્ટ વચ્ચે જણાવી દીધી. પોતે કરેલું એકેએક કામ તેણે નિડરપણે ન્યાયાધીશ આગળ વર્ણવી દીધું, અને તે કામ કરવામાં પોતાનો શો ઉદ્દેશ હતો અને કેટલે અંશે પાર પડ્યો તે

પણ બતાવી દીધું. પોલિસો, સોમાજી શેઠ, બધા પ્રેક્ષકો, વકીલો અને ન્યાયાધીશ પણ ચકિત થઇ જોવા લાગ્યા—કે સરોજના વાક્‌ચાતુર્ય અને છટાથી સદ્ધારણા અને નીડરતાથી મ્હાત્ થઇ ગયા !!

ફરીઆદી સોમાજીશેઠ તરફનો વકીલ જ્યારે સરોજે જાતે સ્પષ્ટ શબ્દોમાં કબુલ કરવા માંડયું, ત્યારે મનમાં ઘણાજ આનંદથી ફુલાવા લાગ્યો. પરંતુ જેમ જેમ સરોજ બોલતી ગઇ, જેમ જેમ સોમાજી શેઠની ક્રૂરતા અને રાક્ષસી વ્યાજનો દર જાહેર થતો ગયો તેમ તેમ તે ઝાંખો પડવા લાગ્યો. સરોજે સાધારણ રીતે આરોપીઓને અપાય છે તે કરતાં ઘણીજ વધારે છૂટ લીધી હતી. ન્યાયાધીશના પૂછ્યા વગરજ તે પોતાનું સ્ટેટમેન્ટ—લગભગ એક ભાષણના સ્વરૂપમાં બોલતી ગઇ. કારણ કે એક શબ્દ પણ છૂપાવવાનો તેનો ઇરાદો હતોજ નહિ; તેને બધું ખુલ્લે ખુલ્લું કહી દેવુંજ હતું. રિપોર્ટરો તેના શબ્દેશબ્દ લખતાજ ગયા.

લગભગ પોણા કલાક સરોજે પોતાનું સ્ટેટમેન્ટ પુરૂં કર્યું. પ્રેક્ષકો તરફથી તાળીઓ પડી. સરોજનું 'ભાષણ' પુરૂં થયા પછી ન્યાયાધીશ અને વકીલો હવે એને કયો પ્રશ્ન પૂછવો તેના વિચારમાં પડયા, કારણ કે સરોજે કાંઇ પૂછવાનું બાકી રાખ્યુંજ ન હતું.

અંતે સોમાજીશેઠનો વકીલ ઉભો થયો. તેણે ન્યાયાધીશની રજા લઇને પોતાનું ભાષણ શરૂ કર્યું. તેણે કહ્યું, 'મારો અસીલ ગમે તેવો નિર્દય હોય, ગમે તેવા ભયંકર વ્યાજના દર લેતો હોય, તો પણ આરોપીને તેને નુકશાન કરવાનો બીલકુલ હક નથી. દેવાદારો પોતાની ગરજે ખાતું પડાવી જતા, અને વ્યાજ ખુશીથી ભરતા હતા. તો તેમાં માત્ર એક ત્રિશળના ઝનુનના બહાના હેઠળ આરોપી ચોરી કરવાનો આરોપ સાબિત થયો છે છતાં તેમાંથી છૂટી જાય તે મોટો અન્યાયજ છે..." વગેરે

તેણે પોતાનું ભાષણ પુરૂં કર્યું, એટલે થોડીવાર સુધી આખી

કોર્ટમાં શાંતિ પ્રસરી ગઇ. સર્વ વિચારમાં પડી ગયેલા લાગ્યા. કેટલાક આપસઆપસમાં વાતો કરવા મંડી પડયા. એટલામાં મનમોહનલાલ ઉભો થયો !

સર્વનું ધ્યાન સરોજના વકીલ તરફ દોરાયું. તે હવે શું કહેશે તે જાણવાને એકએક પ્રેક્ષકને ઉત્કટ ઇચ્છા થઈ. મનમોહનલાલે ન્યાયાધીશને નમન કરી પૂછ્યું:–" માઈ લોર્ડ ! એક માણસ ગાંડપણામાં કોઇને નુકશાન કરે, અથવા અપરાધ કરે તો તેને માટે શું શિક્ષા છે ?"

" પૂરૂં ગાંડપણુ સિદ્ધ થાય તો તેને માફ કરવામાં આવે છે." સરકારી વકીલે જવાબ દીધો.

એ ઉત્તર મળતાંજ મોહનલાલે બેદી ત્રિશૂળનું ધ્યેન એ એક જાતનું ગાંડપણુજ હતું, એમ સિદ્ધ કરવા માંડયું. અનેક પૂરાવા આપીને તેમજ ત્રિશળના ધ્યેનમાં કેટલીક વાર સરોજે પોતાને પણ નુકસાન કર્યું છે, તથા તે ધ્યેનમાં પોતે શું કરે છે તેનું સરોજને બીલકુલ ભાન ન હતું, વગેરે વાતોના દૃષ્ટાંત સાથે ઉલ્લેખ કરી મનમોહનલાલે ન્યાયાધીશની ખાત્રી કરી આપી કે બેદી ત્રિશળ સરોજમાં માત્ર એક જાતનું ગાંડપણુ ઉત્પન્ન કરતું હતું.

સોમાભાઈશેઠનો વકીલ ઉભો થઈ કહેવા લાગ્યો કે " માણસ ખરેખર ગાંડો ઠરે તો તેને મૅડહાઉસમાં મોકલવામાં આવે છે તે પ્રમાણે થવું જોઇએ."

પરંતુ તરત શ્રીપતલાલ ઉભો થયો. તેણે કહ્યું:–" આ કેસમાં તેમ કરવાની કાંઇ જરૂર નથી. કારણ કે ત્રિશુળનું ગાંડપણુ થોડો વારજ રહેતું. ઉપરાંત હવે પછી તેવું કશું અપરાધનું કાર્ય થવાનું નથી એની હું કોર્ટને ખાત્રી આપું છું. અને થાય તો તેને માટે હું જોખમદાર છું." વગેરે.

સામા વકીલને બોલવાનો માર્ગ દેખાયો નહિ.

× × × ×

રાત્રિ પડી ગઇ હતી, ચર્નગિડ પર નંદનબાના બંગલામાં અત્યારે ધમાલ થઇ રહી. ઉજાણીની–રીફ્રેશમેન્ટની સામગ્રી તૈયાર થતી હતી, ટેબલ ઉપર હાર તોરા પડ્યા હતા, આમ તેમ ખુરશી ઉપર શ્રીપતલાલ, મનમોહનલાલ, સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ તથા બીજા સ્નેહીઓ બેઠા હતા. કેસ જીતી આવ્યાના આનંદમાં તેઓ એક બીજાને મુબારકબાદી આપતા હતા. શ્રીપતલાલે કોર્ટમાંજ મનમોહનલાલને હાર પહેરાવી દીધા હતા તેજ અત્યારે ટેબલ ઉપરથી પોતાની મધુર સુવાસ આખા દિવાનખાનામાં ફેંકી રહ્યા હતા.

નંદનબા અત્યારે પાર્ટીની તૈયારી કરાવવા માટે ઘરમાં ગયાં હતાં. જ્યારે કોર્ટે સરોજની મુકતતા સંબંધીનું જજમેન્ટ જાહેર કર્યું કે તરતજ પ્રેક્ષક વર્ગમાંથી નંદનબાએ ઉભા થઇ કહ્યું:–" મેં સરોજિનીને એક બાળક હતી ત્યારથી ઉછેરીને મોટી કરી છે. મારૂં એના ઉપર એક ખરી માતા સરખું હેત છે...અત્યારે એ નિરપરાધી ઠરી દોષ મુક્ત થઇ છે, એટલે હું એને મારી પુત્રી તરીકે દત્તક લઉં છું, અને કોર્ટ મને તેમ કરવાની પરવાનગી આપશે એવી આશા છે."

એ પરવાનગી મળી ગઇ. કોર્ટ બરખાસ્ત થતાં નંદનબા સરોજને ભેટી પડ્યાં. તેમનું હેત એકદમ તરી આવ્યું. સરોજને તરત પોતાની સાથે ઘેર તેડી લાવ્યાં. પોતાનું કલંક દૂર થાય ત્યાં સુધી બાના ઘરમાં ન આવવાની ઈચ્છાવાળી સરોજે નંદનબાનું હેત હજુ તાજુંજ રહેલું જોઇ પોતાની ઇચ્છા છોડી દીધી. સરોજ, માણેકગૌરી સર્વ પાછાં ભેગાં થયાં !

સરોજ વિજય પામી હતી, કહો કે–પોતાની બહાદુરીજ વિજય પામી હતી. તેના ઉપરનો આરોપો નિષ્ફળ ગયા હતા. લોકો ફરી તેના તરફ માન અને સદ્‌ભાવથી જોવા લાગ્યા હતા, છતાં–છતાં હવે સરોજના એક એવો ફેરફાર થઇ ગયો હતો–એક એવો તેની

વૃત્તિમાં વિકાર ગઇ ગયો કે બહાર દિવાનખાનામાં આવતાં પણ તેને શરમ લાગી. થોડા દિવસ પરની ઉછૃંખલ, છટાવાળી, જાજ્વલ્યમાન, ભભક ભરેલી સરોજ, આ બનાવ પછી માત્ર બે કલાકમાં શરમાળ નરમ, મંદસ્વરવાળી, સંકોચવાળી સરોજિની બની ગઈ! કહો કે એક ' મુગ્ધા બની ગઇ ! ' અને ઘરમાંજ બેસી રહી.

આપણા જીવનમાં આપણે કેટલીકવાર એવા વિકારો થતા જોઇએ છીએ. અમુક બનાવ બન્યા પછી કોઇ માણસના સ્વભાવમાં એકાએક મોટો ફેરફાર થઈ જાય છે; પરંતુ આપણે તેના ઉપર ઝાઝું લક્ષ આપતા નથી !

" હું તમને મુબારકબાદી આપું છું. મી. શ્રીપતલાલ ! " સાહેબે કહ્યું:–" તમે અંતે ફાવ્યા ખરા ! "

" વકીલ સાહેબના પ્રતાપથીજ. " શ્રીપતલાલે આડકતરી રીતે મનમોહનલાલનો ઉપકાર માન્યો.

" એમાં મેં કાંઇ કર્યું નથી. ખરી બહાદુરી તો સરોજ બહેનની પોતાનીજ છે. " તેણે આભારનો ગોળો ત્રીજીજ દિશામાં ગબડાવ્યો.

એટલામાં નંદનબા આવી પહોંચ્યાં. તેમણે પણ આનંદમાં ભાગ લેવા માંડ્યો. વકીલસાહેબે પૂછ્યું:–" સરોજબહેન ! બહાર કેમ આવતાં નથી ? આજે તો તેમનીજ ચતુરાઇથી આ આનંદ મેળવાય છે..."

" હું ઘણુંયે કહું છું, પરંતુ સરોજ બહાર આવવાની નાજ કહે છે ! "

સ્વાદિષ્ટ વાનીગોની રકાબીઓ આવવા લાગી. સર્વનાં મોં ચાલવા લાગ્યાં, સાથે વાતો પણ થતી હતી.

સરોજ દિવાનખાનામાં નજ આવી !

## ૩૮

## –અને આરતી !

વાંચક ! હવે આપણા સંબંધનો અંત આવે છે, એટલે તારી દૃષ્ટિને ચપળ કરી દે.

સરોજ શ્રીપતલાલનાં લગ્ન થયાને ઘણા દિવસ થઇ ગયા છે. દંપતિ નંદનબાને બંગલેજ આનંદમાં રહે છે, શ્રીપતલાલ નંદનબાનો ઘરજમાઇ થઇ રહ્યો છે.

તે ત્રણુ અને ચોથી માણેકગૌરી ઘણા દિવસ સુધી એવા 'સ્વર્ગીય' સુખમાં વસ્યાં !

પછી સમય જતાં નંદનબાની તબીયત બગડી. તેમની ઉંમર થઇ હતી, અને તેમાં મુંબાઇ શહેરની હવા સહન કરવાની ! તેમનું આયુષ લાંબુ ન હતું. છેલ્લા કોલેરાના પ્લેગમાં તેમણે આ સૃષ્ટિની સર્વ વસ્તુઓનો સંબંધ છોડી દીધો.

મોટા બંગલામાં સરોજ, શ્રીપતલાલ અને માણેકગૌરી એકલાં રહેવા લાગ્યાં. 'બા'ની પાછળ તેમણે ઘણો શોક કર્યો, માણેકગૌરીને પણ અત્યંત દુઃખ થયું; પરંતુ શું કરે ?

કાળ સર્વ દુઃખને ભૂલાવે છે, તે પ્રમાણે વખત જતાં ત્રણેજણ 'બા'ની ખોટને ભૂલ્યાં. સરોજ ધીમે ધીમે પાછી હસમુખી બની.

એક દિવસ શ્રીપતલાલ અને સરોજ એકાંતમાં બેઠાં હતાં. ભૂત કાળમાં થઇ ગયેલા બનાવોને કકડે કકડે સંભારી મધુર ઉત્સુકતાનો આસ્વાદ લેતાં હતાં, એટલામાં શ્રીપતલાલ ઉઠ્યો. સરોજની પાસે આવ્યો, તેનો ડાબો હાથ પોતાના હાથમાં લઇ બારીકીથી જોવા લાગ્યો. સરોજ આશ્ચર્ય પામી.

" શુ જુઓછો ? "

" કદાચ પેલું ભેદી ત્રિશૂળ પાછું..."

" હં હં તેની વાત જવા દો. હવે તે કદી પાછું દેખાવાનું નથી. મારા પિતાના કુટુંબ સાથેનો મારો સંબંધ તૂટી ગયો છે તો હવે તે દોષમય લાંછનને ભૂલીજ જાઓ..."

" તેને ભૂલી તો કેમજ શકાય? વહાલી સરોજ! " શ્રીપતલાલે કહ્યું:—" તેના પ્રતાપ વડેજ હું તને પામ્યો છું. આ બંગલો, આ વાડી, આ વૈભવ, સર્વ તે ભેદી ત્રિશૂળના પ્રતાપેજ મારાં થયાં..."

" પણ મેં અદલાબદલી કરી ન હોત તો ? "

બારણા પાછળથી કોઈકનો મંદ અવાજ આવ્યો, અને તે સાથેજ ત્રીજા અંકનો પડદો પડયો ! ! !

## સમાપ્ત.

જનસમાજમાં ખાસ વખણાયેલી

## નવલકથાઓ.



| | |
|---|---|
| ગુજેરી-મુંબાઈની શેઠાણી સચિત્ર | ૨-૦-૦ |
| મિલન-મંદિર ( સચિત્ર ) | ૨-૦-૦ |
| કુમુદકુમારી ( સચિત્ર ) | ૩-૦-૦ |
| રતિસુંદરી ( સચિત્ર ) | ૨-૦-૦ |
| રત્નગઢની રંભા ( સચિત્ર ) | ૩-૦-૦ |
| સરોજસુંદરી-સુધરેલો જમાનો | ૨-૮-૦ |
| સ્ત્રીઓની રંગભૂમિ | ૨-૮-૦ |
| સંસાર શેત્રંજ ભાગ ૧ લો | ૧-૮-૦ |
| સંસાર શેત્રંજ ભાગ ૨ જો | ૧-૮-૦ |
| સંસાર શેત્રંજ ભાગ ૩ જો | ૨-૦-૦ |
| કર્મ-બન્ધન યાને વિધવાની કર્મકથા | ૨-૮-૦ |
| વીર રાઠોડ (વિરરસથી ભરપૂર) | ૨-૮-૦ |
| વિધિનું વિધાન ( સચિત્ર ) | ૨-૮-૦ |
| કુંદન અને કુસુમ ભાગ ૧ થી ૮ દરેક ભાગની | ૧-૪-૦ |
| સરસ્વતી (સામાજિક નવલ) | ૧-૪-૦ |
| વનવાસિની (ઐતિહાસીક) | ૨-૦-૦ |
| કુસુમલતા | ૧-૮-૦ |
| કુલિનકાન્તા | ૧-૦-૦ |
| કુસુમકુમારી | ૧-૮-૦ |
| માનવ શયતાન | ૧-૮-૦ |
| પ્રેમપિંજર કે ખુની ખંજર | ૧-૮-૦ |
| સન્મિત્ર કે શયતાન | ૧-૦-૦ |